ગુજરાતી પંચની
૧૯૨૨ ની ભેટ.

# ભીષ્મ પ્રતિજ્ઞા.

પ્રકાશક,
સોમાલાલ મંગળદાસ શાહ.
અધિપતિ–'ગુજરાતી પંચ.'
અમદાવાદ

કીમત રૂ. ૧-૦-૦

# ભીષ્મ પ્રતિજ્ઞા.

स्वदेश सेवैव महाव्रतं स्यात् ।


કર્ત્તા:—

ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત,

મુ. અંબાડી.

તાલુકે આણંદ.



પ્રકાશક:—

સોમાલાલ મંગળદાસ શાહ,

અધિપતિ—'ગુજરાતી પંચ' અમદાવાદ.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું

ઠે. પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦.

મૂલ્ય રૂ. ૧-૦-૦.

# અનુક્રમણિકા.

## પુર્વ ખંડ.

## ઉત્તર ખંડ.



---

# પ્રસ્તાવના.

મેવાડ ભૂમિનો મહિમા અલૌકિક છે. એ ભૂમિમાં અનેક વીરરત્નો ઉત્પન્ન થયાં છે. એમાંનાજ એક નર રત્નનો પરિચય યથાશક્તિ કરાવવાનો આ પ્રયાસ છે.

જર, જમીન અને જોરૂ એ ત્રણ વસ્તુઓ દુનિયામાં ઉથલપાથલ કરાવનારી છે. એ આકર્ષણ એવાં જબરાં છે કે દૃઢ મને બળવાળા મનુષ્યોજ એના પાશમાંથી મુક્ત રહી શકે. પ્રસ્તુત નવલકથાના નાયક ચંદ્રદેવના ચરિત ઉપરથી વાચકને તે વિદિત થશે.

કોઇ પણ રાષ્ટ્રની ઉન્નતિનો આધાર તે પ્રજાની ધાર્મિક સ્થિતિપર રહેલો છે. આર્ય ધર્મ શાસ્ત્રોએ સમાજમાં સ્ત્રીને ઉચ્ચ સ્થાન આપેલું છે. કારણકે સ્ત્રીઓજ જગતની ઉન્નતિનું આદિ કારણ છે, આવી માન્યતાથી આપણા દેશમાં સ્ત્રીઓનું સન્માન જાળવવાનો રિવાજ વચગાળાના સમયમાં કેટલો પ્રબળ હતો તે આ નવલકથા વાંચવાથી સમજાશે.

પ્રસ્તુત નવલકથા ઐતિહાસિક છે. તેનું વસ્તુ ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. છતાં નવલકથા ધર્મને અનુસરી તેમાં કેટલાક કાલ્પનિક પ્રસંગો ઉમેરાયલા છે.

છાપવાની ઉતાવળને લીધે પ્રુફ સુધારતાં વાળી ભૂલો રહી ગએલી છે. વાચકગણ તે સુધારી લેશે એવી આશા છે.

અંધાડી,
ચૈત્ર, ૧૯૭૮. } ડાહ્યાલાલ નજલાલ પંડિત.

સ્વ. પૂજ્ય પિતાજી !

આપના

અમર આત્માને

સમર્પિત.

આપનો કનિષ્ઠ પુત્ર,

ગ્રંથ કર્ત્તા.

## "ગુજરાતી પંચ" પત્ર તરફથી આપવામાં આવેલી

# ભેટો.

| નામ. | કીંમત. |
|---|---|
| ૧ માલતી અથવા આર્યોના સાંસારિક દુર્ગુણોથી થતી ખુવારી ... ... ... | ...૧-૦-૦ |
| ૨ શ્રીગીતા અથવા વીજળી ગામડીઅણ ... | ...૧-૦-૦ |
| ૩ સંસાર યાત્રા ... ... ... ... | ...૦-૧૨-૦ |
| ૪ શૈલપુરની સુંદરી ... ... ... | ...૧-૦-૦ |
| ૫ અયોધ્યા અને અંગ્રેજ... ... ... | ...૧-૮-૦ |
| ૬ અલક્ષ્ય જ્યોતિ ... ... ... | ...૧-૮-૦ |
| ૭ ઉષાકાન્ત ... ... ... ... | ...૧-૮-૦ |
| ૮ પદ્મનાભ ... ... ... ... | ...૧-૮-૦ |
| ૯ મધુકર ... ... ... ... | ...૧-૮-૦ |
| ૧૦ જ્યોતિપુંજ ... ... ... ... | ...૧-૮-૦ |
| ૧૧ શાન્તિદા ... ... ... ... | ...૦-૧૨-૦ |
| ૧૨ પ્રિયકાન્ત ... ... ... ... | ...૧-૮-૦ |
| ૧૩ સિતારનો શોખ તથા સુરબાળા ... ... | ...૧-૮-૦ |
| ૧૪ લલિત મોહન... ... ... ... | ...૧-૮-૦ |
| ૧૫ શ્વેતભાનુ ... ... ... ... | ...૧-૮-૦ |
| ૧૬ સુવર્ણકુમારી ... ... ... ... | ...૧-૦-૦ |
| ૧૭ કુંજબાળા ... ... ... ... | ...૧-૦-૦ |
| ૧૮ સત્યાસહ ... ... ... ... | ...૧-૮-૦ |
| ૧૯ કિરણસિંહ ... ... ... ... | ...૧-૮-૦ |
| ૨૦ મથુરા કિંવા બ્રહ્મસંજ્ઞા ... ... ... | ...૧-૮-૦ |
| ૨૧ સ્નેહલતા યાને ભેદ ભર્યું ખુન ... ... | ...૧-૮-૦ |
| ૨૨ ભોળા ભીમદેવ... ... ... ... | ...૧-૮-૦ |
| ૨૩ મંજરી... ... ... ... ... | ...૧-૦-૦ |
| ૨૪ વીર રમણી... ... ... ... | ...૧-૮-૦ |
| ૨૫ સમ્રાટની અહલ્યા... ... ... ... | ...૧-૦-૦ |
| ૨૬ ભિષ્મ પ્રતિજ્ઞા... ... ... ... | ...૧-૦-૦ |

# ઊંઝા આયુર્વેદિક ફાર્મસીની
## અમૃત તુલ્ય દવાઓ.

चंद्रोदय मकरध्वज—શક્તિની અકસીર દવા ગોળી સોના રૂ. ૧૨)
मकरध्वज याकुती— ,, ,, ગોળી ૪૦ રૂ. ૧૦)
अभ्रक भस्म नं. १ ક્ષય, દમ, નબળાઈ માટે તો. ૧ ના રૂ. ૪૦)
,, नं. २ ,, ,, ,, રૂ. ૮)
वंग भस्म—ધાતુસ્રાવ, પ્રમેહ, મૂત્રરોગ ,, રૂ. ૪)
लोहभस्म नं. १—શીકાશ, પાંડુ, અશક્તિ ,, રૂ. ૪)
प्रवाल भस्म—ખાંસી, નબળાઈ, વીગેરે. ,, રૂ. ૨)
ताम्र भस्म—ઉદરરોગ, દમ, અશક્ત, ,, રૂ. ૪)
पूर्णचंद्रोदय—નપુંસકને પુરૂષાતનમાં લાવનાર. ,, રૂ. ૬૦)
(સુવર્ણ કટીટ.) તથા તમામ રોગ મટાડનાર.
चंद्रोदयरस— ,, ,, ,, રૂ. ૨૫)
जीवन—સ્વાદીષ્ટ ધાતુ પૌષ્ટીક ચાટણ રતલ એકના રૂ. ૨ાા)
द्राक्षासव—દસ્ત સાફ લાવી ભૂખ લગાડે છે, તથા ઊંઘ ન આવવી, અમ્લપિત્ત, અરૂચી, ખાંસી, તથા ક્ષયનો અકસીર ઇલાજ છે. રતલ દોઢના રૂ. ૨)
हींगाष्टक चूर्ण— તોલા ૧૦ ના રૂ. ૦-૬-૦
महासुदर्शन चूर्ण— તોલા ૧૦ ના રૂ. ૦-૮-૦
सीतोपलादि चूर्ण— તોલા ૧૦ ના રૂ. ૧-૦-૦

આ ઉપરાંત તમામ જાતની દવાઓ મલશે. પ્રદર્શનોમાંથી ચાંદો તથા સરટીફીકેટો મળેલાં છે. સુચીપત્ર મફત મંગાવો. દરદીઓને શરીર તપાસીને દવા આપવામાં આવે છે.

કારખાનું ઊંઝા ગુજરાત.

(સ્થાપના ૧૯૦૪)
**ઊંઝા આયુર્વેદીક ફાર્મસી.**
મહાવીર સ્વામીના દેરા સામે.
રીચીરોડ—અમદાવાદ.

# ભીષ્મ પ્રતિજ્ઞા.

## પૂર્વ ખંડ.

### પરિચ્છેદ ૧ લો.

#### શોકોદ્ગાર.

વસંતની રળિયામણી રાત્રિ હતી. ચંદ્રપ્રભાનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપેલું હતું. લાલ–લલનાઓ એમાં આનંદકેલી કરી રહ્યાં હતાં. પ્રભાકરનાં પ્રખર કિરણોથી તપી ગએલા પદાર્થોને શીતળ કરતો, કુમુદોને વિકસાવતો, તરૂલતા પર અમૃત વરસાવી તેમને પ્રફુલ્લ કરતો નિશાનાથ ગગનમાં વિહાર કરી રહ્યો હતો. પ્રાચીન મેદપાટ–વીરપ્રસવિની મેવાડ ભૂમિનો રમ્ય પ્રદેશ પંદરમી સદીના આરંભમાં આવી મનોહર રાત્રિથી રમણીય ભાસતો હતો. રાત્રિના પ્રથમ પ્રહરમાં આ પ્રદેશમાં બે યુવકો મુસાફરી કરતા હતા. બંનેનું વય લગભગ સમાન હતું. બંનેએ સફેદ વસ્ત્ર પહેરેલાં હતાં. બંનેની કમરે તરવારો બાંધેલી હતી, ને ભેટમાં ખોસેલી નાની કટારો જાણે બહાર નીકળવાને ડોકીઆં ન કરતી હોય તેમ ભાસતી હતી.

આગળનો સવાર પ્રચંડ ને તેજસ્વી હતો. તેની આંખો ક્ષાત્ર તેજથી ભરપુર હોઇ ક્ષણેક્ષણે દૂર સુધી દૃષ્ટિ ફેંકતી હતી. માથા પર તેણે એક મેવાડી ઘાટનો ફેંટો બાંધેલો હતો. શરીર પર જામો ને તે પર પાતળી અંગરખી પહેરી દુપટ્ટો ખૂબ કસકસીને બાંધ્યો હતો. તેનું મુખમંડળ જો કે શ્રમથી મ્લાન દેખાતું હતું, તથાપિ તેની નૈસર્ગિક તેજસ્વિતા કાંઇ તેથી અદૃષ્ટ થઇ ગએલી ન હતી.

પાછળ ચાલતો સ્વાર પ્રથમના સ્વાર જેવોજ યુવાન હતો. તેણે પણ માથા પર ફેંટો બાંધેલો હતો પણ તેમાંથી તેનો કૃષ્ણવર્ણનો કેશકલાપ ક્વચિત્ દેખાઇ આવતો હતો. તેનું મુખકમળ સૌન્દર્યયુક્ત તેજસ્વિતાથી ભરપુર દેખાતું હતું. થોડે આગળ વધી તેણે કહ્યું,

'હું ધારૂં છું કે હવે આપણે મેવાડની હદ ઓળંગી ગયાં હોઇશું.'

'હા, સામી દેખાતી નદી પાસેજ મેવાડની સીમા સમાપ્ત થાય છે.' આગળ ચાલતાં સ્વારે પોતાના પાણીપંથા ઘોડાને વધારે ગતિમાન કરતાં જવાબ આપ્યો.

બન્ને સ્વાર ઘોડા દોડાવી નદીકિનારે આવી પહોંચ્યા. ત્યાં તેમણે ઝાડ સાથે પોતાના ઘોડા બાંધી તંબુ જેવું કરી મુકામ કર્યો. બીજા સ્વારે તંબુમાં જઇ શરીર પરથી વસ્ત્ર ઉતારી મૂક્યાં. હવે તે મુસાફર પુરુષરૂપે નહિ પણ વીસ બાવીસ વરસની રાજપૂત રમણી રૂપે ભાસે છે. બન્નેએ થોડું થોડું ભાથું ખાઇ જળપાન કરી લીધું. ત્યાર પછી સ્ત્રી મુસાફરે અંદર શયન કર્યું અને પુરુષ મુસાફર તંબુ બહાર જાગતોજ બેઠો.

એ પુરુષ મુસાફરનું સ્વરૂપ જેટલું સુંદર છે તેટલુંજ, બલ્કે તેથી પણ વિશેષ, તેનું હૃદય સુંદર છે. અત્યારે શ્રમમુક્ત થવાથી તેના મુખમંડળપરની ક્ષાત્ર–પ્રભા તેના અતિ ઉચ્ચ કુલીન કુટુંબની સાક્ષી પૂરે છે. ભ્રૂલતાઓ ક્ષણે ક્ષણે સંકોચાઇ તેના મનમાં ઉત્પન થએલા કુતૂહલનું સૂચન કરે છે. તેનાં બન્ને નયન જો કે અતિ મનોહર છે છતાં અત્યારે તે ધીમે ધીમે રક્તવર્ણનાં બનતાં જાય છે. સીધી અને ટુંકી નાસિકાની અગ્રશીશીઓ ક્ષણે ક્ષણે સ્ફુરી તેની માનસિક વ્યથા પ્રદર્શિત કરે છે. તેનું ઉન્નત મસ્તક રાજ્ય કારભાર વહન કરવાને સમર્થ હોવાનો દાવો કરતું હોય તેમ દૃઢ દેખાય છે. હાથપગ નાજુક ને કસરતથી કસાયલા છે. વિશાળ વક્ષઃસ્થળ હાથીનાં કુંભસ્થળને ભેદે તેવું દૃઢ છે.

ધીમે ધીમે તેના મુખ પર આશ્ચર્ય, શોક, ભય ને હર્ષની લાગણીઓ તરી આવવા લાગી. લાગણીઓના ફેરફારથી તેના શરીરમાં કાંઇક નવીન ચેતન આવ્યું ને તેથી તે સહજ કંપી, સ્વસ્થ થઇ દીર્ઘ નિશ્વાસ મૂકી બોલ્યો: "અરે પાપાત્માઓ ! કુલાંગારો ! તમને ધિક્કાર છે ! દુષ્ટો ! મેં જો તમને દુરાચારીઓને આવા લોભી જાણ્યા હોત તો હું તમારી પ્રપચબાજી આટલી બધી વધવા ન દેત. પાપીઓ! તમે અત્યારે કપટથી ફાવ્યા છો, ને હું મારી કીર્તિને વિમળ રાખવા માટે, મારી પ્રતિજ્ઞા પાળવા માટે, મારા પિતૃઓને પ્રસન્ન રાખવા માટે આવી દુર્દશામાં આવી પડ્યો છું. દુષ્ટ રાઠોડો ! તમે આ કૃત્યથી તમારા કુળની, તમારી જાતની ને તમારા દેશની કીર્તિને કલંકિત કરી છે. તમારી ભૂમિ જેવું તમારૂં હૃદય પણ શુષ્ક દેખાય છે. તમારા

પૂર્વજો પણ ક્યારે સંભાવિત[1] હતા ? ક્ષત્રિયકુલકલંક દેશદ્રોહી જયચંદ રાઠોડના નામપર ભારતવાસીઓ આજે પણ ફિટકાર કરી રહ્યા છે. દુષ્ટ જયચંદ ! તારા અધમ કૃત્યથીજ ભારત વર્ષની પ્રભુતા[2]-પર પાણી ફરી વળ્યું છે, ભારતવાસીઓના પગમાં પરતંત્રતાની બેડી પડી છે, અને તેંજ દેશના વિનાશનું બી વાવ્યું છે. રે પાપી ! તને હજારો વાર ધિક્કાર છે ! નરાધમ ! તારા વંશજો પણ તારા જેવાજ નીકળ્યા. પાપીઓની પ્રસૂતિ[3] પવિત્ર ક્યાંથી હોય ? દુષ્ટ ! તેં બોલાવેલા યવનોએજ તારો નાશ કીધો ને તારા વંશજોને પદભ્રષ્ટ કીધા. જોયું દેશદ્રોહનું પરિણામ ? તારા વંશજો કનોજ છોડી મંડોર ગયા. ભલા મંડોરપતિએ ક્ષાત્રધર્મને અનુસરીને તેમને આશ્રય આપ્યો. તેમના પર વિશ્વાસ મૂકી તેમને ધીમે ધીમે રાજ્ય કારભારમાં ભાગ લેતા પણ કર્યા; પણ એ સજ્જનતાનો બદલો તેમણે કેવી રીતે વાળ્યો ? આખરે દુષ્ટોએ વિશ્વાસઘાત કીધો ! મંડોરના પડિહાર રાજાઓ પાસેથી કપટ કરી રાજસત્તા છીનવી લઇ, દુર્ગ પર તેમણે પોતાનો વાવટો ફરકાવી દીધો ! ! રે કાયરો ! જો તમારે સત્તા જોઇતી હતી, તો તે મેળવવા બહાર મેદાનમાં પડી પ્રયત્ન કાં ન કીધો ? ક્ષત્રિયો જ્યારે વિશ્વાસઘાત કરશે, ત્યારે પછી અન્ય જાતિઓ શું નહિ કરે ? સૂર્યપિતા ! તું તારાં સહસ્ર કિરણો વડે શીતળતા કેમ નહિ વરસાવે ? રે મેરૂ ! તું તારી અડગતા શી રીતે જાળવી શકીશ ? ઓ જળનિધિ ! તું તારૂં ગાંભીર્ય શી રીતે ટકાવી રહીશ ? પણ અરે ! આ સર્વ મારી ભ્રમણા છે. વિભુની મહાન વિભૂતિઓ પોતાનો ધર્મ શી રીતે તજી શકે ? ઓ સૂર્ય પિતા ! તું તારી સંતતિ ઉપર કદિ કૂપિત થતો નહિ. તે પ્રાણાન્તે એવાં દુષ્ટ કૃત્ય તો નહિજ કરે.”

“નરપિશાચો ! અત્યાર સુધી હું તમારી કપટજાળમાં ફસાયો ને તમારાં આચરણપર મેં કિંચિત્ પણ શંકા આણી નહિ. તમારી [4]ચાટૂક્તિથી હું અંધ બની ગયો, પણ તે સર્વનું શુદ્ધ સ્વરૂપ હવે મને જણાયું ! હવે હું સમજ્યો, કે જેમ દરેક પર્વતમાં માણેક હોતાં નથી; દરેક જંગલમાં ચંદનવૃક્ષ હોતાં નથી; દરેક હાથીનાં ગણ્ડસ્થળમાંથી મોતી ઝરતાં નથી; દરેક ફળ સ્વાદિષ્ટ હોતાં નથી: તેમ દરેક માણસ પણ સરલ હૃદયનાં અને વિશ્વાસપાત્ર હોતાં નથી. હવે મને સમજાયું કે દુષ્ટ પુરુષો પણ નીતિમાન્ હોવાનો ઢોંગ કરી શકે છે;

---

૧ આબરૂવાળા. ૨ મોટાઇ. ૩ સંતાન. ૪. મીઠું બોલવું.

જુઠો પ્રાય હીરાની પેઠે પ્રકાશે છે; પિત્તળ પણ સુવર્ણની સ્પર્ધામાં ઉતરી શકે છે; પણ એ સર્વ કસોટીએ ચઢાવતાં પરિણામે પોતાનું અસલ સ્વરૂપજ ધારણ કરે છે. પાપાત્માઓ! ખરેખર, તમે તમારૂં અસલ સ્વરૂપજ ધારણ કીધું છે."

થોડીવાર વિચાર કર્યા પછી, વળી તે બોલ્યો—"**સ્ત્રીબુદ્ધિઃ પ્રલયાવહા** એ ઉક્તિ સત્ય છે. સ્ત્રીઓ ગમે તેટલી બુદ્ધિમતી હોય, તથાપિ રાજ્યનીતિમાં તેઓ જોઇએ તેવું કૌશલ્ય દેખાડી શકતી નથી. તેઓ મોટા મોટા રાજનીતિજ્ઞોને, સમર્થ વિદ્વાનોને, પ્રચંડ યોદ્ધાઓને અને મહાન ધર્મોપદેશકોને જન્મ આપનારી છે તથાપિ તેમનાં હૃદયમાં તે શક્તિઓ એટલી બધી વિશાળ પ્રમાણમાં નથી હોતી, તેમનામાં ઉંડા ઉતરી તુલના કરવાની શક્તિ અથવા દીર્ઘદર્શીપણું, કે જેના વડે રાજકર્તાની કસોટી થઇ શકે તે ગુણો તો અપૂર્ણ છે. એ ગુણ જેનામાં જેટલે અંશે વધારે હોય, તેટલે અંશે રાજ્ય કારભારમાં કે વ્યવહારમાં તે વધારે ફાવી શકે છે. ઓ ભોળી માતા! તેં ખરેખર ગંભીર ભૂલ કરી છે. તારી એ ભૂલ કેવા સ્વરૂપમાં દેખાશે તે ભગવાન્ જાણે; તથાપિ જ્ઞાનચક્ષુ ઉઘાડી તેં જરા જોયું હોત તો દુષ્ટોનો ભેદ તને સમજાયા વિના રહેત નહિ. ખેર! હવે જે થવાનું હતું તે થઇ ગયું! ગયો વખત પાછો આવતો નથી. જો મેં તારી આજ્ઞાનો સહજ પણ અનાદર કીધો હોત, તો તે દુષ્ટો આટલા બધા ફાવત નહિ, પણ શું કરૂં? તેમ કરવાથી મારી પ્રતિષ્ઠા ઘટે. હશે, હરિએ ધાર્યું હશે તે થશે. મનુષ્ય શું કરવાને સમર્થ છે? તે તો પોતાનો વૈભવ, ઐશ્વર્ય, પ્રભુતા, પ્રતિષ્ઠા એ સર્વ વધારવાને તનતોડ પ્રયત્ન કરે છે, અનેક યુક્તિઓ રચે છે, પ્રપંચ કરે છે, પણ વિધિની વિચિત્રતામાં તે સર્વ ક્યારે ફળદાયી નીવડે છે? વિધિ પોતાની સૃષ્ટિને નિયમિત રાખવા મનુષ્યનિર્ધારિત કાર્યો સહજમાં ધૂળધાણી કરી નાખે છે." આમ બોલતો તે યુવક થોડી વાર સુધી શાન્ત થઇ ગયો.

થોડીવાર પછી તે યુવાન પુનઃ વિચાર કરવા લાગ્યોઃ "ઓ મારી માતૃભૂમિ! તારે માથે ભયંકર સંકટો ધસી આવતાં હોય એમ મને જણાય છે! તેં ઘણાં દુઃખ સહન કીધાં છે. તારા ઘા પણ હજી પરિપૂર્ણ રૂઝાયા નથી, એવામાં વળી તારાપર વિપત્તિ આવી પડશે! માતા! તારા શત્રુઓ અનેક છે. તારી કીર્તિથી લોભાઇ તારાપર સત્તા સ્થાપિત કરવાને યવનોએ શું નથી કીધું? તેમણે

ધનનો, બળનો, અરે આત્માનો પણ ભોગ આપી દીધો છે! તે વિધર્મીઓએ તારી પવિત્રતાને કલંકિત કીધી છે, તારા પુત્રોનું થાય તેટલું—અરે જે લખતાં અમારી લેખિની પણ કંપે છે તેવું—અનિષ્ટ કીધું છે, અને તારાં સેંકડો વીરરત્નોને કપટજાળમાં ફસાવી ભૂશાયી કીધાં છે.

"ભૂમાતા! અત્યારે હું તને પ્રસંગવશાત્ છેલ્લા પ્રણામ કરૂં છું પણ તેથી તને કદી વિસારીશ નહિ. તારે માથે જ્યારે સંકટ આવી પડશે ત્યારે હું તારા રક્ષણમાં આવી ઉભો રહીશ. મારા બાહુબળથી હજારોનાં શીર છેદીશ ને પાપીઓના લોહીની નદીઓ વહેવડાવી તેમને તેમના કર્મનો બદલો આપીશ. આ મારી શમશેર તેમના રૂધિરમાં સ્નાન કરશે ત્યારે હું કહીશ કે, 'દુષ્ટો! પાપીઓને આવુંજ પ્રાયશ્ચિત્ત યોગ્ય છે. પરભૂમિપર અધિકાર સ્થાપન કરવામાં આવો લાભ છે. કપટ ને પ્રપંચનો આ મહાપ્રસાદ છે. ભોળી માતાને ભંભેરવાનું આ પરિણામ છે.' ભગવાન એકલિંગજી! તમને સાક્ષી રાખીને અત્યારથીજ હું પ્રતિજ્ઞા કરૂં છું કે દુષ્ટ રાઠોડને આ શમશેરથી ઠાર કરી જ્યારે હું મંડોરના દુર્ગપર મેવાડની યશસ્વી પતાકા ફરકાવીશ ત્યારેજ હાસ્ય કરીશ."

તેના આ છેલ્લા બુલંદ અવાજથી તંબુમાં સુતેલી સુંદરી જાગી ઉઠી બહાર નીકળી તેણે પતિને શાન્ત કરવા પ્રયત્ન કર્યો ને કહ્યું:—

"પ્રાણેશ! શું કરો છો? આટલા બધા ભ્રમિત કેમ થયા છો? નાથ! જરા શાંત થાઓ. શયન કરો. હું આપની સેવા કરતી અહીં બેઠી છું."

"પ્રિયા! હું ભ્રમિત નથી પણ સ્વસ્થ છું. પૂર્વ સ્થિતિનું સ્મરણ થવાથી—"

'નાથ!' સુંદરીએ તેને વચમાંજ અટકાવી કહ્યું, "દુઃખનું સ્મરણ કરી ગભરાઇ કે ઉશ્કેરાઇ જવાનું કાંઇ કારણ નથી. સુખદુઃખ હંમેશાં સાથેજ રહે છે. દુઃખ વગરનું જીવન નકામું છે. દુઃખમાંજ માણસની શક્તિઓની ને તેના સ્વભાવની ખરી કિંમત થાય છે, સુખમાં નહિ."

"પ્રાણપ્રિયે! તારાં વચન સત્ય છે. તારા દિલાસાભર્યા શબ્દો ખરેખર તારી વીરતાને વ્યક્ત કરે છે. પ્રિયા! જો કે દુઃખથી હું ડરતો નથી તથાપિ પાપીઓએ પ્રપંચ કરી મને ફસાવ્યો તેથી મને ગ્લાનિ થાય છે. મેં હમણાં લીધી છે તે પ્રતિજ્ઞા જ્યાં સુધી પૂર્ણ નહિ થાય ત્યાં સુધી મને એ ગ્લાનિ મટશે નહિ" યુવકે ભાર દઇ કહ્યું.

"ખરેખર, આપની પ્રતિજ્ઞા વીરપુરૂષને શોભે તેવીજ છે. આપની એ પ્રતિજ્ઞા સત્વર પૂર્ણ થાય એવી મારી પણ ભગવાન એકલિંગજી પાસે નમ્ર ભાવે પ્રાર્થના છે" સુંદરીએ પતિની પ્રતિજ્ઞાની પ્રસંશા કરી તે પૂર્ણ થવાની પ્રાર્થના કરી.

પછી બન્નેએ પ્રભાત થતાં સુધી શાંતિ ધારણ કરી.

---

## પરિચ્છેદ ૨ જો.

---

### સ્વપ્નદર્શન.

પ્રભાતમાં બંને મુસાફરે આગળ કૂચ શરૂ કરી. તેમની મુસાફરીનો રસ્તો એક ઘાડા અરણ્યમાં થઇ પસાર થતો હતો. એ રસ્તા પર કોઇ ગામ કે નગર ન હતું. માત્ર કોઇક ઠેકાણે ભીલ લોકો આમ તેમ ભ્રમણ કરતા નજરે પડતા હતા. કોઇક વખત વન્ય પશુઓની પ્રચંડ ગર્જનાઓ સંભળાતી હતી. આવા અરણ્યમાં મધ્યાહ્ન સુધી તેમણે મુસાફરી જારી રાખી. ત્યાર પછી રસ્તાની બાજુપર એક દેવળ દેખાતું હતું તેમાં તેમણે મુકામ કર્યો.

એ દેવળ ઘણું પુરાણું હતું. તેની આજુબાજુ વૃક્ષોની ઘોરઘટા હતી. વૃક્ષોની શાખાઓથી દેવળનું શિખર તદ્દન ઢંકાઇ ગયું હતું. ઘુમટનો ઘણો ખરો ભાગ તો જીર્ણ થઇ ગયેલો હતો. સભાસ્થળની ફરસબંધી અડધી ઉખડી ગઇ હતી. અંદર પ્રવેશ કરવાની જાળી તો છેકજ તુટી ગએલી હતી. અંદરના ભાગમાં નીલ સંગેમરમરની જળાધારી વચ્ચે સ્ફાટિક મણિનું એક શિવલિંગ હતું. બાણુપર ફણાધારી નાગ વિંટાઇ રહ્યો હતો. સામેના ગોખમાં ભગવતી ગિરિજાની મૂર્તિ બેસારેલી હતી. વચલા ખંડમાં એક બાજુ ગણપતિની અને બીજી બાજુ હનુમાનની મૂર્તિઓ પધરાવેલી હતી.

દેવળની સામે એક વિશાળ સરોવર ને એક બાજુ જીર્ણ થઇ ગયેલી ઓરડી હતી. જે વખતે પેલા બંને સ્વારોએ દેવળમાં પ્રવેશ કર્યો તે વખતે તેમાં એક દંડી સંન્યાસી શિવપૂજન કરતો હતો. શરીરપર તેણે ભગવાં વસ્ત્ર ધારણ કીધાં હતાં. કપાળમાં વિશાળ ત્રિપુંડ કીધું હતું. બંને હાથમાં ને ગળામાં રૂદ્રાક્ષની માળાઓ પહેરી હતી. તે સતત **ૐ નમઃ શિવાય** નો ઉચ્ચાર કરતો હતો.

સંન્યાસીની ઉંમર પ્રાયઃ ૬૦—૬૫ વર્ષની હોવા છતાં બ્રહ્મચર્યના પ્રભાવથી ૨૫—૩૦ વરસની દેખાતી હતી. બંને સ્વારોએ

તેને પ્રણામ કર્યા, એટલે સંન્યાસીએ બંનેને આશિષ આપી. પછી તેણે ઘુમ્મટની અંદરના ભાગમાં જઇ થોડાં સ્વાદિષ્ટ ફળો લાવી બંને અતિથિઓની પાસે મૂક્યાં. બંને જણે યથારૂચિ ખાઇ જળપાન કરી શ્રમમુક્ત થવા શયન કીધું. શીતળ પવનના સપાટામાં તે બંને નિદ્રાધીન બની ગયાં. થોડી વાર પછી પુરુષ મુસાફરનો આત્મા સ્વપ્નવશ થઇ ગયો.

અહો સ્વપ્નદેવી ! તારૂં દર્શન કોને નહિ થયું હોય ? સ્વપ્નમાં જોએલાં કેટલાંક દૃશ્ય તો ક્ષણવારમાં નષ્ટ થઇ જાય છે ને કેટલાંક દીર્ઘકાળપર્યંત સ્મૃતિપટમાંથી ચલિત થતાં નથી. એ દૃશ્યનું ગમે ત્યારે સ્મરણ કરો એટલે તરત તેના સંસ્કાર જાગ્રત થશે. પ્રિય વાચક ! તને એવાં સ્વપ્નદર્શન ઘણીએ વાર થયાં હશે. જો તું સુધારક પક્ષનો હશે તો એ સ્થિતિને તું મનની નિર્બળતા, ચિત્તવૃત્તિની અસ્થિરતા, વા ખોટા વહેમ ધારતો હોઇશ ને તેના પુરાવામાં પાશ્ચાત્ય ડોક્ટરોના સંખ્યાબંધ વચનો ટાંકતો હોઇશ. જો તું સંરક્ષક વિચારનો હશે તો એ દર્શનને ભવિષ્યની શુભાશુભ સ્થિતિનું સૂચન માનતો હોઇશ, તેમાં કાંઇ ગુપ્ત રહસ્ય ધારતો હોઇશ. તેમાં કાંઇક અલૌકિકતા જોતો હોઇશ ને તેના સમર્થનમાં આપણા પ્રાચીનકાળના ભવિષ્યવેત્તાઓનાં પુષ્કળ પ્રમાણો રજુ કરતો હોઇશ. વાચક ! તું ગમે તે પક્ષનો-નવા પક્ષનો અનુયાયી વા જુનાને માન આપનારો-હો, તેની અમને દરકાર નથી. એમાંના કોઇનું ખંડન વા મંડન કરવાની અમને ઇચ્છા નથી. તથાપિ તારી જાણને માટે અમે એટલું તો કહીશું કે સ્વપ્નદેવીનું દર્શન એકલા ભારતવર્ષમાંજ નહિ પણ પૃથ્વીપરના સઘળા દેશોમાં થાય છે. જુદા જુદા દેશના લોકો જુદી જુદી દૃષ્ટિથી તેને વિચારે છે. એ વિષયમાં ઉંડા ઉતરી આપણા પૂર્વજોએ તો હદજ વાળી છે. આ પ્રાસંગિક કથન સમાપ્ત કરતા પહેલાં અમે એટલું તો જણાવી દઇશું કે એ સ્થિતિનો ખાતરી લાયક ખુલાસો હજી થયો નથી અને ભવિષ્યમાં પણ થશે નહિ તેમ છતાં એ સ્થિતિને ભાવીસૂચન માનનારા મનુષ્યો તેમાં પ્રભુની કાંઇક અલૌકિકતા જુએ તો તેમની વિરૂદ્ધ અમારે કાંઇજ કહેવું નથી.

તે તરૂણ પુરુષનો આત્મા સ્વપ્નસૃષ્ટિમાં વિચરતો હતો. અતિ ઘોર, નિર્જન, બિહામણાં જંગલો; મોટાં મોટાં મેદાનો, દીર્ઘ શૈલ-માળાઓ; સુંદર સરોવરો; મોટી ને સુંદર સરિતાઓ અને સુંદર પ્રદેશમાં અટન કરતો કરતો તેનો આત્મા એક રમણીય નગરમાં ભ્રમણ

કરવા લાગ્યો. આ નગર ઘણું પ્રાચીન ને ગિરિપ્રદેશની મધ્યમાં હતું. તેની અંદરની રચના ખરેખર અવર્ણ્ય હતી. નાના મોટા મહેલો અને ઠેકાણે ઠેકાણે જળાશયો તથા ઉપવનો દૃષ્ટિગોચર થતાં હતાં. તે સર્વમાં એક સફેદ આરસનો બાંધેલો મહેલ વિશેષ રમ્ય જણાતો હતો. તેમાં સુંદર આરસાનાં આસન, અનેક પ્રકારનું નાણું, કિમતી જવાહીર અને સોનારૂપાના ઢગલા પડેલા હતા. તેમાં પ્રવેશ કરતાં એક મોટો પ્રચંડધ્વનિ થયો. તે ધ્વનિ સાથે એક કદાવર, વયમાં વૃદ્ધ, પણ રાજ્યનીતિ વિશારદ, મનુષ્ય દેખાયો. તેનું મુખ મ્લાન, નિસ્તેજ ને આંખો વિકરાળ દેખાતી હતી. તેની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું, કે તે કોઇ લોભી, વિષયી, કપટી અને દગલબાજ માણસ છે. વપુમાં[1] વૃદ્ધત્વનો આવિર્ભાવ થએલો હોવા છતાં, આશાનું બંધન તેને સજ્જડ લાગેલું હતું. તેના હાથમાં ખુલ્લી ચળકતી સમશેર હતી. તે ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યો. આગળ એક સુંદર રાજદરબારી ઢબથી શણગારેલો કમરો[2] હતો. તે પુરુષે એ કમરામાં પ્રવેશ કર્યો. તે વખતે એમાં બે બાળક બેઠેલા હતા. તે બે બાળકોમાંનો એક મનોહર મુખમુદ્રાવાળો વિશાળ છાતીનો વીર-મૂર્તિ હતો. તે એક રત્નજડિત સિંહાસન પર વિરાજમાન હતો. તેની પાસે બીજો બાળક ઉભો હતો. તે પ્રથમનાથી વયમાં તરૂણ હતો. પેલો વૃદ્ધ પુરુષ ઓરડામાં દાખલ થયો ને તેણે આજુબાજુ દૃષ્ટિ ફેરવી. થોડી વાર પછી એક સુંદર સ્ત્રી ત્યાં આવી. તે આગન્તુક[3] સ્ત્રીએ વૃદ્ધ પુરુષ સાથે થોડી વાર સુધી વાતચીત કરી. પછી તરત વૃદ્ધ પુરુષ અંદરના એક ખુણામાં છુપાઇ ગયો. પેલી સ્ત્રીના જાણવામાં એ વાત ન આવી. સિંહાસનની બાજુ પર ઉભેલા તરૂણ બાળકને લઇ તે કમરા બહાર ચાલી ગઇ. આ જોગ જોઇને ખુણામાં ભરાઇ રહેલો વૃદ્ધ પુરુષ બહાર આવ્યો. તે ખુલ્લી તરવારે સિંહાસન તરફ ધસ્યો. સિંહાસનારૂઢ[4] બાળ આ દેખાવ જોઇને ડર્યો ને તેણે એક ભયંકર બૂમ પાડી. આ બૂમ સાંભળીને થોડી વાર પૂર્વે, જે તરૂણ કોઇક સ્ત્રી સાથે બહાર ગયો હતો, તે અંદર દોડી આવ્યો. અંદર આવતાં તેને જણાયું, કે પૂર્વોક્ત વૃદ્ધ પુરુષ સિંહાસનારૂઢ દંડધારી બાળકની પાસે બેસી, તેની પાસેથી રાજદંડ પડાવી લેવાની ચેષ્ટા કરી રહ્યો છે. તેણે પોતાનો હાથ રાજદંડ પકડવા લંબાવ્યો તે વખતે "દુષ્ટ! જો આ પાપનું પ્રાયશ્ચિત" એવો મોટો ધ્વનિ થયો.

૧ શરીર. ૨ ખંડ-હોલ. ૩ આવેલી. ૪. સિંહાસન પર બેઠેલા.

એ ધ્વનિ સાંભળી દેવળમાં સુતેલો આપણો તરૂણ સ્વાર નિદ્રામાંથી એકદમ જાગી ઉઠ્યો. સ્વપ્નદર્શનથી તે મુસાફર દિલગીર થયો. તેના મુખપરની આનંદની છટા-એકદમ નાશ પામી. આખું અંગ પ્રસ્વેદ પરસેવાથી ભીંજાઇ ગયું. થોડી વાર પછી તેની પત્ની જાગી ઉઠી. તે પછી બંને જણ પાસેના જળાશયમાં સ્નાન કરી આવ્યાં. આ વખતે દેવળની અંદરનું દ્વાર ઉઘાડું હતું. તેમાંથી પેલો સંન્યાસી બહાર આવ્યો. પુરૂષ મુસાફરે પ્રણામ કરી પૂછ્યું:

"ભગવન્! આપ કોણ છો ને આવા વિજન અરણ્યમાં શા માટે વસો છો?"

"વત્સ!" સંન્યાસીએ સહજ સ્મિત કરી કહ્યું "હું સંન્યાસી છું. દીર્ઘકાળથી સંસાર ત્યાગ કરી આ રમ્ય પ્રદેશમાં વસુ છું."

"આપે જન્મથીજ સંસાર ત્યાગ કરેલો હોય એમ જણાય છે" મુસાફરે સહજ જિજ્ઞાસાથી પ્રશ્ન કર્યો.

"વત્સ! તારૂં અનુમાન સત્ય છે. માયા એ મહાસત્તા ધરાવનારી અલૌકિક વસ્તુ છે. પોતે ચૈતન્યરહિત હોવા છતાં પણ સર્વ જગતને રચવામાં કારણરૂપ છે. એ માયાથીજ કામની ઉત્પત્તિ થાય છે. એના વડેજ માણસો આશાના પાશમાં સપડાઈ, દુઃસાધ્ય કષ્ટો સહન કરી, પાપના અધિકારી થાય છે. એવી એ મહા મોહકારિણી માયાની સંગતિથી દૂર રહી, આત્મ કલ્યાણ સાધવાની ઇચ્છાથી અત્ર વસુ છું." સંન્યાસીએ બહુજ ધીમેથી જવાબ આપ્યો.

"મહારાજ! સંસારમાં રહી આપ જેવા સાધુ પુરુષો આત્મ-કલ્યાણ સાધવાને સર્વથા સમર્થ છે તો પછી આવા ભયપ્રધાન વિજન અરણ્યમાં રહેવાનું શું પ્રયોજન?"

"વત્સ! સંસારમાં રહી આત્મ કલ્યાણ સાધવામાં અનેક બાધાઓ નડે છે. તેથી અમ જેવા વૈરાગીઓને તો સંસાર એક દુઃખના દુર્નિવાર્ય સ્થાનરૂપ જણાય છે. કારણકે જગતની સર્વ વસ્તુઓ સભય છે. 'ભોગમાં રોગનો ભય છે, કુળમાં ભ્રષ્ટ થવાનો ભય રહે છે, ધનમાં રાજા હરણ કરી લેશે કે કેમ તેનો ભય રહે છે, શાસ્ત્રનું અધ્યયન કરવાથી વખતે વાદ કરવો પડશે એવો ભય રહે છે, સદ્‌ગુણોમાં ખલ-દુર્જન મનુષ્યોનો ભય રહે છે, બળમાં શત્રુઓનો ભય રહે છે, મુનિવ્રત ધારણ કરવામાં દીનતાનો ભય રહે છે અને શરીરને વિષે કાળનો ભય રહે છે,' માટે વત્સ! અમારા જેવાને તો વૈરાગ્યજ શ્રેષ્ઠ છે. વળી તું કહે છે તેમ આ સ્થાન

અમને વિકટ નથી લાગતું. કારણકે શંકરની ભક્તિમાંજ જેની ચિત્તવૃત્તિઓ પ્રવૃત્ત રહે છે એવા અમારા જેવા જોગીને સુખદુઃખની ક્યાં દરકાર છે? હિંસક પ્રાણીઓનો અમને ભય ક્યાં છે? અમને અમારા જીવનની દરકાર નથી તો પછી ભય રાખવાનું શું કારણ?"

'ભગવન્! આ સ્થાનમાં આપનાં પવિત્ર ચરણકમળનાં દર્શન કરવાને કોઇ વિરલ મનુષ્યજ ભાગ્યશાળી નીવડતું હશે?' મુસાફરે જિજ્ઞાસાથી પ્રશ્ન કર્યો.

'અહીંથી થોડેક દૂર એક મહાન મૃગયાસ્થાન છે. ત્યાં જતાં આવતાં કોઇક રડોખડ્યો મુસાફર કોઇક વખત અહીં આવી ચડે છે, ને અહીં થોડોક વખત વાસ પણ કરે છે.'

સંન્યાસીનાં ઉક્ત વચન સાંભળીને તે મુસાફરને આનંદ થયો. તેનાં ચપળ ચક્ષુ આજુબાજુના પ્રદેશમાં દૃષ્ટિ ફેરવવા લાગ્યાં. શિકારનો તે ઘણો શોખીન હતો, તેથી તેને મૃગયાસ્થાનમાં જવાની ઇચ્છા થઇ. એકાદ બે દિવસ તે દેવળમાંજ મુકામ કરવા માટે તેણે સંન્યાસીની અનુજ્ઞા[1] માગી લીધી અને તે રાત્રિ બંને જણે ત્યાંજ ગુજારી.

પ્રભાત થતાં પેલા પુરુષ મુસાફરે પ્રાતર્વિધિથી પરવારી મૃગયાસ્થાન તરફ પ્રયાણ કીધું. એ મૃગયાસ્થાનમાં પહોંચતાં કેટલાક માણસો તેના જોવામાં આવ્યા. દૂરથી તેણે તેમનો શોર સાંભળ્યો. થોડે આગળ જતાં વાઘની ભયંકર ગર્જના પણ તેના સાંભળવામાં આવી. હવે આપણો મુસાફર અશ્વ ઘણીજ ઝડપથી દોડાવવા લાગ્યો. તે થોડીજ વારમાં વાઘની સમીપ જઇ પહોંચ્યો. તેણે હાથમાં ધનુષ્ય લઇ શરસંધાન કીધું. પણ તેના ધનુષ્યમાંથી તીર છૂટે તે પહેલાં વાઘનું શરીર પાંચ સાત તીરોથી ઘવાઇ ગયું. હવે તે વન્ય પશુ તેના જાતિસ્વભાવ ઉપર ગયું. પ્રચંડ ઘોષણા કરી દૂર ઉભેલા એક તરુણ પહેલવાન પર તેણે હુમલો કીધો. સમયસૂચકતાથી તેણે પોતાની ઢાલ ઉપર વાઘના આગલા પંજા ટેકી લઇ, બીજા હાથે તાકીને તેના મર્મસ્થાનમાં તરવારનો ઘા કીધો. જખમની અતિશય વેદનાથી તે વાઘ મોટી બૂમ પાડી ભૂશરણ થયો.

તે વાઘની અંતિમ કાળની બૂમ સાંભળી, વિકરાળ સ્વરૂપ ધારણ કરી, મોટી મોટી બૂમો પાડતી વાઘણ ત્યાં આવી પહોંચી. વાઘના મૃત શરીરને તે સુંઘવા લાગી. ઘ્રાણેન્દ્રિયથી વાઘનું મરણ તે સમજી શકી. હવે તેના ક્રોધની સીમા ન રહી. વેરની વસુલાત કરવા

1 પરવાનગી.

તે તત્પર થઇ ગઇ. તેના રોમેરોમમાં ગુસ્સાની લાગણી પ્રકટ થઇ. તે એક છલાંગ ભરી શત્રુ પર કુદી પડી. પેલો પહેલવાન તેને આવકાર આપવા તૈયારજ હતો. વાઘણના ઉપર તેણે એક ભાલાનો પ્રહાર કીધો, પરંતુ તેનો આ પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો. વાઘણે એકજ પંજાથી તેને સખત ઘાયલ કીધો. આ પહેલવાન જો કે ઘણો બહાદુર હતો તથાપિ વાઘણના એકજ પંજાથી પાછો હઠી ગયો. તેનું આખું શરીર લોહીલોહાણ થઇ ગયું. આથી વાઘણ બમણા જોરપર આવી. તેણે તેના પર બીજો હુમલો કીધો. પરંતુ સામેથી આવતા આપણા તરૂણ સ્વારે ગોળીબાર કરી વાઘણનો નાશ કરી તે પહેલવાનના પ્રાણનું રક્ષણ કીધું. રાજપૂત તરૂણનું આવું અતુલ પરાક્રમ જોઇ, તે પહેલવાન ઘણું આશ્ચર્ય પામ્યો. મુક્તકંઠે તેણે તેનાં વખાણ કીધાં, ને ઘણાજ પ્રેમથી તેની મુલાકાત લીધી. બંને જણ આવશ્યક વાતચીત કરી થોડીજ વારમાં છૂટા પડ્યા.

પ્રિય વાચક! ઉક્ત પહેલવાન માંડુનો ધોરી સુલતાન હતો. તે આપણા તરૂણ મુસાફરને ઘણાજ સન્માન સાથે પોતાને ત્યાં તેડી ગયો. આ મુસાફર કોણ હતો ને શા માટે તે આમ ભ્રમણ કરતો હતો તે જાણવા માટે આપણે ભૂતકાળમાં પ્રવેશ કરવો પડશે. વાંચનાર! ચાલ મારી સાથે. હું તને તેનો સંપૂર્ણ પરિચય કરાવું.

## પરિચ્છેદ ૩ જો.

### દરબાર.

એક દિવસ પ્રભાત પહેલાં મેવાડના પ્રાચીન પાટનગર ચિતોડમાં મહારાણા લાક્ષસિંહનો દરબાર ભરાયો હતો. આ દરબારસ્થળ ગઢના મધ્ય ભાગમાં હતું. ચિતોડગઢ ઉચ્ચ ભૂમિમાં આવેલો હોવાથી આજુબાજુની સપાટ ભૂમિથી તે તદ્દન જુદો પડી આવે છે. ગઢ ઘણો મજબુત ને આજુબાજુના કિલ્લા સુદૃઢ છે. નીચેથી ઉપર ચઢવાનો માર્ગ ઢોળાવવાળો, વાંકોચુંકો. પથ્થરથી બાંધેલો ને ઘણા દુર્ગોથી રક્ષાએલો છે. ઉપર ચઢતાં પ્રત્યેક દુર્ગનું સિંહદ્વાર ઓળંગવું પડે છે. દરેક દ્વાર પર બે ત્રણ પ્રહરીઓનો પહેરો હંમેશ ચાલુજ હોય છે. એ દુર્ગોમાં મોટા મોટા બુરજો બાંધી તે ઉપર કરાલમુખી તોપો ગોઠવેલી છે. સાત સિંહદ્વાર ઓળંગ્યા પછી ગઢ ઉપર જવાય છે.

ગઢ ઉપર નાનાં મોટાં સુશોભિત મકાનો આવેલાં છે. એ સર્વ મકાનો પત્થરનાં બાંધેલાં છે. તેના ઉપરનું શિલ્પકામ ઘણું મનોહર દેખાય છે. વચમાં વચમાં અનેક જળાશયો ને તેને કિનારે લતામંડપો આવેલા છે. પ્રત્યેક મહાલયની આગળ કે પાછળ એકેક ઉપવન તો ખરૂંજ.

ગઢના મધ્ય ભાગમાં રાજમહેલ બાંધેલો છે. આ રાજમહેલ અતિશય વિશાળ, સુશોભિત ને સુદૃઢ છે. તેની ઉંચાઇ ગઢના હરકોઇ મકાન કરતાં વધારે હોવાથી તે તરતજ ઓળખાઇ આવે છે. એ ભવનમાં સર્વત્ર સંગેમરમરનો છૂટથી ઉપયોગ કરેલો છે. એની આજુબાજુ બીજા ઘણા મહેલો બાંધેલા છે ને તે સર્વની આસપાસ દુર્ભેદ્ય દુર્ગ આવેલો છે. મુખ્ય રાજમહાલયમાં એક સુશોભિત દિવાનખાનું છે તેજ દરબારગૃહના નામથી પ્રસિદ્ધ છે. મહારાણા લાક્ષસિંહનો દરબાર પણ આજે અહીંજ ભરાયો હતો.

ગૃહના મધ્ય ભાગમાં એક મોટું રાજસિંહાસન ગોઠવેલું હતું તેના પર સોનેરી વેલબુટ્ટાવાળો સુશોભિત રેશમી ચંદરવો બિછાવેલો હતો. આ આસન સાધારણ રીતે ચાર—પાંચ ફુટ જેટલું ઉંચું હતું. તેના પર મહારાણા લાક્ષસિંહ બેઠેલા હતા. રાણાનું શરીર મધ્યમ બાંધાનું હતું. શરીરનો વર્ણ તપ્ત કાંચનવત્ ભાસતો હતો. તેમના મુખમંડળ પર ક્ષાત્ર—પ્રભા ઝળહળી રહી હતી. તેમનું ભવ્ય ને વિશાળ લલાટ, લાંબાં અણીઆળાં લોચન, દીર્ઘ બાહુ અને પ્રત્યક્ષ પર ભાસતું સૌન્દર્ય: ખરેખર મનોહર હતું. સૂર્યકુળને છાજે તેવી ભયંકરતા તેમના મુખ પર હતી. રાજદરબારી સભ્યતાથી બોલવાની ઢબ ને વિનયસંપન્નતા આ કીર્તિવંત કુલીન નરેશમાં સાધારણ રીતે દૃગ્ગોચર થતાં હતાં. તેમની પ્રકૃતિ સરલ ને કાંતિ વીરોચિત હતી. તેઓ સ્વભાવે સુશીલ, ધર્મિષ્ઠ ને ચંચળ હતા. આ વખતે મેવાડના મહારાણામાં જે સ્વાભાવિક મહત્વ ને સરલતાયુક્ત વીરતા હતી, તેવી સરલતા ને વીરતાનો ભારતવર્ષના અન્ય નરેશોમાં કેવળ અભાવજ હતો. રાણાની ઉમ્મર અત્યારે લગભગ ૫૦ વરસની થઇ ગઇ હતી, તથાપિ તેમના વપુમાં વૃદ્ધત્વનો આવિર્ભાવ—સ્પષ્ટ જણાઇ આવે તેવો—હજી થયો ન હતો.

દરબારમાં મેવાડના સોળે સામંતો પોતપોતાના ઉચિત આસનપર, રાણાની બંને બાજુએ બેઠેલા હતા. રાણાની સન્મુખ મુલ્કી ખાતાનો મુખ્ય અમલદાર બેઠો હતો ને પાછળ અંગરક્ષકો તથા

અન્યાન્ય વિશ્વાસુ સરદારોએ બેઠકો લીધી હતી. મહારાણાની પાસેજ તેમના આસનથી સહજ નીચું આસન ગોઠવેલું હતું. એ આસન યુવરાજનું હતું. આખો દરબાર ભરાઇ ગયો હતો પણ યુવરાજ ચંદ્રદેવ હજી સુધી આવ્યો ન હતો.

યુવરાજ ચંદ્રને મૃગયાનો ઘણો શોખ હતો. આ વખતે મૃગયા ખેલવા માટે તે જંગલમાં ગએલો હતો. રાજપૂતો શિકારના ઘણા શોખીન હોય છે. વસંતઋતુમાં તો તેઓ પોતાના રાજાસહિત શિકાર ખેલવા નીકળી પડે છે. તેઓ પાણીદાર અશ્વ ઉપર આરૂઢ થઇ દોડતે ઘોડે શિકાર ખેલે છે. મેવાડનો પ્રત્યેક પ્રધાન સામંત પોતાના પ્રદેશમાં શિકાર માટે ખાસ જમીન રાખે છે. મેવાડના મહારાણાનું મૃગયાસ્થાન ચિતોડથી ત્રણ માઇલ દૂર હતું. આ મૃગયાસ્થાનો વિવિધ પ્રકારનાં પ્રાણીઓથી ભરેલાં હોય છે. એ સ્થાનોમાં તેના માલીક સિવાય અન્ય કોઇ પણ માણસ પ્રવેશ કરી શકતો નથી. આ સ્થળો રાજપૂતોનાં ક્રીડાસ્થાન ગણાય છે.કુસ્તી કરવાના અખાડા પણ આ સ્થળોમાંજ રાખેલા હોય છે. રાજપૂત બાળકો અહીં કુસ્તી કરતાં, અશ્વારૂઢ થઇ તરવાર, ભાલા ને તીર વાપરતાં શીખે છે. દોડતે ઘોડે નિશાન તાકવામાં તેઓ એક્કા ગણાય છે. ચૌહાણ કુલભૂષણ મહારાજા પૃથ્વીરાજ નિશાન વિંધવામાં ઘણા કુશળ હતા, એ વાત સુપ્રસિદ્ધ છે. મૃગયાખેલનથી રાજપૂતોને સાધારણતઃ ઘણો લાભ થાય છે. કસરતથી શરીર કસાય છે, ભીરૂતા નાશ પામી સાહસિકતા આવે છે, ધૈર્ય વધે છે, ને શૂરતા તથા વીરતા જે રાજપૂત જાતિના પ્રધાન ગુણો ગણાય છે, તે સહસા પ્રકાશી નીકળે છે. આવા પ્રકારના અનેક લાભથી રાજપૂતો શિકાર ખેલે છેઃ કેવળ પ્રાણીઓની હિંસા કરવાના ઉદ્દેશથી તો નહિંજ. યદ્યપિ મૃગયામાં આવા ફાયદા છે, તથાપિ તેમાં અત્યાસક્તિ[1] રાખવાથી વખતે લાભને બદલે હાનિ થવાનો સંભવ છે, કારણ કે તે દ્યુતના[2] જેવુંજ એક દુર્વ્યસન હોવાથી આપણા પ્રધાન સ્મૃતિકાર ભગવાન મનુએ રાજકર્ત્તાઓને એ વિષયથી દૂર રહેવાની આજ્ઞા કરી છે.

પ્રથમ જુદા જુદા ખાતાંના પ્રધાનોએ રાજ્યની સ્થિતિ મહારાણાને વિદિત કીધી. ત્યાર પછી રાણાએ રાજ્યનાં કેટલાંક અંગત કાર્યો કીધાં, કેટલાક લેખી હુકમોપર સહી કરી, કેટલાક અરજદારોને અંતિમ ફેંસલા અપાયા, અને કેટલાંકની નવી અરજીઓ નોંધાઇ. ત્યાર પછી

---

૧. અતિપ્રેમ. ૨. જુગાર.

કેટલાક નવા નોકરોની નિમણૂક કરી રાણા રાજકાજથી મુક્ત થયા. પછી અનુપમ સૌન્દર્યવતી વારાંગનાઓ, જે અત્યાર સુધી બાજુપર બેસી રહી હતી તેમણે સભાના મધ્યભાગમાં–સિંહાસન સમીપ–આવી ચેષ્ટા સાથે નૃત્ય શરૂ કીધું. પગ ઉપાડવાની ચતુરાઇથી, અંગના મરોડથી, હાથના લટકાથી, ને ઘુઘરીઓના ઘમકારથી સર્વ પ્રેક્ષકોને અતિ આનંદ આપ્યો. ત્યાર પછી તેમણે ઋતુને અનુસરતું ગીત, વાદ્ય સાથે ગાવા માંડ્યું. રાજપૂતો સંગીતના ઘણા શોખીન હોય છે. ઘણાખરા રાજપૂતોને સંગીતશાસ્ત્રનું સાધારણ જ્ઞાન હોય છેજ. રાજપૂત રમણીઓને તો તે વિષયનું જ્ઞાન અસાધારણ હોય છે. શુક્લપક્ષની રૂપેરી રાત્રિમાં જો બહાર ફરવા નીકળીએ તો મેવાડમાં એવું એક પણ ઘર ભાગ્યેજ જડશે કે જેમાં સંગીત થતું ન હોય. આપણી વાતોના સમયમાં ચિતોડ એ દેશવિદેશના અચ્છા અચ્છા ગવૈયાઓનું નિવાસસ્થાન હતું. આજના દરબારમાં સંગીતમાં નિપુણ બે વારાંગનાઓ પરદેશથી આવી હતી. નૃત્ય બંધ કર્યા પછી તેમણે હોરી રાગ ગાવા માંડ્યો. તેમનો કંઠ એટલો બધો મધુર હતો, કે સર્વનાં મન તેમાંજ લીન બની ગયાં. કોકીલકંઠીઓના મધુર સ્વરથી આખું સભાસ્થાન ગાજી રહ્યું. વાતાવરણમાં પણ સંગીતની મધુર ને મોહક લહરીઓ પ્રસરી ગઇ. થોડીજ વારમાં બધું વાતાવરણ કેવળ સંગીતમય બની ગયું. જાણે સુરેન્દ્રની [1]સમિતિમાંથી પતિત થઇ આવેલી કોઇ અપ્સરા, કિન્નરી વા ગંધર્વકન્યા હોય તેવો ભાસ થતો હતો. સાંભળનારાનાં મન પ્રસન્ન થયાં, ને તેમના મુખમાંથી અચાનક 'ધન્ય!' એવા ઉદ્ગાર નીકળી ગયા. મહારાણાએ પણ તેમનાં ખાસ વખાણ કર્યા, ને તેમને યોગ્ય પારિતોષિક મળે તેવો પ્રબંધ કીધો.

વાચનાર! આધુનિક કાળમાં સંગીતશાસ્ત્રની સ્થિતિ ઘણીજ શોચનીય છે. સંગીત એ ચોસઠ કળાઓમાંની એક પ્રથમ નંબરની કળા છે. પ્રાચીન કાળમાં આપણા દેશમાં એ કળાને ઘણું માન મળતું. એ કળાના જ્ઞાન વગરનો મનુષ્ય, ખરેખર રાજર્ષિ ભર્તૃહરિની નીચેની ઉક્તિને પાત્ર ગણાતો.

**साहित्यसंगीतकलाविहीनः ॥**
**साक्षात् पशुः पुच्छविषाणहीनः ॥[2]**

---

૧ સભા. ૨ સાહિત્ય ને સંગીતની કળા વગરનો માણસ ખરેખર પુંછડા ને શીંગડા વગરના પશુ જેવો છે.

સંગીત કાર્ય પરિસમાપ્ત થયું. સર્વનાં ચિત્ત પ્રસન્ન થયાં. દરબારમાં આજની બહાર તો કાંઇક ઓરજ જામી. એટલામાં 'અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાણા લાક્ષસિંહનો સદા જય જયકાર હો' એમ બોલી એક દૂત અંદર આવ્યો. રાણાને નમન કરી તે બોલ્યોઃ

'અન્નદાતા ! બહાર મારવાડેશ્વરનો કોઇ માણસ આવી ઉભો છે. તે આપની સેવામાં હાજર થવાની રજા માગે છે.

રાણાએ તેને રજા આપી એટલે મારવાડી રાજપુરોહિતે અંદર દાખલ થઇ રાણાને નમન કર્યું, એકબીજાનું કુશળ પૂછ્યા પછી રાણાએ પુરોહિતને આવવાનું કારણ પૂછ્યું. પુરોહિતે કહ્યું, 'ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાણાનો સદા જય જયકાર હો. મહારાણાજી ! આપ ક્ષત્રિય કુળ ભૂષણ છો. આપની કીર્તિ જગતમાં પ્રસિદ્ધ છે. આપ જેવા પ્રતાપી છો તેવાજ યુવરાજ પણ પ્રતાપી છે. રૂપમાં તે કામદેવનો બીજો અવતાર છે. વળી તે જેવા પરાક્રમી છે તેવાજ વિનયી પણ છે. યુવરાજપદની પ્રાપ્તિ અને ઉચ્ચ કુળમાં જન્મ હોવા છતાં તેમનામાં રહેલી નમ્રતા સાધુપુરુષોને પણ અનુકરણ કરવા જેવી છે. રાઠોડ રણમલે તેથી લોભાઇને પોતાની કુંવરી કમળાવતી કે જે રૂપ–સૌન્દર્ય માટે આખા રાજસ્થાનમાં પ્રસિદ્ધ છે તેનાં લગ્ન ચંદ્રદેવ સાથે કરવા નિશ્ચય કીધો છે. એ નિશ્ચય આપને નિવેદન કરવા મને અહીં મોકલ્યો છે. આશા છું, કે આપ તે સાદર સ્વીકારી તેમણે મોકલેલું આ શ્રીફળ ગ્રહણ કરશો.'

પુરોહિતનાં વચન સાંભળી સઘળા સભાસદો આનંદ પામ્યા. કારણકે રાઠોડપુત્રી સર્વ રીતે ચંદ્રદેવને યોગ્ય હતી. સદ્‌ગુણોમાં તે સીતાના જેવી હતી, અને રૂપમાં રતિની સ્પર્ધા કરે તેવી હતી. રાજસ્થાનમાં તો શું પણ આખા ભારતવર્ષમાં તેની કીર્તિ પ્રસરેલી હતી. અનેક રાજપુત્રો તેને પોતાના પત્નીપદે સ્થાપવાને આતુર હતા. આવી દિવ્યાંગના સમાન કન્યા, ને કુમાર ચંદ્રદેવનો યોગ, તે સુવર્ણ અને સુગંધના યોગ સમાન બને તેમ હતું. વળી મેવાડના મહારાણા અને મારવાડના રાઠોડો કુળમાં પણ સમાન હતા. અર્થાત્ મેવાડના સૂર્યવંશ કરતાં મારવાડનો યદુ–કેટલાકના માનવા પ્રમાણે ચંદ્ર–વંશ ઉતરે તેમ ન હતો. આથી રાઠોડની માગણી સર્વને યોગ્ય જણાઇ. વળી કેટલાક રાજનીતિજ્ઞ પુરુષો તો રાઠોડને તેની આ દીર્ઘદૃષ્ટિ માટે સેંકડો ધન્યવાદ આપવા લાગ્યા. કારણકે બંને વંશ એક બીજા સાથે લગ્નગ્રંથિથી જોડાય તો તેમની વચ્ચે કલહ ન થાય. વળી પ્રસંગ પરત્વે એક બીજાને તેઓ મદદ પણ કરી શકે એવો શુભ હેતુ કેટલાકો

જણાયો. મહારાણાના મસ્તકમાં પણ એક વિચારો તરવરતા હતા. થોડી વાર પછી તેઓ મારવાડી પુરોહિતને ઉદ્દેશીને બોલ્યા:

'મારવાડેશ્વર રાઠોડવીર રણમલ્લજીના માનનીય કુળગુરુ! આપના આગમનથી મને જે અસાધારણ આનંદ પ્રાપ્ત થયો છે, તે શબ્દોદ્વારા હું બતાવી શકવા અસમર્થ છું. આપને ફક્ત મારવાડેશ્વરના દૂત તરીકે નહિ, પણ એક વિદ્વાન વિપ્ર તરીકે પણ અમે વંદનીય ગણીએ છીએ. મેં આપનું યોગ્ય-મારાથી બનતું સન્માન તો કર્યું છે; તથાપિ તેમાં જો કોઇ પ્રકારની ખામી રહી હોય, તો તે પ્રતિ ક્ષમાની દૃષ્ટિથી જોશો એવી મારી પ્રાર્થના છે.'

'આપે હમણાં દરબાર વચ્ચે મને અને મારા કુળને ઉદ્દેશીને જે પ્રશંસાયુક્ત વચનો કહ્યાં, તે સર્વને જો કે અમે યોગ્ય નથી; તથાપિ તેથી મારવાડેશ્વરની સુજનતા ને વિવેક જણાઇ આવે છે. મનુષ્યની ખરી કિંમત તેની વિદ્યાથી, બુદ્ધિમત્તાથી, પરાક્રમથી કે શ્રી વૈભવથી થતી નથી, કિન્તુ વિનય અને વિવેકથીજ થાય છે. રાઠોડનાં ઉક્ત વચનોથી તેમની અને તેમના ખાનદાન કુટુંબની મને પરિપૂર્ણ પ્રતીતિ થઇ છે.'

" તમારા મહારાજાએ આ સંબંધ જોડવામાં જે દીર્ઘદ્રષ્ટિ વાપરી છે, તેને માટે તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. મને તેમના આ વિચારથી તેમના રાજનીતિ[1]વિશારદપણાનો સંપૂર્ણ ખ્યાલ આવી ગયો છે.

" વળી ભૂદેવ! રાઠોડશ્રી એક ઉંચા કુળના સંમાનિત નૃપતિ છે. તેઓ શુદ્ધ ક્ષત્રિય હોઇ યદુકુળ ભૂષણ છે. કુળકીર્તિમાં પણ તેઓ મારી સમાન છે. આ સર્વ પ્રકારનો વિચાર કરતાં, મને તેમની માગણી યુક્ત જણાય છે. તથાપિ એ માગણીનો હમણાજ હું સ્વીકાર કરૂં તે કરતાં યુવરાજ ચંદ્ર, જે હમણાં અત્ર આવવાની તૈયારીમાં છે તેજ, પોતાનો વિચાર જણાવશે."

રાણાનાં ઉક્ત વચનો સાંભળી ભૂદેવને શંકા થઇ-જેમ નિરૂદ્યમી મનુષ્ય પાસેથી લક્ષ્મી, સૂર્યપ્રકાશથી અંધકાર, સાધુ હૃદયોમાંથી દુર્મતિ નાશ પામે તેમ તેનો આનંદ પણ નાશ પામ્યો. તે મનમાં અનેક પ્રકારના તર્ક કરવા લાગ્યો. મનમાં ગુંચવણભર્યા પ્રશ્નો ઉપસ્થિત થયા: 'રાણાએ શા માટે આવો જવાબ દીધો હશે? તેમણે આપેલો પ્રથમ જવાબ તો આશાપૂર્ણ હતો. રાઠોડની માગણીની તેમણે પ્રશંસા

---

૧ રાજનીતિમાં નિપુણતા.

પણ કીધી. ત્યારે એ માગણી તેમણે શા માટે સ્વીકારી નહિ? શા માટે તેઓ કુમારની અનુમતિની અપેક્ષા રાખતા હશે? કુમાર તેમની આજ્ઞા પાળતો નહિ હોય? અથવા તેઓ કુમારના મુખેજ આ માગણીનો અનાદર કરવા ઇચ્છતા હશે?' આમ એક પછી એક પ્રશ્નપરંપરા ઉપસ્થિત થઇ. દરેક પ્રશ્ન ઉપર તેણે પુનઃ વિચાર કરવા માંડયો. છેલ્લો પ્રશ્ન તેને સહજ ભારે—મહત્વનો—જણાયો. તેની આશા નાશ પામી. વળી રાણાનાં પ્રથમનાં વચન સાંભરી આવ્યાં. તેમાં રહેલાં આશાનાં અંકુર તેની અંતર્ દૃષ્ટિને દેખાયાં. હવે તેના હૃદયમાં ઉત્સાહનો આવિર્ભાવ થયો. નિરાશા નાશ પામી. ધીમેથી તે બોલ્યોઃ 'મહારાજશ્રી! શા માટે આપ યુવરાજની અનુમતિ ઇચ્છો છો? શું તેઓ આપની આજ્ઞાનો અનાદર કરશે? નરેન્દ્ર! જ્યાં સુધી આપ બેઠા છો, ત્યાં સુધી તો આવી બાબતો પર આપેજ ધ્યાન આપવું જોઇએ. રાજકુમાર ગમે તેવા તોયે હજી બાળક છે. વ્યવહારની આવી મહત્વની બાબતો તેઓ સમજી શકે નહિ. અનુભવી પુરૂષો પણ વખતે આવી બાબતોમાં સફળતા મેળવી શકતા નથી, તો પછી જેણે સંસારની લીલીસૂકી હજી જોઇ નથી તેવા બાળકને શિર આવો બોજો શા માટે નાખો છો? કુમારની મારફતે રાઠોડની માગણીનો અનાદર કરાવવા તો ઇચ્છતા નથી ને? જો આપની ઇચ્છા તેવીજ હોય, તો હું વિનંતિ કરૂં છું કે તેમ કરતા પહેલાં આપ લાંબો પુખ્ત વિચાર કરજો, મંત્રીમંડળની સંમતિ લેજો, ને પછી ઉત્તર આપજો. રાઠોડનું મોકલેલું આ શ્રીફળ આપ અગ્રાહ્ય ગણશો, તો તે પોતાનું અપમાન થએલું ગણશે; અને તેથી ભવિષ્યમાં પરિણામ સારૂં નહિ આવે.' રાઠોડપુરોહિતે વિજ્ઞપ્તિ ભેગું ભાવિષ્યનું કિંચિન્દર્શન પણ કરાવ્યું.

દૂતનાં ઉક્ત વચનો સાંભળી સઘળા વિચારમાં પડયા. તેનું વાક્ચાતુર્ય, પ્રત્યેક વચનમાં રહેલી નિડરતા જોઇ સઘળા તેની પ્રશંસા કરવા લાગ્યા. ખાસ મહારાણા પણ તેનું ભાષણ સાંભળી વિચારમાં પડયા. થોડીવાર પછી દૂતને ઉદ્દેશીને તે બોલ્યા:—' દ્વિજોત્તમ! યુવરાજ ચંદ્ર મારી કોઇપણ આજ્ઞાનો અનાદર કરે તેવા નથી. મનસા પણ તેમ કરી ન શકે, તો પછી સભાસમક્ષ શીરીતે બોલી શકે? માટે તે તરફની મને કાંઇપણ શંકા નથી.

'ચંદ્ર હવે પુખ્ત ઉમરનો થયો છે, તેથી રાજ્યનો સઘળો ભાર તેને શિર મૂકી શેષ જીવન તીર્થક્ષેત્રમાં ગાળી શાન્તિનું ખરૂં સુખ

---

૧ રાજનીતિમાં નિપુણતા.

ભોગવવું છે. નિવૃત્તિમાર્ગ ગ્રહણ કર્યા સિવાય તેવું સુખ મળતું નથી. જે મનુષ્યને એ દુર્લભ સુખ પ્રાપ્ત થાય છે, તે ખરેખર ભાગ્યશાળી છે. ન્યૂનતા એ આશાની ઉત્પાદક છે. પરંતુ હવે મને કંઇ ન્યૂનતા જણાતી નથી તેથી તદ્વિષયક મને આશા પણ નથી.

'મેં ઉપર કહ્યું તે કારણથી ચંદ્રને અભિષેક કરવાની સઘળી તૈયારીઓ થઇ ગઇ છે. હવે ફક્ત શુભ મુહૂર્તનીજ રાહ જોવાની છે. ખરી રીતે જોતાં તો આ ગાદીનો ધણી હવે હું નથી, પણ ચંદ્રદેવ છે. માટે તેના લગ્ન સંબંધમાં મારે વિધિનિષેધ[1] કરવો અયુક્ત છે. બાળક જ્યાં સુધી નાનું હોય ત્યાં સુધી તેની જોખમદારી તેનાં મા બાપને શિર રહે છે. પરંતુ જ્યારે તે મોટું થાય—તેની સમજશક્તિ ખીલે—ત્યારે જે કામ તેણે જાતે કરવાનાં હોય, તેમાં માબાપે હાથ ઘાલવો ન જોઇએ. વખતે તે અયોગ્ય માર્ગે જતું હોય, તો તેને સમજાવી—લાભાલાભનું ભાન કરાવી—યોગ્ય માર્ગે વાળવું એ માબાપનું કર્તવ્ય છે. જ્યાં સુધી માબાપ એ કર્તવ્ય સંપૂર્ણ રીતે બજાવે, ત્યાં સુધી તેઓ બાળક ઉપર અધિકાર ભોગવી શકે છે. માબાપ કર્તવ્યભ્રષ્ટ થાય એટલે બાળક પણ તેમના અધિકારમાં રહેતું નથી. પ્રસંગવશાત્ તે માબાપની આજ્ઞાનો અનાદર કરવા પણ તૈયાર થાય છે. જે કુટુંબોમાં આવી પરિસ્થિતિ હોય છે, તે કુટુંબો કાળક્રમે અધોગતિને પ્રાપ્ત થાય છે. ઇશ્વરકૃપાથી મારા કુટુંબમાં હજી એ ચેપ લાગ્યો નથી તેથી ચંદ્રનો મને સંપૂર્ણ વિશ્વાસ છે.

'રાઠોડની માગણીનો અનાદર કરી તેમનું દીલ દુખવવાની અમને બિલકુલ ઇચ્છા નથી, અને તેમ કરવાનું કારણ પણ નથી. વળી પરિસ્થિતિ પણ એવી છે, કે હમણાં આપણે ઐક્ય વધારવાની જરૂર છે. કુસંપને લીધેજ આપણી અધોગતિ થઇ છે. જે ભૂમિપર ભીષ્મ, ભીમ, અર્જુન, કર્ણ વગેરે મહા પુરૂષોએ જન્મ લીધો છે, તેજ ભારતવર્ષ આજે કુસંપને લીધે દિનપરદિન અધમ થતો જાય છે. યવનોના પાદપ્રહારથી તે દલિત થાય છે. આવી સ્થિતિમાંથી મુક્ત થવાને માટે આપણે સંપબળ વધારવું જોઇએ, અને એ બળ વધારવામાં તમારા મહારાજાએ જે સંબંધ જોડવા યોજના કરી છે, તે ખરેખર વખાણવા જેવી છે.'

રાણાનાં ઉક્ત વચન સુણી ભટ્ટદેવને કંઇક ધીરજ મળી. રાણા તરફથી કંઇ પણ હરકત નડશે નહિ, એમ પણ તેને ખાતરી થઇ.

---

1. હા, ના.

કિન્તુ વખતે યુવરાજ કોઇ પણ કારણ દર્શાવી આ માગણી ન સ્વીકારે તો સર્વ પરિશ્રમ નિષ્ફળ જાય. માટે બનતાં સુધી તેવો પ્રસંગ ન આવે તેવી યોજના કરવા તેણે નિશ્ચય કીધો. લાંબો વિચાર કીધા પછી તે બોલ્યોઃ—

'મહારાણાશ્રી ! આપનું કથન સ્તુત્ય છે. પરંતુ જ્યાં સુધી આપ વડીલ તરીકે અહીં હાજર છો, ત્યાં સુધી આવી વૈવાહિક બાબત અમે આપનેજ નિવેદન કરી શકીએ. આપ જ્યારે અત્ર હાજર ન હો, ત્યારે તો અમે યુવરાજને જ માહારાણા ગણી સર્વ બાબતમાં તેમની અનુમતિ ઇચ્છીએ. વળી લગ્ન જેવી વિચારનીય બાબત, કે જેના પર સંસારના સુખદુઃખનો આધાર છે, તેમાં છોકરાંનેજ સ્વતંત્રતા આપવા કરતાં વડીલોએજ તે બાબત હાથમાં રાખવી જોઇએ, કારણ કે ગદ્ધાપચીસીએ ચડેલાં છોકરાં વ્યક્તિના ગુણોને પ્રાધાન્ય આપવા કરતાં, રૂપ–સૌન્દર્યનેજ પ્રાધાન્ય આપે છે; અને કેટલીક વખત તેઓ પોતાનો સંસાર વિષરૂપ બનાવી દે છે.' પુરોહિતે પૂર્વપક્ષ કરતાં કહ્યું.

'દ્વિજોત્તમ ! આપ હવે મને વિશેષ આગ્રહ શા માટે કરો છો ? જો મારે માટેજ આપ આ શ્રીફળ લઇ આવ્યા હોત, તો હું વિધિનિષેધ ન કરતાં, તરતજ તેનો સ્વીકાર કરત ! પણ હું જાણું છું કે મારા જેવા શ્વેતકેશીઓને માટે તમે આ સામગ્રી લાવ્યા નથી. માટે જેને સારૂં એ સામગ્રી આણી છે તેની ઇચ્છાની અપેક્ષા રાખવી ઉચિત છે.' રાણાએ છેલ્લો ઉત્તર આપતાં મૂછોપર હાથ ફેરવતાં નિષ્કપટ ભાવથી હાસ્ય કર્યું.

રાણાનાં ઉક્ત વચન સાંભળી પુરોહિત સર્વ સભાસદો ખડખડ હસ્યા. સર્વની દૃષ્ટિ વૃદ્ધ રાણા ને પ્રતિ આકર્ષાઇ. રાણાનો મનોભાવ જાણવા કેટલાક તો એ બાબત પર પુનઃ પુનઃ વિચાર કરવા લાગ્યા. કેટલાકને એ વચન નિર્મલ જણાયાં, ને કેટલાકના હૃદયમાં તે માટે શંકા પણ થઇ. રાઠોડ પુરોહિત તો એ વચન સાંભળી દિંગમૂઢ બની ગયો. સ્થિર દૃષ્ટિથી તે રાણાના મુખનું અવલોકન કરવા લાગ્યો. થોડીવાર પૂર્વે રાણાએ કથેલાં વિરાગયુક્ત વચનો અને હમણાં કહેલાં આ હાસ્યનાં વચનોની તે સરખામણી કરવા લાગ્યો. રાણાની હાસ્યોક્તિ સર્વના હૃદયમાં વિવિધ કલ્પનાઓ ઉપજાવતી હતી. એટલામાં શિકારે નીકળી પડેલો રાજકુમાર ચંદ્ર, પોતાના મિત્રો સાથે આવતો જણાયો.

તે, અશ્વ ઉપર બેઠેલો હતો. રતિપતિ ભગવાન પુષ્પધન્વા[1] જાણે શરીર ધારણ કરી અત્ર આવ્યા હોય એવો તે શોભતો હતો. મૃગયાપરિશ્રમથી તેનાં વસ્ત્રો ભીંજાઇ ગએલાં હતાં. મુસાફરીમાં ઉડતી ધુળથી તેનું મુખ મેલું થએલું હતું. મહેલમાં આવ્યા પછી તેણે સર્વ વસ્ત્રો બદલી નાખ્યાં. સેવકો પંખા હલાવી શીતળ પવન ઢોળવા લાગ્યા. આમ થોડી વાર સુધી શાન્તિસેવન કરી તે ઉઠયો ને સ્નાન કરી કપડાં બદલી મહેલ બહાર નીકળ્યો. પછી ઘોડેસવાર થઇ મંદ ગતિથી અશ્વ ચલાવતો, દરબારના દ્વારમાં આવી ઉપસ્થિત થયો. એટલે ચોપદારે જયજયકાર સુચક ધ્વનિ કીધો. એટલે તે સભામાં દાખલ થયો. સભાસદોએ ઉભા થઇ તેને યોગ્ય માન આપ્યું. શાંત મુખમુદ્રાથી ગંભીર દેખાતો ચંદ્ર મહારાણાની સન્મુખ આવ્યો ને તેમને નમન કરી પાસે પડેલા પોતાના આસનપર બેઠો.

---

## પરિચ્છેદ ૪ થો.

### ભીષ્મ પ્રતિજ્ઞા.

કુમાર ચંદ્ર રાજ્યનો ઉત્તરાધિકારી હોવાથી, બાલ્યાવસ્થામાં તેને સર્વ વિદ્યાઓનો સાધારણ અભ્યાસ કરાવ્યો હતો. રાજ્યનીતિમાં, ધર્મશાસ્ત્રોમાં, યુદ્ધાદિક વિષયોમાં,—ધનુષ્ય, ઢાલ ખડ્ગ, ભાલો, તરવાર વગેરે વાપરવામાં, અશ્વ ઉપર બેસી તેને પુરપાટ દોડાવવામાં તે કુશળ હતો. વળી રાજા પ્રત્યે પ્રજાના અને પ્રજા પ્રત્યે રાજાના શા શા ધર્મ છે તે, તથા કિલ્લાને કેમ ઘેરો ઘાલવો, લશ્કર કેવી રીતે ગોઠવવું, કેવી રીતે યુદ્ધ કરવું, એ પણ તેને શિખવવામાં આવ્યું હતું. તરવારની પટાબાજી ખેલવામાં, સુરંગો ફોડવામાં ને ઉંચી ટેકરીઓ ઉલંઘી જવામાં તે એક્કો હતો. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય તે પ્રમાણે ચંદ્ર મોટપણે મહાન પુરૂષ નીકળશે એમ સર્વનું ધારવું હતું. રાણો, પુત્રનું મુખકમળ જોઇ વારંવાર પરમાવધિ અનુભવતો હતો. તે તેનાપર નિઃસીમ પ્રેમ રાખતો હતો. નાનપણમાં કુમાર વખતો વખત રાણા સાથે શિકારે જતો. ત્યાં તેનું પરાક્રમ, નિડરતા ને સાહસિક વૃત્તિ જોઇ રાણો અને સર્વ મંડળ હસતે વદને તેની પ્રસંશા કરતા. ચંદ્રદેવ જેવો પરાક્રમી હતો તેવોજ સદ્દગુણી હતો. ગંભીરતામાં તે સમુદ્ર જેવો, પરાક્રમમાં વિક્રમ જેવો, સત્યને વળગી રહેવામાં હરિશ્ચંદ્ર જેવો, પિતૃભક્તિમાં પુરૂ જેવો ને પ્રતાપમાં રામચંદ્ર સમાન હતો. પ્રજાને તે પરમપ્રિય હતો.

---

૧. કામદેવ.

રાજકુમાર સભામાં પોતાના આસન પર સ્થિત થયો તે વખતે એ નક્ષત્રમાળામાં ચંદ્રસમાન શોભવા લાગ્યો. તેના મુખચંદ્રની આજુબાજુ મોતીની નક્ષત્રમાલા પ્રકાશ પાડી રહી હતી. અતિશય કસરતથી કસાએલી તેની જંઘાઓ અને દીર્ઘબાહુ સિંહની પેઠે મદમત્ત માતંગનાં ગણ્ડસ્થળ ભેદવાને પણ સમર્થ હતાં. નાસિકા શુકની સમાન વળેલી હતી. વિકસિત કમળ સમાન તેનાં બંને નયન તેના કુળગૌરવનું સ્પષ્ટ ભાન કરાવતાં હતાં. સુવર્ણના પટ જેવું પ્રકાશિત, નિરભ્ર[1] આકાશ જેવું નિર્મળ, ક્ષાત્રતેજથી પરિપૂર્ણ પ્રકાશિત, તેનું વિશાળ લલાટ અષ્ટમીના નાના ચંદ્રનો આભાસ આપતું હતું. તેની બન્ને ભ્રૂલતાઓ આ વખતે ક્ષણે ક્ષણે સંકોચાતી હોવાથી તેના મનમાં ઉઠેલું કુતુહલ પ્રેક્ષકને જણાઇ આવતું હતું. તેણે ધારણ કરેલો સુગંધિયુકત સુમનનો શેખર[2] આજુબાજુના વાતાવરણને મઘમઘાટ કરી રહ્યો હતો.

રાણાની હાસ્યોકિત[3] ચંદ્રના જાણવામાં આવી. ઉપહાસમાં કથેલા પિતાનાં વચન તેના હૃદયમાં શલ્યની પેઠે ખૂંચતા હતાં. હર્ષ શોક, ને ચિંતાની લાગણી તેના મુખ પર ક્ષણે ક્ષણે તરવરી આવતી હતી. હૃદયસાગરમાં વિચાર તરંગોનો ભરતી ઓટ થવા લાગ્યો. હૃદયમાં જ્વલંત ચિંતાગ્નિ પ્રદીપ્ત થયો. તેની ઉષ્ણ જવાળાઓ નાસિકા વાટે બહાર નીકળવા લાગી. ચિંતાગ્નિનું શમન કરવા તેણે અનેક પ્રયત્નો કીધા કિન્તુ તે સર્વ નિષ્ફળ નીવડયા. તે પોતાના મનનેજ પ્રશ્ન પૂછવા લાગ્યો; 'પિતાએ પરિહાસમાં પણ જે સંબંધને પોતાનો માન્યો છે તે સંબંધ પુનઃ હવે મારે શી રીતે માન્ય રાખવો ? ખરી રીતે તો રાઠોડ કન્યા હવે મારે માતા સમાન છે, તો શું પુત્ર માતા સાથે લગ્ન કરી શકે ? કદિ નહિ. અરે જો સૂર્ય પશ્ચિમમાં ઉગે, મેરૂ ચલિત થાય, સમુદ્ર મર્યાદા મુકે ને પૃથ્વી રસાતળ જાય, તોપણ હું એ સંબંધ કબુલ કરીશ નહિ. કદાચ પિતાજી જો મને આજ્ઞા કરશે તોપણ હું તેમને વિનતિપૂર્વક નિષેધવાચકજ ઉત્તર આપીશ. પછી ભલે પિતાશ્રી સમજે કે ગુસ્સે થાય.' જે પુત્ર પિતાની પ્રત્યેક આજ્ઞાને શિરસાવંદ્ય ગણી, મનસાવચસા કર્મણા[4] તેનું પરિપૂર્ણપાલન કરતો, તે પુત્ર આજે નીતિધર્મને વળગી રહી પિતાની આજ્ઞાને અનાદર કરવા તત્પર થયો !

થોડીવાર પછી ચંદ્રને ઉદ્દેશીને રાણાએ કહ્યુઃ 'પુત્ર ! મારવાડપતિએ તેમની કન્યાનું લગ્ન તારી સાથે કરવાનો નિશ્ચય કરી આ પુરોહિતને શ્રીફળ લઇ મોકલ્યા છે માટે તે તું સ્વીકાર.'

---

૧ સ્વચ્છ. ૨. હાર. ૩ મશ્કરીમાં બોલવું તે. ૪ મનવાણી કર્મવડે.

'પિતાશ્રી !' રાજપુત્રે ગંભીરતાથી જવાબ આપતાં કહ્યું;- 'મારવાડેશ્વરના પુરોહિતનું આગમન ને તેનું કારણ મારા જાણવામાં આવ્યું છે. આપની આજ્ઞા શિરસાવંદ્ય ગણી તેનું યથાર્થ પાલન કરવું એ મારો મોટો ધર્મ છે. હું તે ધર્મ સારી રીતે સમજું છું, ને તે પ્રમાણે હું મારવાડેશ્વરની માગણીનો સ્વીકાર કરી શકતો નથી, તેથી ઘણો દિલગીર છું. આશા છે, કે આપ મારા આ અવિનયને ક્ષમા કરશો.'

પુત્રનો ઉત્તર ને તેની દઢતા જોઇ રાણો દીલગીર થયો. પોતાની આજ્ઞાનો અનાદર થએલો જોઇ તે દિગ્મૂઢ બની ગયો. થોડી વાર પૂર્વે પોતાના મનમાં ઉત્પન્ન થએલી ચિંતા મૂર્તિમાં દેખાઇ. રાણાને વળી એવી પણ ખાતરી હતી, કે જે વચન ચંદ્ર એક વખત બોલી ગયો, તેને તે કોઇ દિવસ ફેરવતો નથી. આ વખતે પણ કદાચ તે પોતાના વચનને વળગી રહે એ તેને ભય હતો. માટે ચંદ્રને તેના નિશ્ચયથી ભ્રષ્ટ કરવાને તે બોલ્યો:-

'વત્સ ! હું નહોતો ધારતો કે તું મારી આજ્ઞાનો આમ એકદમ અનાદર કરશે. તારાં આ વચન સાંભળી મારૂં હૃદય દગ્ધ થાય છે. જો સૂર્યદેવ પશ્ચિમમાં ઉગ્યા હોત ને મને જેટલું આશ્ચર્ય થાત, તેનાથી અતિ ઘણું આશ્ચર્ય અત્યારના તારાં વચન સાંભળી ને થાય છે. રાઠોડનું માગું પાછું મોકલવું એ શું તને યોગ્ય લાગે છે કે ?' આમ બોલી પ્રત્યુત્તરની રાહ જોતો રાણો પુત્રના મુખ સામું જોઇ રહ્યો.

'પિતાશ્રી !' ચંદ્રે થોડી વાર સુધી વિચાર કર્યા પછી કહ્યું: 'રાઠોડવીર રણમલ્લજીના શ્રીફળનો અસ્વીકાર કરવો અઘટિત છે. તેમ કરવાથી તેમને કદાચ માઠું પણ લાગે, તે હું સમજું છું તથાપિ અત્યારે હું એવી પરિસ્થિતિમાં મૂકાએલો છું, કે જેથી મારે દીલગીરી સાથે આપની આજ્ઞાનો અને રાઠોડના શ્રીફળનો અસ્વીકાર કરવો પડે છે;'

'ચંદ્ર ! હવે બસ ! બહુ થયું ! તું આવું સાહસ ન કર. તને ખબર નથી કે તારા આ કૃત્યનું પરિણામ કેવું ભયંકર આવશે ? રાઠોડનું અપમાન કરવું એ ઠીક નથી. અકારણ ઉપાધિ વહોરી લેવી એ શું હિતાવહ છે ? રાઠોડો સાથે આપણે ચિરકાળથી સંપ રાખતા આવ્યા છીએ. એ ગાઢ સંબંધને આમ ક્ષણ વારમાં તિલાંજલિ આપવી એ સાહસ નહિ તો બીજું શું કહેવાય ? તું રાજ્યનીતિજ્ઞ છે,

તેથી એ વિષયમાં વધારે વિવેચન કરવું અયોગ્ય છે.' મહારાણાએ કિંચિત ભયનું દર્શન કરાવતાં સૂચના કરી.

'કૃપાનિધાન ! જે કન્યાને પિતાએ એક વાર કલ્પનામાં પણ પોતાની પત્ની તરીકે માની લીધી,–પછી ભલે પરિહાસમાં કહ્યું હોય કે ઇચ્છા પૂર્વક–તે કન્યા સાથે હું આ જન્મમાં કે પુનર્જન્મમાં કદિ પણ લગ્ન કરી શકું નહિ. એ કન્યા તો હવે મારે માતા સમાન છે. પિતાજી ! આપ હવે મને તે સંબંધી વધારે આગ્રહ કરશો નહિ. મારો નિશ્ચય હું સ્પષ્ટ રીતે આપને નિવેદન કરું છું. પ્રાણાંત સુધી હું મારા આ નિશ્ચયને વળગી રહીશ ને મારાં વચન પાળીશ.' રાજકુમારે પોતાનો વિચાર સબળ કારણસહ જણાવી દીધો.

પુત્રનાં ઉક્ત વચન સાંભળી રાણાને ક્રોધ ચઢ્યો. આવેશપૂર્ણ વચનોથી તે બોલ્યા: 'ચંદ્ર ! તું આવું ભાષણ કરતાં શરમાતો નથી ? વૃદ્ધ પિતાને બાલ કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા શા માટે થાય! આવો દોષારોપ મારા ઉપર તારા સિવાય અન્ય કોણ મૂકી શકે ? હજી હું પુનઃ કહું છું, કે વિચાર કરી આજ્ઞા માન.'

'પિતાજી ! હવે હું આપની આજ્ઞા માન્ય કરું તેમ નથી. વળી મંડોર પતિનું શ્રીફળ પાછું મોકલવું એ પણ યોગ્ય નથી, માટે આવી વસ્તુસ્થિતિમાં તે કન્યા સાથે આપેજ લગ્ન કરી દેવાં એજ યોગ્ય છે. તેમ કરવાથી રાઠોડનું માન જળવાશે, ને મારો નિશ્ચય પણ અચળ રહેશે.' ચંદ્રે વિનય પૂર્વક કહ્યું.

'ચંદ્ર ! તારાં આવાં કઠોર વચન સાંભળી મારું હૃદય દુઃખ થાય છે. વૃદ્ધ પિતાને બાલ કન્યા સાથે લગ્ન કરવાની સલાહ મને તારા સિવાય બીજો કોણ આપે ? તું જાણે છે કે હવે હું રાજધુરા વહન કરવાને નાખુશ છું. રાજપાટ તને સોંપી નિવૃત્તિ માર્ગ ગ્રહણ કરી, હું તીર્થ વાસની ઇચ્છા રાખું છું. પણ તું તો મને પુનઃ ભવ-સાગરમાં પતિત થવાનું કહે છે. આનાથી વિશેષ દુઃખ બીજું શું હશે ? જે પુત્ર પિતાને કલ્યાણમાં અટકાવ કરે છે, જે પુત્ર પિતાની આજ્ઞાનો અનાદર કરે છે, અને જે પુત્ર પિતાને ઉત્તરાવસ્થામાં સુખ આપી શકતો નથી, તે પુત્ર શા કામનો ? ભાઇ ! તું આમ નિર્દય ન થા. મારા વૃદ્ધના મુખ સામું જરા જો. મારી સ્થિતિનો જરા વિચાર કર, ને યોગ્ય ઉત્તર આપ.' રાણાએ નમ્રતાયુક્ત વચનોથી ઉપદેશ આપ્યો.

રાણાનાં આ વચનો સાંભળી ચંદ્રનું હૃદય પીગળી ગયું. વૃદ્ધ પિતાની તેને દયા આવી. એક બાજુ દયા ને બીજી બાજુ નીતિધર્મનું બંધન ! ચંદ્રના હૃદયમાં લાંબી મુદત સુધી બંનેનું યુદ્ધ જામ્યું. આખરે દયાનો પરાજય થયો. નીતિધર્મનું બંધન શિથિલ ન થયું. તે તેના નિશ્ચયથી જરા પણ ડગ્યો નહિ. તેથી મહારાણા ચંદ્રપર અત્યંત ક્રુદ્ધ થયા. જે પુત્ર તેમને અત્યંત પ્રિય હતો, તે પુત્ર અત્યારે તેમને આંખના પાટા સમાન થઇ પડ્યો. ચંદ્રનું આવું વર્તન તેમનાથી સહન થઇ શક્યું નહિ. તે ઘણી સંકડામણમાં આવી પડ્યા હતા. એક બાજુ ચંદ્રનો નિશ્ચય ને બીજી બાજુ રાઠોડનું અપમાન. પુનઃ પુનઃ ચંદ્રને સમજાવ્યો કિન્તુ જ્યારે તેણે માન્યું નહિ, ત્યારે ઇચ્છા નહિ છતાં રાઠોડનું માન જાળવવા, રાણાએ સ્વયં રાઠોડ કન્યા સાથે લગ્ન કરવા નિશ્ચય કીધો ! સંસારસાગરમાં પુનઃ પતિત થવાનું તેમને ઠીક ન લાગ્યું, તથાપિ આ વખતે તેઓ શું કરે? પોતાના સુખને માટે રાજ્યને માથે ભવિષ્યમાં સંકટ આવી પડે તેવું આચરણ પ્રજાપ્રિય રાણાને શી રીતે ગમે ?

રાણા ચંદ્ર ઉપર પુષ્કળ કોપ્યા. આવેશમાં આવી તેમણે ચંદ્રનો પુષ્કળ તિરસ્કાર પણ કીધો. તથાપી તે સર્વ તેજસ્વિ ચંદ્રે સહન કીધું. તેનું હૃદય તિરસ્કારયુક્ત વચનો સાંભળી ઉછાળા મારતું હતું પરંતુ પોતાના નિશ્ચયને વળગી રહેવા માટે અત્યારે તેણે મૌન ધારણ કરવું યોગ્ય માન્યું. પિતાનાં સર્વ કઠોર વચન તેણે અતિ ધૈર્યથી સહન કીધાં-મુખથી એક પણ શબ્દનો ઉચ્ચાર સરખોયે ન કીધો ! ખરેખર મહાપુરૂષોનું ધૈર્ય અલૌકિક હોય છે. અને તેવી સ્થિતિમાં પણ તેઓ ધીરજ છોડતા નથી. તેમનું મનોબળ ઘણું દૃઢ હોય છે. દૃઢ મનોબળ પ્રાપ્ત કરવાને માટે ઉચ્ચ મનોવૃત્તિઓ, ઉદાર ભાવના ને આત્મસંયમની જરૂર છે.

કોઇ પણ પ્રકારે ચંદ્ર પોતાની આજ્ઞા પાળી શકતો નથી, એમ જાણી રાણાએ તેને ધમકી આપવા કહ્યું: 'કે જ્યારે તું મારી આજ્ઞા પાળતો નથી, ત્યારે પછી મારે કમનથી પણ, રાઠોડ કન્યા સાથે લગ્ન કરવાં પડશે. દૈવવશાત્ રાઠોડ કન્યાને એ લગ્નથી પુત્ર પ્રાપ્ત થશે, તો ભવિષ્યમાં તારા હકને નુકસાન થશે. માટે હજી પણ સમજ ને મારી આજ્ઞાને અધીન થા.'

પિતાનાં ઉપર્યુક્ત વચન સાંભળી ચંદ્ર જરા પણ ગભરાયો નહિ. રાજ્યલોભથી તેનું મન સ્ખલિત ન થયું. ધર્મમાર્ગથી તે ભ્રષ્ટ

ન થયો. સ્વાર્થને માટે તે નીતિનો ત્યાગ કરી આનંદ પામે તેવો ન હતો. તે ગુસ્સાથી બોલ્યોઃ 'પિતાજી! મારા રાજ્યહક્કને તો શું, પણ જો મારા પ્રાણને નુકસાન થતું હશે, તોય હું સહન કરીશ; પણ મારો નિશ્ચય તો હું નહિજ ફેરવું"!

ચંદ્રનાં એ ગુસ્સાભર્યા વચન સાંભળી રાણાએ પણ તેટલાજ જોરથી કહ્યું: 'ચંદ્ર! જો તારી એવીજ ઇચ્છા હોય ને તું તારો નિશ્ચય હજી પણ ફેરવતો ન હોય તો ભલે. તારા કહેવા પ્રમાણે હું રાઠોડકન્યા સાથે લગ્ન કરૂં છું. પરંતુ જો તે સ્ત્રીને પુત્ર થાય, તો રાજગાદી પરનો તારો હક્ક નષ્ટ થાય, એ વાતનું તું મને વચન આપ.'

રાણાનાં ઉકત વચન સાંભળી સઘળા પટાવતો આશ્ચર્ય પામ્યા. અકસ્માત ઉભા થએલા આ વિવાદનું આવું અનિષ્ટ પરિણામ આવેલું જોઇ તેમને દીલગીરી થઇ. કેટલાક વૃદ્ધ સામંતો આ વિવાદને આટલેથીજ બંધ કરવા ઉભા થયા, ને તે માટે આજીજી પણ કરવા લાગ્યા. તેમણે કહ્યું: "મહારાણાજી! આપ વૃદ્ધ, શાણા, દીર્ઘદર્શી ને રાજનીતિજ્ઞ છો. વંશપરંપરાથી ચાલતા આવેલા રિવાજને આપ ન ફેરવો!" સામંતો રાણાને આ પ્રમાણે પ્રાર્થના કરતા હતા કિન્તુ રાણાનાં એ કઠોર વચન સાંભળ્યા છતાં તેજસ્વી ચંદ્રનો એક વાળ સરખો પણ હાલ્યો નહિ. તરતજ પોતાના આસનપરથી તે નીચે ઉતર્યો અને રાણાની સન્મુખ આવ્યો. તે બે હાથ જોડી, કાંઇક ગર્વથી પણ વિનયપુરઃસર ધીર ભાવથી બોલ્યોઃ 'ઠીક પિતાશ્રી, હું ભગવાન એકલિંગના સોગંદ ખાઇને પ્રતિજ્ઞા કરૂં છું, કે જો તે સ્ત્રીને પુત્ર પ્રસવશે તો હું રાજગાદીપરનો મારો અધિકાર ઉઠાવી લઇશ." ચંદ્રે હાથમાં જળ લઇ **ભીષ્મ પ્રતિજ્ઞા** કરી!

ચંદ્રની આવી કઠણ પ્રતિજ્ઞા સાંભળીને સઘળા સામંતોને, અને થોડીવાર પછી રાણાને પણ આશ્ચર્ય લાગ્યું. તે વખતે કેટલાકના મુખમાંથી અચાનક રીતે 'ધન્ય છે!' એવા ઉદ્‌ગાર નીકળી ગયા. કેટલાક તો ચંદ્રની એ **ભીષ્મ પ્રતિજ્ઞા** સાંભળી કંપતા કંપતા, 'મહારાજ આપ આવું સાહસ ન કરો' એમ બોલવા લાગ્યા, પરંતુ ચંદ્ર તો અત્યંત શાંતિ ધારણ કરી, એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના પોતાના આસન પર જઇને બેઠો.

વાચનાર! ચંદ્રજેવા ઉદાર હૃદયી ને દૃઢપ્રતિજ્ઞ પુરુષો તારા દેશમાં થઇ ગયા છે, એ કાંઇ તારા માટે જેવી તેવી મગરૂબીનો વિષય નથી. આ ભારતવર્ષમાં હરિશ્ચંદ્ર જેવા સત્યવક્તા, રામચંદ્ર જેવા

પિતૃભક્ત, અર્જુન, કર્ણ, ભીમ અને દ્રોણ જેવા બાહાદુરો તથા દેવવ્રત ને ચંદ્ર જેવા ઉદાર દીલનાં વીરરત્નો થયાં છે. એક વખત તેમના પ્રતાપથી ભારતવર્ષ ગર્જાયમાન થતો હતો. એક વખત તેમની યશપતાકા અખિલ જગતમાં ફરકી રહી હતી. પણ હાય! આજે તે સઘળું ક્યાં છે? એવાં રત્નોના અભાવથીજ આ ભૂમિ સેંકડો વર્ષથી દુર્દશા ભોગવે છે. આજે ભારતવાસીઓ પોતાનું પૂર્વ ગૌરવ પણ વીસરી ગયા છે. તેઓ સાંકડા દીલના બની ગયા છે. સ્વાર્થ સાધવામાં તેઓ પોતાના વચનથી ભ્રષ્ટ થતાં પણ અટકતા નથી. પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવાની તેમનામાં શક્તિ નથી. ઉચ્ચ પ્રકારનું આત્મબળ પ્રાપ્ત કરવા માટે તેઓ અલ્પ શ્રમ પણ કરતા નથી. લાભને માટે તેઓ આપસ આપસમાં લડવા માટે તૈયાર થાય છે. પુત્ર પિતાના હિતનો, કે પિતા, પુત્રના હિતનો વિચાર કરતો નથી. હતભાગી ભારત! ખરેખર આ તારૂં દુર્ભાગ્ય નહિ તો બીજું શું કહેવાય? ક્યાં તારી પ્રાચીન પ્રભુતા ને ક્યાં અર્વાચીન અધમતા! કહે, ઓ ઇતિહાસ! ભારતીઓનો ગૌરવ સૂર્ય કેવા રીતે અસ્ત થઇ ગયો છે, કે પુનઃઉદિત થતો નથી? હતભાગી ભારતનો શું તેના પુત્રો પુનઃ ઉદ્ધાર નહિ કરે? ચંદ્ર જેવા ઉદાર હદયી ને તેજસ્વી પુરૂષો ઘેરઘેર નહિ જન્મે? હા! વિધે! તું કહે કે અમારો ઉદ્ધાર હવે ક્યારે થનાર છે?

હવે મધ્યાહ્ન સમય વીતી ગએલો હતો. તેથી મહારાણાએ ગંભીર મુદ્રાએ ઉઠી ચાલવા માંડયું. તે ઉભા થયા એટલે ત્યાં બેઠેલા સામંતો, પટાવતો ને અન્ય અધિકારીમંડળમાં ખળભળાટ થઇ રહ્યો. રાણાની સન્મુખ આવી તેમને પ્રણામ કરવાની ઉતાવળમાં તેઓ એક બીજા સાથે અથડાવા લાગ્યા. બહાર નીકળતા માણસોને વ્યવસ્થિત રાખવાને માટે ઉભેલા દંડધારીઓનો 'જુઓ જુઓ' ને રાણાની આગળ છત્રચામર લઇ ચાલતા રાજસેવકોનો 'જય જય મહારાજ ચિરંજીવ' નો ધ્વનિ થયો. ધીમે ધીમે ઘોડા, હાથી, પાલખી ને રથોમાં સવાર થઇ સરદારો ઘર તરફ વિદાય થવા લાગ્યા. સર્વના મુખ પર શ્યામતા પ્રસરી રહી હતી. થોડી વાર પૂર્વે જે સભાસદન અનેક વીરપુરૂષોથી ચિકાર ભરાઇ ગયું હતું, જ્યાં તિલમાત્ર જગ્યા પણ ખાલી નહતી, જ્યાં જય જયના ધ્વનિ થઇ રહ્યા હતા ને જ્યાં ચંદ્રની ભીષ્મ પ્રતિજ્ઞાથી ખળભળાટ થઇ રહ્યો હતો તે સભાસદન અત્યારે કેવળ શાંત ને વિજન બની ગયું!

---

# *પરિચ્છેદ ૫ મો.

## ઇતિહાસ સંદર્ભ.

આપણી વાર્તાના સમયમાં મેવાડની જે સ્થિતિ હતી તે વર્ણવતાં પહેલાં વાંચનાર! આપણે જરા ભૂતકાળમાં પ્રવેશ કરી તેની પૂર્વની સ્થિતિ વિલોકીશું. જે રાજવંશ, રત્નપ્રસવિની મેવાડભૂમિ પર અતિ દીર્ઘ કાળથી અમલ કરતો આવ્યો છે, તે ઇતિહાસપ્રસિદ્ધ સૂર્યકુળનું વર્ણન જરા વિસ્તારથી કરીશું તો તે અસ્થાને નહિ ગણાય.

મેવાડના ભટ્ટ કવિઓ મહારાજા કનકસેનનેજ મેવાડ રાજવંશીઓના સંસ્થાપક તરીકે ગણાવે છે. અદ્યપર્યંત જે શોધખોળ થઇ છે તે ઉપરથી પણ એ વાત પ્રતિત થાય છે. મહારાજા કનકસેન ભારતવર્ષના ઉત્તર ભાગમાં અમલ કરતા હતા. કેટલોક સમય વીત્યા પછી કાળની વિચિત્ર કૃતિથી, તેઓ તે પ્રદેશનો ત્યાગ કરી સૌરાષ્ટ્રમાં જઇ રહ્યા. ઇ. સ. ૧૪૪. ત્યાં તેમણે પવાર વંશીય રાજા પાસેથી અધિકાર છીનવી લીધો. તેમણે [1]વીરનગર નામક એક શહેર સ્થાપ્યું. મહારાજા કનકસેનની ચોથી પેઢીએ વિજયસેન થયો. તેણે અધિકાર સારી રીતે ચલાવ્યો. આ રાજાના વખતમાં રાજ્યનો વિસ્તાર પણ વધ્યો. તેણે વિજયનગર નામે શહેર વસાવ્યું. કાળના વૈચિત્ર્યથી એ નગર પાછળથી નામશેષ થઇ ગયું. હાલ તે સ્થાન પર ધોળકા નામનું નગર વિદ્યમાન છે. વળી આ રાજાએ વલ્લભિપુર નામે નગર—જે પાછળથી ગુજરાતનું પાટનગર બન્યુ હતું તે—વસાવ્યું. એ નગર તે વખતે સર્વશ્રેષ્ઠ ગણાતું હતું. ભારતવર્ષમાં તો શું પણ આખી દુનિઆમાં તેનો જોટો ન હતો. ઇ. સ. ૫૮૦માં સિંધુ પ્રદેશમાં વસતી એક અજ્ઞાત જાતિએ, એ નગરનો ધ્વંસ કીધો હતો. જે જાતિએ એ નગરનો નાશ કીધો, તે જાતિ કઇ હતી તે અદ્યપર્યંત જણાયું નથી. જુદા જુદા ઇતિહાસકારકો તે સંબંધી જુદા જુદા મત આપે છે. કિન્તુ સર્વનો સમગ્ર વિચાર કરતાં એમ જણાય છે કે સિંધુ પ્રદેશમાં વસતી તે જાતિ હુન કિંવા પારદ—ગમે તે એક—હતી એ નિઃસંશય ને નિર્વિવાદ છે.

કનકસેનથી આઠમી પેઢીએ શિલાદિત્ય થયો. એના વખતમાં

---

* આ પરિચ્છેદમાં વાર્તા કરતાં ઇતિહાસને પ્રાધાન્ય આપેલું છે.

[1] હાલનું વડનગર હશે.

ઉક્ત નગરનો ધ્વંસ થયો હતો. મહારાજા શિલાદિત્યનાં લગ્ન ચંદ્રાવતીની પરમાર વંશીય રાજકન્યા સાથે થયાં હતાં. એ કન્યાનું નામ પુષ્પાવતી હતું. તે ઘણી સદ્‌ગુણી ને પતિપ્રાણા હતી. મહારાજા શિલાદિત્ય પણ પ્રજા હિતૈષી પ્રતાપી નરેશ હતો. તે સમયવીર, દાનવીર, વિદ્વાન, રાજનીતિવિશારદ, ને પ્રજાને પુત્રવત્ ગણનાર હતો. રાણી પુષ્પાવતી પણ અત્યન્ત સૌન્દર્યવતી, સદ્‌ગુણી, લાવણ્યમયી ને સચ્ચરિત્રા આદર્શ વીરપત્ની હતી. ઉપલક દૃષ્ટિથી જોતાં રાજદંપતીને સર્વ વાતે સુખ હતું. કિંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં સંસારમાં સર્વ વાતે સુખી કોણ છે ? કોઇને શ્રીસંપત્તિનું, કોઇને શરીર વ્યાધિનું, કોઇને સંતતિનું, કોઇને વિદ્યાનું, એમ ગમે તે એક જાતનું દુઃખ તો હોય છેજ. આર્ય ગૃહસંસારમાં જો કોઇ પણ મોટી ખામી ગણાતી હોય, તો તે એકજ છે ને તે સંતતિનો અભાવ. હિંદુશાસ્ત્રોમાં પુત્રવડેજ પિતાની ગતિ થાય છે એમ વર્ણવેલું છે. વળી મનુષ્યના ઐહિક તથા પારલૌકિક સુખનો આધાર કેવળ પુત્રના અસ્તિત્વ ઉપરજ છે, એમ આર્યજનો પ્રાચીનકાળથી દૃઢતાપૂર્વક માનતા આવ્યા છે. પુત્રપ્રાપ્તિ માટે પુરુષો એકાધિક લગ્ન કરે છે, અને પુષ્કળ દ્રવ્યવ્યય કરી અનેક પ્રયત્ન કરે છે. સ્ત્રીઓ પણ તે માટે દુષ્કર કષ્ટ સહન કરે છે, અનેક પ્રકારનાં તપવ્રત કરે છે, કેટલીક અજ્ઞ સ્ત્રીઓ તો તે માટે બાધા આખડીઓ રાખે છે, દોરાધાગા ને જંતરમંતર કરાવે છે. મહારાણી પુષ્પાવતી ઘણી ધર્મનિષ્ઠ હોવાથી ઘણો વખત તે ધાર્મિક કાર્યોમાં ગુજારતી. વિદ્વાન બ્રાહ્મણો સમક્ષ તે દેવદેવીઓનું પુજનયજન પણ કરતી. પરંતુ કેટલાક સમય સુધી તેની મનઃકામના પૂર્ણ થઇ નહિ—તે માતૃપદને પ્રાપ્ત થઇ નહિ.

ગર્ભવતી થયા પછી એક વખત તે તેના પિતાને ઘેર ગઇ હતી. ત્યાં તેણે ભગવતી ભવાનીની ઉપાસના કરવા માંડી. ગર્ભવતી થયા પછી તેની શ્રદ્ધા દેવી પર વધવા લાગી. એક વખત ભવાનીની ષોડશોપચાર પૂજા કરી તે ભર્તારગૃહે જતી હતી. રસ્તામાંજ તેને પતિના અકલ્યાણના સમાચાર મળ્યા. વળી સાથે વલ્લભિપુર પણ વિનષ્ટ થઇ ગએલું છે એમ તેના સાંભળવામાં આવ્યું. હવે મહારાણીના શોકની સીમા ન રહી. પતિના અશુભ સમાચારથી તેના કોમળ હૃદયપર વજ્રસમાન આઘાત થયો. તેની સર્વ આશા ક્ષણવારમાં નાશ પામી. તે ધારતી હતી કે આટલા બધા શ્રમના પરિણામે હું રાજમાતા પદને પ્રાપ્ત થઇશ; કિંતુ અત્યારે તેની આ ધારણા ધુળમાં મળી ગઇ. મહારાણી આવું કષ્ટ

શા રીતે સહન કરી શકે ? ક્ષણવારમાં તે વિવશ બની ગઇ. મૂર્છિતાવસ્થામાં પણ તે પતિ નામનો જાપ જપતી હતી. પતિનેજ પ્રાણાધિક ગણનારી આર્ય મહિલાના હૃદયમાં, અત્યારે કેવી ભયંકર વ્યથા થઇ હશે તેનો વિસ્તાર કરવા કરતાં, વાંચનાર પોતે કલ્પના કરશે તોજ બસ થશે. દાસાઓની સુશ્રુષાથી કેટલાક સમય પછી દુર્ભાગ્યવતી રાણી શુદ્ધિમાં આવી. તેણે સતી થવાનો વિચાર કીધો. પણ પોતે ગર્ભવતી હોવાથી અને વંધ્યત્વનું કલંક ટાળવાના હેતુથી થોડો વખત જીવન ટકાવી રાખવાનું તેણે યોગ્ય ધાર્યું. થોડા વખત પછી તેને એક પુત્ર–રત્ન પ્રાપ્ત થયું. તે વીરનગર નામક ગ્રામમાં ગઇ. ત્યાં કમળાવતી નામની એક બ્રાહ્મણ સ્ત્રીને પોતાનું બાળક સોંપી તે સતી થઇ. તે પુત્રનો જન્મ ગુહા–ગુફામાં થવાથી કમળાવતીએ તેનું નામ ગોહ પાડયું. બચપણથીજ વીર પિતાના આ વીર પુત્રમાં સંપૂર્ણ વીરત્વ દૃશ્યમાન થવા લાગ્યું. તે વખતે ઇડરમાં માંડલિક ભીલ સર્વસત્તાધીશ હતો. તેની પાસેથી ગોહને ઇડરનું રાજ્ય પ્રાપ્ત થયું. કહેવાય છે કે ગોહે પાછળથી કૃતઘ્ની બની તે ભીલ રાજાનો નાશ કીધો. હવે ગોહનું નામ તેના વંશજોનું ગોત્ર બની ગયું. તેના પછી તેના વંશજો ગિહલોત નામથી ઓળખાવા લાગ્યા.

સ્વાતંત્ર્યપ્રિય ભીલ લોકો થોડાજ વખતમાં રજપૂતોના અમલથી કંટાળી ગયા. સ્વતંત્રતા એક એવી ચીજ છે, કે જેને સર્વ શરીરધારીઓ ચાહે છે. તેને પ્રાપ્ત કરવા માટે મનુષ્યો શું નથી કરતા ? કેવાં કષ્ટ સહન કરે છે ? કેવો આત્મભોગ આપે છે ! વચમાં આવતી મુસ્કેલીઓને તૃણવત ગણી કેવી દૂર કરે છે ! દેશની પ્રજા પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા, પોતાના રાજાની સામેજ શસ્ત્ર પકડવા તૈયાર થઇ જાય છે ! ભીલ લોકો સ્વતંત્રતાના ભક્ત હતા. પરતંત્રતારૂપી બેડી ધારણ કરવાનું તેમને ઠીક ન લાગ્યું. તેમના વંશજોએ સ્વાતંત્ર્યનું સ્વર્ગીય સુખ અનુભવ્યું હતું. પરંતુ તેઓનાં પાપ ઉદિત થવાથી કેટલાક વખતથી તેઓ સ્વતંત્રતાથી પરાંગમુખ થયા હતા, અને તેમણે વિજાતીય લોકોની અધીનતા સ્વીકારી હતી. ધીમે ધીમે તેમણે એ અધીનતાથી મુક્ત થવા પ્રયત્ન કરવા માંડયા. સમય ભીલ પ્રજાનાં હૃદય સ્વતંત્રતાનું સુખ ભોગવવાને ઉત્સુક બની ગયાં. ગોહની આઠમી પેઢીએ નાગાદિત્ય નામે રાજા થયો. એ રાજા એક વખતે શિકારે ગયો હતો, ત્યાં તેને કેટલાક ભીલોએ ઘેરી લીધો ને તેનો ઘાત કીધો. હવે ઇડરના દુર્ગ પર ભીલ રાજ્યની ધ્વજા ફરકવા લાગી

સમગ્ર ઇડર પ્રદેશ પર ભીલ સત્તા સ્થાપિત થઇ ગઇ.

નાગાદિત્યના અવસાન સમયે તેનો પુત્ર બાપ્પો ત્રણ વરસનો હતો. રાજપુત્રનું રક્ષણ કરવું અત્યારે મુશ્કેલ થઇ પડયું હતું. પોતાના સર્વસ્વનો ત્યાગ કરી, જીવને જોખમમાં નાંખી, રાજપુત્રનું રક્ષણ કરે એવો રાજભક્ત વીર પુરૂષ તે વખતે કોણ હોય? સ્વતંત્રતાને માટે જે પ્રજાએ હાથમાં હથિઆર પકડયાં, તે પ્રજા હવે ધારેલુ કાર્ય પાર પાડયા વિના શી રીતે શાન્ત થાય? ફ્રાન્સની રાજ્યક્રાન્તિ વખતે ફ્રેંચ પ્રજાએ તેમના રાજાને કેવી કઠોર શિક્ષા કરી હતી? પોર્ટુગીઝ પ્રજાએ પણ કેવો અત્યાચાર કીધો હતો! યુનાઇટેડ સ્ટેટસની પ્રજાએ કેવાં દુષ્કર કષ્ટો સહન કીધાં હતાં! અંગ્રેજો સાથેના વિગ્રહમાં તેમણે અપૂર્વ બહાદુરી બતાવી, વ્યાપાર-ઉદ્યોગમાં ઘણી હરકતો વેઠી, દેશી બનાવટ પરજ આધાર રાખ્યો અને ચાને બદલે ગમે તેવાં પાંદડાં ઉકાળી પીવા માંડયા, અને તેનું નામ 'સ્વતંત્રતાની ચા' પાડયું. આવાં કષ્ટ સહન કીધાં પણ સ્વતંત્રતાનો આગ્રહ તેમણે મુકયો નહિ! આખરે તેમને તેમના પ્રયત્નનો બદલો મળ્યો. દરેક પ્રજામાં એક જાતનું ગુપ્ત બળ રહેલુ હોય છે. જ્યાં સુધી પ્રજા પરમ પ્રસન્ન હોય છે, ત્યાં સુધી એ બળ રાજ્ય સત્તાને અનુકુળ બને છે. કિન્તુ જ્યારે પ્રજા અપ્રસન્ન રહે છે, ત્યારે એજ બળ રાજ્યસતાને પણ નષ્ટ કરવાને સમર્થ નીવડે છે. ફ્રાન્સની રાજ્યક્રાન્તિ, એ આ સત્યનું જ્વલંત દૃષ્ટાંત છે.

ભીલ લોકોના પ્રચંડ ક્રોધાગ્નિમાંથી બચવાની આશા રાજકુટુંબને રહી નહિ. મહાન્ સૂર્યવંશનો અંત અત્યારથીજ આવશે એમ જણાવા લાગ્યું. પરંતુ એ વંશ અત્યારથીજ નિઃશેષ બની જાય, એ વિધિને શી રીતે ગમે? એ વંશમાં હજી પરાક્રમી નરરત્નોનો આવિર્ભાવ થવો બાકી હતો. એ વંશ હજી ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામ્યો ન હતો. એ વંશને હાથે હજી ભારતનો ઉદ્ધાર થવાનો બાકી હતો, તેથી જે કમળાવતીએ પુષ્પાવતીના બાળપુત્રની રક્ષા કરી હતી તેજ કમળાવતીના વંશજો બાપ્પાની રક્ષા માટે તત્પર થયા! ભીલોની સામે તેમણે કમર કસી. રાજપુત્રને લઇ તેઓ ત્યાંથી પલાયન કરી ગયા. અને ભાંડેર નામક કિલ્લામાં જઇ રહ્યા. ત્યાંથી પણ તેમણે રાજપુત્રને લઇ નાસવા માંડયું. હવે તેઓ નાગદા નામક નગરમાં જઇ રહ્યા. આ નગરમાં તે વખતે પુષ્કળ બ્રાહ્મણો નિવાસ કરતા હતા. રાજપુત્ર બાપ્પો બ્રાહ્મણોને આશ્રયે રહી ઉછર્યો. અહીં રહી બાપ્પો બ્રાહ્મણોની ધેનુઓ

ચરાવતો. એક દિવસ તેને **હારીત** નામના યોગીશ્વર પ્રસન્ન થયા. તેમણે બાપ્પાને ભગવાન એકલિંગના 'દિવાન' ની પદવીનું પ્રદાન કીધું. હવે બાપ્પાનો ભાગ્યોદય થવાનાં શુભ ચિન્હ જણાવા લાગ્યાં. બાપ્પાનું વય હવે મોટું થયું હતું. ગોવાળની સ્થિતિમાં રહેવું તેને ઠીક લાગ્યું નહિ. હવે તે જંગલ છોડી વસ્તીમાં આવ્યો. આ વખતે **બાલાય ને દેવ** નામના બે ભીલ મિત્રોએ તેને જે મદદ કરી તે ખરેખર આશ્ચર્યજનક છે. તેઓ જાતે ભિલ્લ ને વળી અશિક્ષિત હોવા છતાં, પણ તેમણે જેવો બંધુધર્મ બજાવ્યો છે, તેવો ધર્મ ગમે તેવો સુશિક્ષિત પણ બજાવી શક્યો નહિ હોય. આ બે ભિલ મિત્રોના સહાયથીજ બાપ્પાનો ભાગ્યરવિ ઉદિત થયો, એમ કહેવામાં અમને બિલકુલ અતિશયોક્તિમય લાગતો નથી. આગળ ચાલતાં વાંચનારને ઉક્ત બાબતની પ્રતીતિ થશે. જંગલમાંથી તે બંને ભીલ મિત્રો સાથે બાપ્પો ચિતોડમાં આવ્યો. તે વખતે ચિતોડનો સર્વ સત્તાધીશ **માલદેવ** હતો. તે બાપ્પાનો મામો થતો હતો. **માલદેવે** બાપ્પાની સ્થિતિ તરફ સમભાવ દર્શાવી તેને સામંત પદ આપ્યું. આ વખતે બાપ્પાની ઉમ્મર આશરે ૧૫ વરસની હતી. સામંતપદની પ્રાપ્તિ સાથે બાપ્પાને એક નાની સરખી જાગીર પણ પ્રાપ્ત થઇ. આ વખતે મેવાડમાં જાગીરદાર પદ્ધતિ ચાલતી હતી. મેવાડના રાજાઓ તરફથી સામંતોને અમુક ગામ ઇનામમાં મળતાં. તે ગામો ઉપર તે સામંતો સંપૂર્ણ અધિકાર ભોગવતા, ને તેના બદલામાં તેઓ મેવાડનો રાજા જ્યારે બોલાવે ત્યારે, અથવા રાજાને જરૂર પડે ત્યારે પોતાના સૈન્ય સાથે રણભૂમિમાં આવી ઉપસ્થિત થતા. મેવાડમાં અદ્યપર્યંત આ પદ્ધતિ ચાલુ છે. આ **શાસનપ્રણાલિ** મેવાડમાં ઘણા દીર્ઘ સમયથી ચાલતી આવેલી હોય એમ જણાય છે. તે સમયની યુરોપની જાગીરદાર પદ્ધતિ સાથે મેવાડની આ સામંત પ્રથા તદ્દન મળતીજ આવે છે. વળી તાર્તરો, જર્મનો, અને બીજી પાશ્ચાત્ય જાતોમાં પણ આરંભમાં આજ **શાસનપદ્ધતિ** ચાલતી હતી. આ પદ્ધતિનું મૂળ સ્થાન મધ્ય એશિયામાં છે. ત્યાંથી સ્કેન્ડિનેવિયનો તે યુરોપમાં લઇ ગયા. તેમની પાસેથી યુરોપની સર્વ પ્રજાએ ગ્રહણ કરી.

બાપ્પો ખરેખર વીર પુરૂષ હતો. મૌર્યવંશીય મહારાજા માનસિંહના વખતમાં જ્યારે યવનોએ ચિતોડ પર આક્રમણ કીધું, ત્યારે વીર રાજકુમાર બાપ્પાએજ વિશેષ પરાક્રમ બતાવ્યું હતું. માલદેવના પક્ષમાં અજમેર, સૌરાષ્ટ્ર, ગુજરાત વગેરે જુદા જુદા વિભાગના સત્તા-

ધીશો પોતપોતાના સૈન્ય સાથે આવ્યા હતા. છતાં પણ કેવળ બાપ્પાની વીરતાથીજ મ્લેચ્છો પરાજિત થઇ નાઠા. બાપ્પાએ તેમની પૂઠ પકડી ઠેઠ ગીજની સુધી હાંકી મૂક્યા. યવન સુલતાનને ગીજનીની ગાદી પરથી ઉડાડી મૂકી, ત્યાં પોતાના ભાણેજને બેસાડયો. અને પછી તે ચિતોડ પાછો આવ્યો. ત્યાર પછી બાપ્પાએ મેવાડીય સામંતોની મદદથી રાજા માનસિંહને પદભ્રષ્ટ કરી પોતે ચિતોડના સિંહાસન પર આરૂઢ થયો. ઇ. સ. ૭૧૮. તેમણે 'હિંદુ સૂર્ય' નું પદ ધારણ કીધું. ખરેખર, રાજલોભ એ એક ભયંકર ચીજ છે. જે મનુષ્ય એ લોભથી લલચાય છે, તે તદ્દન અંધજ બની જાય છે. તેને પોતાના હિતનું, ધર્મનું, કે જેના વડે પોતાનો ભાગ્યસૂર્ય ઉદિત થયો હોય તેના લાભનું ભાન રહેતું નથી. દુરાકાંક્ષી બાપ્પાના સંબંધમાં પણ એવુંજ બન્યું. યદ્યપિ તે પોતાના માતુલના[1] સંપૂર્ણ અનુગ્રહથીજ ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડયો હતો, તેમની સહાયતાથીજ તે યવનો સામે પોતાની વીરતા પુરવાર કરી શકયો હતો, અને તેમના કૃપા–પ્રસાદથીજ તે સર્વ સામંતોને વશ કરી ભોગવતો હતો, તથાપિ તે સર્વ બાબતો વિસરી જઇ તેણે માનસિંહને પદભ્રષ્ટ કીધો ! જે વખતે તે ચિતોડના સિંહાસન પર સ્થિત થયો તે વખતે તેના બાલસખા બાલીય અને દેવે વીર કુમારના ભાગ્યલક્ષ્મીથી પ્રકાશિત ભાલ પ્રદેશમાં પોતાના રૂધિર વડેજ રાજતિલક કીધું હતું ! બાપ્પાના જીવન સખા ખરેખર આ બે વીર બીલોજ હતા. બાપ્પાને જો તેઓની સહાયતા ન હોત તો તે પોતાનું જીવન યશસ્વી બનાવી શકત કે નહિ તે માટે સંપૂર્ણ શંકા છે.

એ બે વીર મિત્રોનો ઉપકાર બાપ્પો ભૂલી ગયો ન હતો. તેણે તે મિત્રો પ્રત્યે ઘણી વાર કૃતજ્ઞતા દર્શાવી હતી. એ કૃતજ્ઞતાનાં ચિન્હ મેવાડમાં આજે પણ દૃશ્યમાન થાય છે. જ્યારથી બાલીય અને દેવના રક્તથી બાપ્પાનું લલાટ રક્ત થયું, ત્યારથી આજ સુધી બાપ્પાના વંશજો તે બંને બીલોના વંશજોના હાથનું રાજતિલક આનંદ પૂર્વક સ્વીકારે છે. મહારાણા બાપ્પા સેંકડો રાજપૂત કુળોના આદ્ય પુરુષ છે. જેમનું નામ સાંભળી શત્રુઓ થરથર કંપતા, જેમની વીરતા અલૌકિક હતી, જેમનું શરીર પંચત્વને પામ્યા છતાં ચિરંજીવ કહેવાય છે, અને જેમના નામોચ્ચાર સાથે હજી પણ રાજપુતોના હૃદયમાં એક વિલક્ષણ ભાવ ઉદિત થાય છે, તે મહારાણા બાપ્પા

---

૧. મામા.

પોતાની અંતિમ અવસ્થામાં સંન્યાસ લઇ ઇરાન જઈ રહ્યા. ઇ. સ. ૭૫૪. આ રાણાને ઘણા સંતાનો હતાં તેમણે જુદા જુદા વંશો સ્થાપ્યા. ગિહલોત કુળની જે ૨૪ શાખાઓ ગણાય છે, તેમાં ઉક્ત કૂળોનો સમાવેશ થાય છે.

મહારાણા બાપ્પાની ત્રીજી પેઢીએ ખુમાન ગાદીએ આવ્યો. તેના અમલમાં મુસલમાનોએ ચિતોડ પર આક્રમણ કીધું. સ્વતંત્રતાની અધિષ્ઠાત્રી ચિતોડ નગરીને યવનોએ ઘેરી લીધી ! ચિતોડના આવા માઠા સમાચાર સાંભળી અનેક રાજપૂત રાજાઓ પોતપોતાના સૈન્ય સાથે તેનો બચાવ કરવા આવી ઉભા. યવનોએ રાણા ખુમાન પાસે કર માગ્યો. વીરવર બાપ્પાનો પ્રતાપી વંશજ શું યવનોને કર આપવાનું અધમ કામ કરશે ? શું તે પિતૃઓની પવિત્ર ઝળહળતી કીર્તિને કલંકિત કરશે ? કદા નહિ. યવનોની તુચ્છ માગણી સાંભળી રાણાનાં રૂંવેરૂંવામાંથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો. તેણે એકદમ રણશીંગું ફુકાવ્યું. ક્ષણવારમાં તે પોતાના યોદ્ધાઓ સાથે શત્રુઓનું સન્માન કરવા સમરભૂમિમાં આવી ઉપસ્થિત થયો. મેવાડની વિજયવતી, સૂર્યની પ્રતિમાથી ઝળહળતી, કસુંબી ધ્વજા રણક્ષેત્રમાં ફરકવા લાગી. રાજપુતો યાહોમ કરી યવનો પર તૂટી પડયા. આ વખતે રાજપૂતોએ ચિતોડના સ્વાતંત્ર્ય માટે જે વીરતા, અતુલ પરાક્રમ, અદ્ભુત રણચાતુર્ય, ને અલૌકિક આત્મોત્સર્ગ બતાવ્યો છે, તે હજી પણ ભારતવર્ષના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આ યુદ્ધમાં વિજયલક્ષ્મી મહારાણાની અંકશાયિની થઇ. ખુમાને શત્રુને કેદ પકડી ચિતોડમાં આણ્યો. વળી તેણે બીજાં પણ ઘણાં યુદ્ધોમાં વિજય મેળવ્યો હતો. રોમન સમ્રાટ સીઝરના જેવુંજ ગૌરવશાળી પદ તેને પ્રાપ્ત થયું છે. તેમના વંશજો આજે પણ પ્રાતઃસ્મરણીય અનેક રાજાઓની નામાવલિમાં મહારાણા ખુમાનનું નામ પણ યાદ કરે છે.

મહારાણા ખુમાનસિંહના કૈલાસગમન પછી, છેક સમરસિંહના શાસનકાળ સુધીનાં ૪૦૦ વરસમાં સમસ્ત ભારતવર્ષમાં એક નવીન યુગનો આરંભ થયો હતો. આ યુગમાં, અતિ દીર્ઘકાળથી જગપ્રસિદ્ધ ભારતવર્ષનો રત્નભંડાર, તેનું ગૌરવ, તેનું સૌંદર્ય, ને ત્યાંની માનવંતી મહિલાઓનું અનુપમ રૂપલાવણ્ય પ્રાપ્ત કરવાને, યવનો અભિલાષિત થયા. યમદૂતની પેઠે તેઓ વખતો વખત હુમલા કરી લક્ષ્મી લુટી જવા લાગ્યા. તેમનાં અચિંત્ય, અમાનુષિક, વિકરાલ આક્રમણોથી

આર્ય સંતાનોને જે દુષ્કર કષ્ટો સહન કરવાં પડ્યાં છે, તેનું યથાસ્થિત વર્ણન કરવાને અમારી લેખિની સર્વથૈવ અસમર્થ છે. તેની તો માત્ર કલ્પના કરવીજ ઠીક પડશે. આ યુગમાં મુસલમાનોએ અપૂર્વ વીરતાથી, ધર્મની તીખી ઝનુનથી, પ્રોત્સાહિત થઇ દુનિઆનાં સેંકડો વિશાળ રાજ્યોને જડમૂળથી ઊખાડી નાંખ્યાં. ધીમે ધીમે ભારતવર્ષની સ્વતંત્રતા છીનવી લેવાને પણ તેઓ ઉદ્યુક્ત થયા. જે સમયે મહારાણા સમરસિંહ રાજ્યસિંહાસન પર આરૂઢ થયા, તે વખતે દિલ્હીમાં ચૌહાણનરેશ પૃથ્વીરાજ, કનોજમાં જયચંદ, ગુજરાતમાં ભોળાભીમ ચાલુક્ય, આબુ પર જૈતસિંહ પરમાર અને અન્ય પ્રદેશોમાં પણ સમર્થ નૃપાળો અસ્તિત્વ ભોગવતા હતા. એકજ સમયમાં, એકજ દેશમાં આવા બળવાન્ નરપતિઓ હોવા છતાં, વિધિની વિચિત્રતાથી, જયચંદ્રની ઇર્ષ્યાથી, પૃથ્વીરાજની મદાંધતા ને વિષયાશક્તિથી, અને ભીમદેવના ભોળપણથી ભારતવર્ષની પુનિત ભૂમિપર પુનઃ પુનઃ યવનોના ભીષણ ધ્વનિ થવા લાગ્યા.[1] ભારતવર્ષની ભાગ્યલક્ષ્મી પોતાનાજ પુત્રો પર અપ્રસન્ન થઇ. ઐક્યને સ્થાને તેમણે આત્મકલહ કરવા માંડ્યો. વસ્તુતઃ ભારતવર્ષના ઇતિહાસનાં પાનાં તેજ કાળથી કલંકિત થયાં. ક્ષત્રિયકુલાંગાર જયચંદ્રના નિમંત્રણથી ચડી આવેલા યવનો સામે, શૂરવીર પૃથ્વીરાજ ને મહારાણા સમરસિંહ કુરૂક્ષેત્રના મેદાનમાં કમર કસી આવી ઉભા. જે રણક્ષેત્રમાં પાંડવો અને કૌરવો વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું હતું, જે રણક્ષેત્રમાં દુર્યોધન, અર્જુન, કર્ણ, ભીષ્મ ને દ્રોણ જેવા ભૂશાયી થયા હતા અને જે સ્થાને ભારતવાસીઓને શૌર્યહીન બનાવી ભારતવિભૂતિને વિનષ્ટ કરી દીધી છે, તે સ્થાનમાં અતુલનીય પરાક્રમ, અપૂર્વ સાહસ ને અલૌકિક આત્મોત્સર્ગ બતાવ્યા છતાં, વિજયશ્રીએ યવનોના કંઠમાં વિજયમાળા આરોપી ! રાજપૂતો પરાજિત થયા ને ભારતવર્ષનો રાજમુકુટ ભારતીય પુત્રોના મસ્તક પરથી ઉતરી યવનોના મસ્તક પર સ્થાપિત થયો ! કપટાચારી, કુલાંગાર, દેશદ્રોહી જયચંદ્રની મનોવાંચ્છના સફળ થઇ. ભારતીય પ્રજા બળહીન બની ગઈ, તેના હસ્તમાં પરતંત્રતાની બેડી પડી. કહે, ઓ ઇતિહાસ ! આમ કરવામાં તારો શો ઉદ્દેશ હતો ? હતભાગ્ય ભારતીય પ્રજાનો ગૌરવસૂર્ય હવે ક્યારે પુનઃ ઉદિત થશે ?

કુરુક્ષેત્રના મેદાનમાં વિજયશ્રી યવનોની અંકશાયિની થઇ, ત્યાર

---

૧ આ બાબતનું યથાર્થ વિવેચન અમે 'ભોળો ભીમદેવ' નામના પુસ્તકમાં કરેલું છે.

પછી ભારતવર્ષમાં એક નવીન યુગનો જન્મ થયો. આ યુગમાં મુસલમાનોએ ઘણા પ્રદેશમાં પોતાની સત્તા સ્થાપિત કીધી. વિદેશ-માંથી પણ સંપત્તિની લાલચે અનેક કુટુંબો આ દેશમાં આવવા લાગ્યાં. એક વિદ્વાનના મત પ્રમાણે, **હિંદુઓનું ધનૈશ્વર્યજ તેઓના વિનાશનું કારણ છે.** હિંદુઓનું ધન તથા ઐશ્વર્ય જોઇનેજ મુસલ-માનો આ દેશ પર આક્રમણ કરવાને લલચાયા હતા. યવનોની સત્તાથી રાજપુતો પરતંત્ર બન્યા. તેમનાં ઘણાં રાજ્યો લય પામ્યાં. રાજપૂતોએ વખતો વખત પોતાનાં કુલગૌરવ ને સ્વાતંત્ર્ય માટે મુસલમાનો સામે બાથ ભીડી, પણ તેમાં તેઓ ફાવી શકયા નહિ. તેમના ઘોર અત્યા-ચારથી હિંદુઓ ત્રાસી ગયા, છતાં તેમણે પોતાની વીરતા, ધીરતાને પ્રભુતાનો ત્યાગ ન કીધો ! દુનિઆમાં બીજી એવી એકે પ્રજા નથી, કે જેણે સેંકડો સંકટો સહન કરી પોતાના આચાર વિચાર ને કુલની પ્રતિષ્ઠા જાળવી રાખી હોય. પૃથ્વી પર સ્વાધીનતાના લીલાક્ષેત્રરૂપ ગણાતા રાજસ્થાન જેવો બીજો એકે દેશ નહિ હોય, કે જ્યાંનાં સંખ્યાબંધ નગરો વિનષ્ટ થયાં હોય, જ્યાંની પ્રજાએ પોતાના ધર્મ માટે ભયંકર કષ્ટો સહન કીધાં હોય, અને જ્યાંનાં સેંકડો રાજકુટુંબો એક ક્ષણવારમાં નિઃશેષ થઇ ગયાં હોય. રોમન લોકોના એકજ પ્રહારથી પ્રાચીન બ્રિટનો પરતંત્ર બની ગયા હતા. તેમને નોર્મન લોકોએ દેશ બહાર હાંકી કાઢયા, અને જે થોડા દેશમાં રહ્યા તેમના આચારવિચાર, નીતિરીતિ ને ધર્મવિચાર પણ તેમના શાસકો રોમનોના જેવાજ બની ગયા ! પરંતુ રાજપૂત જાતિ પરતંત્ર બની, સેંકડો સંકટો સહન કીધાં, ઘણાંક રાજ્યો પાયમાલ થઇ ગયાં, પણ તેમણે પોતાના રીતરિવાજ, આચાર વિચાર કે ધર્મમાં બિલકુલ ફેરફાર થવા દીધો નહિ. ખરેખર, રાજપૂત જાતિ દુનિઆમાં અદ્વિતીય છે—સર્વ શ્રેષ્ઠ છે.

સમરસિંહના મરણ પછી યવનોએ પુનઃ મેવાડ પર આક્રમણ કીધું. પણ તેમને તે વેળાએ વીર રાણાની વીર પત્નીએ પરાજિત કીધા. મહારાણી કર્મદેવી જે વીર પત્ની અને વીર દુહિતા હતી, તેની પરાક્રમપ્રભાથી વીરવર કુતુબ ઘાયલ થઈ નાઠો. તેના પછી થોડા વખતે મહારાણો રાહુપ થયો. આ રાણાના અમલમાં અગર જો યવનોએ મેવાડ પર આક્રમણ કીધું હતું, પરંતુ તેમાં તેઓ વિજયી બન્યા ન હતા. આ રાણાના અમલમાં મેવાડનું રાજકુળ જે ગિહલોત નામથી ઓળખાતું હતું તે હવે સિસોદીઆ નામથી ઓળખાવા લાગ્યું.

વળી રાણાએ મુંદરાધિપતિ મુકુલ રાણાની ઉપર ચડાઇ કરી તેને પરાજીત કીધો. રાહુપે આ વિજયના સ્મારક તરીકે 'રાણા'ની ઉપાધિ ધારણ કીધી. રાહુપના પહેલાંના રાજાઓ રાવળ કહેવાતા.

રાહુપની નવમી પેઢીએ લક્ષ્મણસિંહ ગાદીપર આવ્યો. તેના અમલમાં નયનાનન્દકારિણી, સરોજિની, સતી સાધ્વી પદ્મિનીને પ્રાપ્ત કરવા માટે, દુરાકાંક્ષી યવન સમ્રાટ અલાઉદ્દીને ચિતોડ પર ચડાઈ કરી. તેણે કપટાચરણથી ઈંદ્રપુરીના સમાન ચિતોડપુરી ઉજ્જડ કરી નાખી. આ વખતે રાજપૂતોએ અદષ્ટપૂર્વ શૌર્ય ને તેજસ્વિતા બતાવ્યાં, પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો. રાજપૂત ગૃહલક્ષ્મીઓએ ભૂગર્ભમાં પ્રચંડ ચિતા સળગાવી તેમાં પોતાના પ્રાણની આહૂતી આપી, પુરુષોએ કેશરીઆં કરી પોતાનો જીવનદીપ બુઝાવી નાખ્યો, પણ કોઇએ પરતંત્રતારૂપી બેડી ધારણ ન કીધી! મહાન ચિતોડ નગરી સ્મશાનવત બની ગઈ! આ સિવાય બીજાં સેંકડો પ્રાચીન ગર્વિત નગરો પૈશાચિક વૃત્તિના સમ્રાટ્ના કઠોર હસ્તપ્રહારથી વિનષ્ટ થઈ ગયાં! ત્યાર પછી લક્ષ્મણસિંહનો પૌત્ર હમીર થયો. તેણે સિસોદીઆ કુળના નષ્ટ ગૌરવનો પુનરુદ્ધાર કીધો. મેવાડમાં પુનઃ શાંતિનું સામ્રાજ્ય સ્થાપ્યું. મેવાડનું રાજ્ય પુનઃ દૃઢ થયું. આ મહારાણાના અમલથી મેવાડમાં એક નવીન યુગ ચાલ્યો. આ યુગના આરંભમાં હમીરનો પૌત્ર લાક્ષસિંહ થયો. આ યુગમાં મેવાડના પાટપર ઘણા પ્રતિષ્ઠિત રાજાઓ બેઠા હતા. યદ્યપિ તેઓ સર્વ નિષ્કંટક રીતે અમલ ચલાવી શક્યા ન હતા, તથાપિ મેવાડની પ્રભુતા કદી નષ્ટ થઇ ન હતી. હવે ચિતોડના રાણાઓ ધીમે ધીમે બલિષ્ઠ થવા લાગ્યા. યવનોના ગૃહકલહનો લાભ લઇ તેમણે પુનઃ ગત ગૌરવ સંપાદન કીધું. મેવાડની સીમા પણ આ યુગમાં વિસ્તૃત બની. એક બાજુ નગરકોટ ને બીજી બાજુ દિલ્હીના સિંહદ્વાર પર સિસોદીઆ રાણાઓની વિજયવતી યશપતાકા ફરકવા લાગી. ચિતોડનું સૌન્દર્ય પણ આ યુગમાં ઘણુંજ વધી ગયું.

મેવાડમાં અતિ દીર્ઘ કાળથી સામંત પ્રથા ચાલતી આવે છે. મેવાડ રાજ્યની કૈ ભૂમિ જે રાજ્યની ચારે તરફ આવેલી છે, તે સામંતોને વહેંચી આપેલી છે. મધ્યમાંની ખાલસા જમીન કે જે ચારૂત્તર છે તે રાણાના તાબામાં છે. આ ભૂમિજ રાજ્યની ખરી મિલ્કત છે. આ રાજ્યના સામંતો બહુધા ત્રણ શ્રેણિમાં વિભક્ત થએલા છે. પ્રથમ શ્રેણિમાં મેવાડના મુખ્ય સોળ સામંતો છે. આમાં-

ના પ્રત્યેક સામંતની વાર્ષિક આવક પચાસ હજારથી એક લાખ સુધીની હોય છે. ઉત્સવો તથા બીજા ખાસ જાહેર પ્રસંગોમાં રાણાના આમંત્રણથી આ સામંતો રાજધાનીમાં આવે છે. વળી રાણાનું મંત્રીપદ પણ આ શ્રેણીના સામંતોનેજ પ્રાપ્ત થાય છે. દ્વિતીય શ્રેણીના સામંતો ખાસ રાણાની સમીપમાંજ રહે છે. તેમની વાર્ષિક ઉપજ પાંચથી પચાસ હજારની છે. આ શ્રેણીના સામંતોને રાણા સીમા રક્ષકના પદ પર નીમે છે. મેવાડની ચતુર્દિશામાં સ્થળે સ્થળે આવા રક્ષકો હોય છે. આ સીમાંત રક્ષકોને પાસેના જીલ્લાના સામંતો સૈન્યની મદદ આપવા બંધાએલા છે. તેઓને રાજપતાકા તથા ડંકા-નિશાન રાખવાનો પણ હક છે. વળી આ શ્રેણિના સામંતો ન્યાયકાર્ય પણ કરે છે. પ્રત્યેક જીલ્લામાં શાસન ચલાવવા એક દિવાની ને એક યુદ્ધ ખાતાનો અમલદાર હોય છે. યુદ્ધ ખાતાનો અમલદાર પ્રાયઃ આ શ્રેણીનો સામંત હોય છે. તૃતીય શ્રેણીના સામંતો ગોલ નામથી પ્રસિદ્ધ છે. તેમની ઉપજ પણ દ્વિતિય શ્રેણીના સામંતો જેટલીજ લગભગ હોય છે. આ શ્રેણીના સામંતોમાંથી સીમાંત રક્ષકને સૈન્યના અમલદારો પણ નીમવામાં આવે છે.

ત્રણે શ્રેણીના સામંતો પોતપોતાના દેશમાં અમલ ચલાવે છે. પોતાના પ્રદેશમાં શાસનકાર્ય પણ તેઓજ કરે છે. તથાપિ તેઓ ઇચ્છાપૂર્વક અમલ ચલાવી શકતા નથી. યદ્યપિ આ સામંતો સંપૂર્ણ રીતે રાણાને અધીન છે, તથાપિ રાણાની સેના કે રાણાની રાજ-પતાકા તેમના પ્રદેશમાં પ્રવાસ કરે, તો તેઓ પોતાનું અપમાન થએલું સમજે છે. મેવાડના રાજ્યમાં વિગ્રહ, ઉપદ્રવ કે અશાંતિ ઉપસ્થિત થાય છે, ત્યારે રાણો બધા સામંતોને તતવિષય પર અભિ-પ્રાય આપવા નિમંત્રણ કરે છે. સઘળા સામંતોને રાણાના દરબારમાં સ્થાન મળે છે. રાજ્યમાં ઉપસ્થિત થએલા પ્રશ્ન સંબંધી પ્રત્યેક સામંત પ્રથમ પોતાનો દરબાર ભરી નિર્ણય કરે છે. ત્યારપછી તેઓ રાણાના દરબારમાં પોતાના ખાસ માણસો—મંત્રી, પુરોહિત વગેરે—સાથે જાય છે. ને ઉપસ્થિત થએલ વિષય ઉપર પ્રત્યેક સામંત દાખલા દલીલ સાથે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે. રાણો આ સામંતોના અભિપ્રાય પ્રમાણેજ ચાલે છે. તે સ્વેચ્છાપૂર્વક કોઇ પણ કાર્ય કરી શકતો નથી.

મેવાડની પૂર્ણ જાહોજલાલીના સમયમાં સર્વ સામંતો તરફથી મેવાડની રાજપતાકા નીચે પંદર હજાર અશ્વારોહી સેના એકત્ર થતી.

આ સેના સામંતો તરફથીજ રાણાની મદદમાં આવતી. સામંત પ્રથાનું મૂળ રહસ્ય .આ જ છે. આ સેનાને રાણા તરફથી કંઇ પણ વેતન આપવામાં આવતું નથી. પરંતુ સામંતોજ તેમને વેતન આપે છે. પ્રથમ શ્રેણીના સામંતો યુદ્ધ પ્રસંગે પોતાની ઉપજ પ્રમાણે રાણાને સૈનિકો મોકલે છે. પ્રત્યેક હજારની ઉપજે ત્રણ અશ્વારોહી ને બેથી ઓછા નહિ એટલા સૈનિકો સામંતો તરફથી પોતાના અધીશ્વર મહારાણાને મદદ માટે મોકલાય છે. જો કોઇ સામંત આવી વખતે રાણાને મદદ આપી શકે નહિ, તો તેને રૂા. ૨૫૦ આપવા પડે છે. ઇંગ્લાંડમાં દીર્ઘકાળ પૂર્વે આવીજ પ્રથા ચાલતી હતી. પરંતુ જો બંનેની સરખામણી કરવા જઇએ તો સ્પષ્ટ જણાય છે, કે ઇંગ્લાંડના અધીશ્વરો કરતાં મેવાડના અધીશ્વરો વધારે સત્તા ભોગવતા. ઇંગ્લાંડમાં દીર્ઘકાળથી આ સામંત-પ્રથા છિન્નભિન્ન થઇ ગએલી છે. મેવાડમાં પણ બ્રિટિશ અમલ પછી સામંતપ્રથામાં કેટલુંક પરિવર્તન થએલું છે. જો કોઇ સામંત રાણાની આજ્ઞાનો અનાદર કરે તો ગુના પ્રમાણે તેને અર્થ દંડ કરવામાં આવે છે. યદિ ઉદ્ધત વર્તન જણાય તો તેનો સમસ્ત પ્રદેશ દંડ તરીકે હસ્તગત કરવાનો સંપૂર્ણ અધિકાર રાણાને છે. રાણો જ્યારે કોઇ સામંતનો પ્રદેશ જપ્ત કરે ત્યારે કેટલીક વખત રાજ્યમાં અશાંતિ પણ થાય છે. બ્રિટિશ અમલમાં રાણાની આ સત્તામાં કાંઇક ન્યૂનતા થઇ ગઇ છે.

મેવાડમાં જ્યારે કોઇ સામંત મરણ પામે છે, ત્યારે પ્રથમ તો રાણાના સૈનિકો તે સામંતના પ્રદેશમાં જઇ તેનો મુલક સ્વાધીન કરી લે છે. પછી તે સામંતનો વારસ ઉક્ત પ્રદેશ પોતાને કબજે લેવા રાણાને અરજ કરે છે, ને નજરાણું મોકલે છે. પછી અરજદારને રાણો પોતાના દરબારમાં બોલાવે છે. આ પ્રસંગે રાણા તરફથી દરબારમાં અન્ય સામંતોને પણ આમંત્રણ કરવામાં આવે છે. દરબાર વચ્ચે રાણો મૃત સામંતના વારસને ખડ્ગ બંધીની ક્રિયા કરે છે. નવીન સામંતને અભિષેક કરતાં તેની કમરે તરવાર બંધાવે છે આ ક્રિયાને ખડ્ગ બંધી કહે છે. પછી નવીન સામંત 'હું આપનો પુત્ર છું. મારૂં મસ્તક ને સમશેર આપને તાબે છે. હું જીવનપર્યંત આપની આજ્ઞાનું પાલન કરીશ.' એવી પ્રતિજ્ઞા કરે છે. પછી મહારાણા તેને ઘોડા, શાલ ને દુપટ્ટા ઉપહાર તરીકે આપે છે. ત્યારપછી તે સામંત પોતાના પ્રદેશમાં જાય છે. એટલે રાણાના સૈનિકો પાટનગરમાં ચાલ્યા આવે છે. આ સામંતોને દત્તકપુત્ર લેવાનો કે પોતાની

જાગીર વેચવાનો અધિકાર નથી. કોઇ સામંત બીનવારસ મરી જાય તો મહારાણા તેની જાગીર જપ્ત કરે છે. આ સામંતોને રાણાની આજ્ઞાનુસાર કેટલોક વખત રાજધાનીમાં રહેવું પડે છે. રાણા સિવાય કોઇ સામંતને સિક્કા પડાવવાનો અધિકાર નથી. ફક્ત સલુંબરાના સામંતોને તાંબાના સિક્કા પાડવાનો અધિકાર હતો.

રાણાને મુખ્ય ઉપજ જમીનના કરવેરાની છે. તે સિવાય રાજ્યમાં વાણિજ્ય પરનો કર પણ તેમની ઉપજનું એક દ્વાર છે. વળી ઘાસને લાકડા તથા મદ્ય, અફીણ ને તંબાકુ આદિ વસ્તુઓ પર પણ કર લેવાય છે. નવીન સામંતો જ્યારે પોતાના પૂર્વજોના પદ પર સ્થિત થાય છે ત્યારે રાણાને નજરાણું મળે છે તે પણ એક ઉપજ છે. વળી સરદારને દંડ કરે તે પણ એક જાતની આવક છે. જ્યારે નવીન રાણાને રાજ્યાભિષેક થાય ત્યારે, તથા યુવરાજ કે રાજકુમારીના લગ્ન પ્રસંગે સામંતો રાણાને ખાસ પોતાની યોગ્યતા મુજબ વા નિયમિત નજરાણાં આપે છે. સલુંબરાદિ પ્રધાન સામંતોને આવા ઉત્સવ પ્રસંગે અશ્વ, પોશાક આદિ વસ્તુઓ ઉપહાર તરીકે મળે છે.

રાજસ્થાનની આ સામંતશાસનપ્રણાલિ જોતાં, ભારતવર્ષની પ્રાચીન શાસનપદ્ધતિ પર સારો પ્રકાશ પડી શકે છે. મેવાડની આ શાસન પ્રણાલિ જાણ્યા પછી કોઈ પણ મનુષ્ય એમ કહી શકશે કે પૂર્વે ભારતવર્ષમાં સ્વેચ્છાપૂર્વક રાજાઓ અમલ ચલાવતા હતા? અમે તો એમ કહીએ છીએ કે રાણાઓ ન્યાયશાસ્ત્ર પ્રમાણે અમલ ચલાવતા હતા, ને પ્રજાનો અવાજ રાજાના કાને જાય એવી વ્યવસ્થા પણ કરેલી હતી. આ શાસનપ્રણાલિથી પ્રજા સાથે રાજાનો પિતાપુત્રનો સંબંધ દૃઢ થતો, અને એજ કારણથી રાજસ્થાનમાં એ પદ્ધતિ પ્રવર્તી હશે. આ પદ્ધતિ હિંદમાં ઘણી શતાબ્દિઓથી પ્રચલિત છે. મધ્ય કાળમાં યવનોની સત્તા સ્થાપિત થઇ તોપણ આ પદ્ધતિમાં કિંચિન્માત્ર સ્ખલન થયું હતું નહિ. યવનોની અને પાશ્ચાત્ય પ્રજાની શાસનપદ્ધતિ કેટલેક અંશે રાજસ્થાનની પદ્ધતિ સાથે મળતી આવે છે, તથાપિ રાજસ્થાનની પદ્ધતિ સર્વ શ્રેષ્ઠ છે એ તો નિર્વિવાદ છે. આ પ્રણાલિથી સામંતો તરફથી રાણાને જોઇતી મદદ મળતી. કદાચ સામંતોમાં માંહોમાંહે સ્પર્ધા થતી તે વખતે ચતુર રાણાઓ રાજ્યનું હિત સાધી લેતા. પરંતુ જ્યારે રાણાઓ અવિચારથી પોતાની સત્તાનો દુરૂપયોગ કરતા ત્યારે સામંતો પણ સામા થતા, ને તેથી કલહ થતો. યદ્યપિ આટલું થવા છતાં સામંતોના હૃદયમાંથી રાજભક્તિ અને દેશ

હિતૈષિતા કદી પણ લુપ્ત થતાં નહિ. જો કોઇ દુષ્ટ શત્રુ પોતાના અધીશ્વર ઉપર ચડાઇ કરે, તો સર્વ સામંતો રૂદ્રસ્વરૂપ ધારણ કરી રાણાની સાહાય્યમાં આવી ઉપસ્થિત થતા.

આપણી વાર્તાના સમયમાં મેવાડની ગાદી પર મહારાણા લાક્ષસિંહ હતા. રાજગાદી પર આરૂઢ થયા પછી તેમણે પોતાના રાજ્યની સીમાનો પ્રબંધ કરવાનો નિશ્ચય કીધો. મેવાડની સીમા પર ભીલ, મેર અને મીના નામક જંગલી જાતિઓ નિવાસ કરે છે. આ લોકો વખતો વખત પાસેના મુલકમાં આવી ઉપદ્રવ કરતા હતા. પ્રજાનું આ કષ્ટ દૂર કરવા રાણો તત્પર થયો. તેમણે એકદમ બધા સામંતોને સૈન્ય તૈયાર રાખવાની સૂચના આપી. નિર્ધારિત સમયે ડંકો વગડાવ્યો. જોત જોતામાં મેવાડની પતાકા નીચે અસંખ્ય સૈનિકો એકત્ર થઇ ગયા. આ સેના સાથે રાણાએ મેરૂવાડા નામક પર્વતીય પ્રદેશ પર આક્રમણ કીધું ને દુશ્મનોને પરાજિત કરીને તેમના ઉપર સંપૂર્ણ રીતે પોતાની સત્તા સ્થાપિત કીધી. વળી ત્યાંનો વિરાટગઢ નામનો પહાડી કિલ્લો તોડાવી નાખી તેને ઠામે વિદનોર નામક ગઢ બંધાવ્યો.

મેવાડમાં શાંતિ કરી રાણાજી ચિતોડ તરફ જવા નીકળ્યા. એટલામાં સમાચાર મળ્યા, કે મહમદશાહ લોદીની સરદારી નીચે દિલ્હીનું પાદશાહી સૈન્ય મેવાડ જીતવા આવ્યું છે. મેવાડના સૈનિકો કેટલા બહાદુર છે તેની બિચારા લોદી સુલતાનને ખબર ન હતી. તેના કેટલાક સરદારોએ તેને પાછા ફરવાની સલાહ આપી, પણ ચિતોડને દિલ્હીના રાજ્યમાં ભેળવી દેવાની ઇચ્છાવાળા લોદીને એ સલાહ રૂચિ નહિ. 'હર હર મહાદેવ,' કરતા સીસોદીઆ સૈનિકો મુસલમાનો પર તૂટી પડયા. તેમના પ્રચણ્ડ પરાક્રમથી મુસલમાનો હબકી ગયા. થોડીજ વારમાં મહંમદશાહ ને તેનું થોડું ઘણું સૈન્ય દિલ્હી તરફ પલાયન કરી ગયું. !

આ લડાઇમાં રાણાને પોતાનું યથાર્થ પરાક્રમ બતાવવાનો વખત મળ્યો નહિ. એક વખત રાણાને ખબર મળી કે નગરાચળના સંકળ જાતના રજપૂતોએ મેવાડ પર હુમલો કીધો છે. બે વાર જીત મેળવેલા લશ્કરને જીતના જુસ્સામાંજ દોરી યુદ્ધ ચલાવવું ડહાપણ ભર્યું છે, એમ રાણાને લાગ્યું. અંબરની લગભગ બંને સેના ભેગી થઇ. આખા મેવાડમાં એ ખબર ફેલાઇ. સઘળા મેવાડીઓ રાણાને આવી મળ્યા. સંકળ રજપૂતો પણ લડવાને માટે તૈયાર થઇ ઉભા. બન્ને

લશ્કર પરાક્રમી ને શૂરાં હતાં, બંને રજપૂતો હતા, બંનેના સરદારો બહાદુર હતા. તુમુલ યુદ્ધ જામ્યું. બંને પક્ષના સૈનિકો બહાદુરીથી લડયા. આખરે રાણાની જીત થઇ. વાજતે ગાજતે મહારાણાએ ચિતોડમાં પ્રવેશ કીધો.

મહારાણા આવા પરાક્રમી ને રાજ્યનીતિજ્ઞ હોવાથી પ્રજાપ્રિય નીવડયા. દેશવિદેશમાં તેમની કીર્તિ પ્રસરી. આરંભમાંજ તેમનું પરાક્રમ જોઈ પ્રજા પરમ પ્રસન્ન થઇ. મહારાણાને હાથે મેવાડ પુનઃ ગતગૌરવ પ્રાપ્ત કરશે એમ લોકોને પ્રતીત થયું. મહારાણા જેવા સમરવિજયી હતા, તેવાજ પ્રજાનું પાલન કરવામાં તત્પર રહેતા હતા. પ્રજા પ્રત્યેની સ્નેહમયી લાગણીનો તેમણે સત્વર સાક્ષાત્કાર કરાવ્યો. આખા દેશમાં શાંતિ દેવીનું રાજ્ય સ્થાપિત થએલું હતું. દેશમાં લક્ષ્મીની વૃદ્ધિ થઇ ને રાણાનું ગૌરવ પણ વધવા લાગ્યું.

આ રાણાને શિલ્પનો ઘણો શોખ હતો. થોડા સમય પૂર્વે યવનસમ્રાટ અલ્લાઉદ્દીને ચિતોડને જે શોચનીય સ્થિતિમાં લાવી મૂક્યું હતું, તે સ્થિતિમાંથી ચિતોડનો ઉદ્ધાર કરવા રાણાએ નિશ્ચય કીધો. તેમણે મોટી મોટી ઇમારતો, દેવળો, ધર્મશાળાઓ અને સરોવરો બંધાવવાનો આરંભ કીધો. રાજ્યની ઉપજનો ઘણો ભાગ આ ખર્ચ કરવામાં વાપર્યો. રાણાને ચાંદીની અને કલાઇની કેટલીક ખાણો જડી હતી. તે ખાણોદ્વારા રાણાને ઘણી મદદ મળી. થોડાજ સમયમાં તેમણે પોતાના દેશને સૌન્દર્યસંપન્ન કરી મૂક્યો. સતીશિરોમણિ પદ્મિનીના મહાલય જેવો બીજો એક મનોહર મહાલય રાણાએ વિપુલ દ્રવ્યસંપત્તિની સહાયથી બંધાવ્યો. તે અદ્યપર્યંત જીર્ણાવસ્થામાં વિદ્યમાન છે. વળી તેમણે લાક્ષમુત્રન નામે એક સુંદર મહાલય પણ બંધાવવા માંડયો, પણ તે તેમના અમલમાં પુરો થઇ શક્યો નહિ. આ પ્રમાણે રાણાએ ઘણો પરિશ્રમ લઇ દેશની શોભા વધારી. અદ્ય પર્યંત તેમનાં શિલ્પકામો તેમની સ્વદેશપ્રિયતા ને શિલ્પપ્રિયતાની ઉત્કટ પ્રતીતિ કરાવી રહ્યાં છે. સ્વદેશપ્રિયતાને માટે આ રાણાનું નામ મેવાડમાં પ્રાતઃસ્મરણીય ગણાય છે ને ગણાશે.

આ રાણાના અમલમાં કેટલાક કર રદ કરવામાં આવ્યા હતા. વાણિજ્ય વિષયમાં પણ રાણાએ લોકોને સારી ગોઠવણ કરી આપી હતી. પોતાના તાબાના સઘળા સામંતોને, તેમના તાબાની પ્રજાને પ્રસન્ન રાખવાની ને દેશમાં શાંતિ જાળવવાની સખત આજ્ઞાઓ આપી દીધેલી હોવાથી, આખા મેવાડમાં અશાંતિ વા અરાજકતાનો સર્વ

થૈવ અભાવજ હતો. અર્થાત્ આ મહારાણાના અમલમાં મેવાડમાં મધ્ય કાળમાં લુપ્ત થએલી શાંતિ પુનઃ પ્રવર્તી રહી હતી. રાણાની આજ્ઞાનું ઉલંઘન કરે એવો એક પણ સરદાર વા પટાવત કે પ્રજાજન અખિલ મેવાડમાં અસ્તિત્વ ધરાવતો ન હતો; અને તેથી મેવાડની પ્રજા હાલના પેઠે શાંતિમાં દિવસ ગુજારતી હતી.

# પરિચ્છેદ ૬ ઠો.

## દૃઢ નિશ્ચય.

વિધિની વિચિત્ર ગતિનો પાર કોણ પામી શકે એમ છે? મનુષ્યની સર્વ આશાઓ ક્યારે પૂર્ણ થાય છે? માણસ જ્યારે પોતાના મનમાં અમુક કાર્યો કરવાની કલ્પના કરે છે, મોટી મોટી આશાઓ બાંધે છે, ત્યારે બીજી બાજુ વિધિ પોતાની સૃષ્ટિને નિયમિત રાખવા તેથી ઉલટાજ પ્રકારે આચરે છે. ખરેખર, **ગતિર્વિધાતુઃ કથિતા વિચિત્રા** મનુષ્યનું મનુષ્યત્વ ખીલવવાનું એ ઉત્તમ સાધન છે. પ્રાણુ માત્રને વિધિની ઇચ્છાને આધીન થયા વિના છૂટકો થતો નથી. તેની ઇચ્છાનુસાર આખું જગત પ્રવર્તે છે. રામચંદ્ર જેવા મહાનુભાવ પુરૂષ પણ તેને અધીન હતા તો પછી પામર પ્રાણીઓ એનાથી સ્વતંત્ર શી રીતે રહી શકે? મહારાણા લાક્ષસિંહને ઉત્તરાવસ્થામાં તીર્થક્ષેત્રમાં નિવાસ કરી આત્મકલ્યાણ સાધવાની ઉત્કટ ઇચ્છા હતી, પરંતુ તે ઇચ્છા પૂર્ણ ક્યાં થઇ? સંસારચક્રમાં પુનઃપતિત થવાનું વિધિએ નિર્માણ કીધું હશે, તેથી તેમની ઇચ્છાઓ મનમાંજ સમાઇ ગઇ! સંસારસાગરને સામે કિનારે સુખરૂપ જઇ પહોંચેલો વૃદ્ધ મહારાણો વિધિની વિચિત્રતાથી, કહો કે પોતાના દુર્ભાગ્યથીજ પુનઃ પતિત થયો.

બાર વરસની કન્યા સાથે પચાસ વરસના વયોવૃદ્ધ મહારાણા લાક્ષસિંહનાં લગ્ન થયાં! આ વર્તમાન સમસ્ત રાજસ્થાનમાં પ્રસરી ગયા. આવા સમાચાર સાંભળી લોકોના આશ્ચર્યનો પાર ન રહ્યો. સર્વ પોતપોતાને ફાવે તેમ તર્કવિતર્ક કરવા લાગ્યા. કેટલાક રાણાને અને કેટલાક રાજપુત્રને ઉક્ત કાર્ય માટે ઠપકો આપવા લાગ્યા. રાઠોડ વીર રણમલ્લ અને તેમના કુટુંબમાં પણ આ શુભ વર્તમાનની ખબર પહોંચી. તેઓ સર્વ દિંગમૂઢ બની ગયા. રાજકન્યા હંસબાઇ

જ્યારે આ વાત જાણી, ત્યારે તેની માનસિક વ્યથા વધી પડી. તેણે રાજકુમાર ચંદ્રની સુકીર્તિ સાંભળી હતી, તેથી જેમ જેમ તે આ બાબતપર વધારે વિચાર કરવા લાગી, તેમ તેમ તેની મનોવ્યથા ઘણી વધવા લાગી. રાજ્યહક્ક પોતાની નવી પત્નીનાજ પુત્રને મળે એવો પ્રબંધ રાણાએ કરેલો હોવાથી, રણમલ્લને આ સબંધ કબુલ કરવો પડયો. વળી આ વિચિત્ર સંબંધ કબુલ રાખવામાં પણ રણમલ્લનો અન્ય પ્રધાન હેતુ હતો. તે આગળ જતાં વાચકને સ્પષ્ટ વિદિત થશે. પિતાએ માન્ય કરેલા સબંધને કમળાવતીએ અંતે માન્ય રાખ્યો. ચંદ્રની ભીષ્મ પ્રતિજ્ઞા તેના જાણવામાં આવી ત્યારે તેની ચિંતા કેટલેક અંશે દૂર થઇ. નિયત કરેલે શુભ મુહૂર્તે ઘણી ધામધૂમથી રાણાનાં લગ્ન થયાં. મહારાણી કમળાવતી યોગ્ય વયની થઇ ત્યારે તેણે ગર્ભ ધારણ કીધો. પ્રતિબિમ્બિત ચંદ્રકિરણોથી શોભિતા સરોવરની પેઠે મહારાણી કમળાવતી ગર્ભને લીધે પ્રકાશવા લાગી. થોડા વખત પછી શુભ દિવસે શુભ મુહૂર્તમાં એક સુકુમાર પુત્રને જન્મ આપ્યો. રાજકુટુંબમાં ત્વરાથી આ શુભ વર્તમાન પ્રસરી ગયા. નગરમાં મહોત્સવ થઇ રહ્યો. સામંતો, સરદારો, પ્રધાનમંડળ ટુંકામાં આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષોને આ ઉત્સવથી મહા આનંદ થયો. ક્ષત્રિયને ઉચિત સર્વ ક્રિયાઓ કર્યા પછી, જ્યોતિષીઓની અનુમતિથી મુકુલજી એવું એનું નામ રાખવામાં આવ્યું. કુંવર શુક્લ પક્ષના સુધાંશુની[1] પેઠે પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યો. મહારાણાને પુત્રદર્શનથી અત્યંત આનંદ થતો. તેઓ હવે શાંતિપૂર્વક રાજ્યધુરા વહન કરતા હતા. બાળકુંવર મુકુલજી ક્યારે યોગ્ય વયનો થાય અને તેને રાજ્યાભિષેક કરી હું સંસારથી મુક્ત થાઉં, એવીજ ઇચ્છા રાણાનાં અંતઃકરણમાં ઉદ્ભવતી હતી. આ વખતે રાણાની ઉમ્મર લગભગ ૬૦ વરસની થઇ હતી. તથાપિ રાજ્યકારભારમાં તેઓ બીલકુલ આળસ કરતા નહિ. જાતેજ સર્વ કાર્ય પર દેખરેખ રાખતા હતા.

એક વખત યવનોએ પુણ્યતીર્થક્ષેત્ર ગયાજી પર આક્રમણ કર્યું. આ પહેલાં યવનોએ ઇ. સ. ની તેરમી શતાબ્દિના મધ્ય ભાગમાં પણ ગયાજી પર આક્રમણ કીધું હતું. એ વખતે રાહુપની પછીના મહારાણાઓએ અસીમ પરાક્રમ બતાવી, એ પુણ્યક્ષેત્રનો બચાવ કીધો હતો. મહારાણા પૃથ્વીમલે તો એ ક્ષેત્રના બચાવમાં પોતાનું જીવન સમર્પણ કરી દીધું હતું. એ યુદ્ધમાં તેમની વીરતા,

---

[1] ચંદ્ર.

તેજસ્વિતા, સ્વદેશાનુરાગ તથા સ્વધર્મનિષ્ઠા જોઇને દુશ્મનોએ તેમની પ્રશંસા કીધી હતી. મુસલમાનો રાણાનું આવું પરાક્રમ જોઇને ભયભીત બની ગયા. ક્ષત્રિય યોદ્ધાઓ કેવું શૂરાતન બતાવી શકે છે તથા ધર્મ પર તેમની કેવી અડગ શ્રદ્ધા હોય છે, એ યવનો આ વખતે સારી રીતે સમજી શક્યા. હિંદુઓના તીર્થક્ષેત્રો પર આક્રમણ કરવાનો વિચાર તેમણે હવે માંડી વાળ્યો. હિંદુઓએ તે પછીનો કેટલોક કાળ શાંતિમાં ગુજાર્યો. પરંતુ લાક્ષસિંહની ઉત્તરાવસ્થામાં વળી યવનો પુનઃ **ગયાજી** પર ચડી આવ્યા. રાજપૂતોમાં આ તીર્થક્ષેત્ર બહુજ પવિત્ર ગણાય છે. જ્યારે મહારાણાએ એ વાત સાંભળી ત્યારે તેમનો કોપાગ્નિ વધી ગયો. ભારતવર્ષના અન્ય રાજાઓને પણ રાણાની પેઠે ક્રોધ ચડ્યો. **कर्मणामनसावचसायत्नात् धर्मसमाचरेत्** । કર્મ, મન અને વાણીથી યત્નપૂર્વક ધર્મનું આચરણ કરનારા, પવિત્ર સનાતન ધર્માવલંબી આર્ય રાજાઓ, પુણ્યક્ષેત્ર પર યવનોનો હુમલો શી રીતે સહન કરે ? આર્ય નૃપતિઓ ધર્મને માટે પોતાના સર્વસ્વનો ભોગ આપતાં પણ અચકાતા ન હતા. તેમના જેવી ધર્મની પ્રકૃષ્ટ લાગણી અત્યારે ક્યા ભારતનરેશમાં વિદ્યમાન છે ? ધર્મની ઉન્નતિ સાથેજ દેશની ઉન્નતિ થાય છે, એમ પ્રાચીન આર્ય રાજાઓનું માનવું હતું, અને તેથીજ ધર્મ ઉપર તેમની અડગ શ્રદ્ધા હતી. પોતાના ધર્મનું સાંગોપાંગ રક્ષણ કરવું એ તેઓ પોતાનું પ્રધાન કર્તવ્ય સમજતા હતા. ધાર્મિક કાર્યો કરી યશ મેળવવાથી, કિં બહુના ધાર્મિક કાર્યોમાં જીવન સમર્પણ કરવાથી ઐહિક ને પારલૌકિક સુખ પ્રાપ્ત થાય છે, અને તેથી મેળવેલી કીર્તિ અક્ષય્ય રહે છે, એમ તેઓ દઢતા પૂર્વક માનતા હતા. ધર્મપરાયણ મહારાણાના અંતઃકરણમાં આવા વિચારોજ ભ્રમણ કરતા હતા. ને હવે આવો આકસ્મિક પ્રાપ્ત થએલો જોગ શી રીતે જવા દે ? એકદમ તેઓ તે તીર્થનું રક્ષણ કરવા તત્પર થયા. 'હર હર મહાદેવ'નો ભીષણ ધ્વનિ કરી ક્ષત્રિય સેનાઓએ **ગયાજી** પ્રતિ ગમન કરવા માંડયું. રાણાએ પણ ડંકો વગડાવ્યો. મેવાડની સમસ્ત સેના ભગવાન ભાસ્કરની સુવર્ણ પ્રતિમાથી અંકિત, રક્તવર્ણી યશસ્વી પતાકા નીચે એકઠી થવા લાગી. ચિતોડમાંથી પ્રયાણ કર્યા પૂર્વે ગાદીનો યોગ્ય બંદોબસ્ત કરવાનું રાણાએ નક્કી કર્યું કારણ કે તેમ કરવાથી સમગ્ર ચિંતા દૂર થાય. અન્ય કાર્ય માટે ચિંતા રાખવાથી હાથમાં લીધેલું કાર્ય જોઇએ તેવું થતું નથી. તેમાં વળી ધાર્મિક કાર્ય કરવા જતાં તો સમગ્ર સંસારવિષયક ચિંતા

ત્યાગ કરવી જોઇએ. તેમ નહિ કરવાથી મનમાં જે સંબંધી ચિંતા હોય તત્સંબંધીજ વિચારો સ્ફુર્યા કરે. આમ વિચાર કરી રાજ્યનો પ્રબંધ થયાં પછી પ્રયાણ કરવા તેમણે નિશ્ચય કીધો. તેમણે ચંદ્રને પોતાની પાસે બોલાવ્યો. પિતાની આજ્ઞા સાંભળી ચંદ્ર સત્વર ત્યાં આવ્યો. રાણાની માનસિક સ્થિતિ તેની જાણમાં હતી. તે નમન કરી હાથ જોડી બોલ્યો:

'પિતાશ્રી ! સેવકને શો આજ્ઞા છે? આપની આજ્ઞા પ્રમાણે હું કાર્ય કરવા તૈયાર છું, માટે ઇચ્છા હોય તે સુખેથી કહો.'

'પ્રિય પુત્ર ! પુરૂના જેવી તારી પિતૃભક્તિ જોઇ મને પૂર્ણ સંતોષ થાય છે. તું જાણે છે કે, દુષ્ટ મ્લેચ્છોએ ગયાજી પર આક્રમણ કીધું છે. એ ક્ષેત્રના બચાવ અર્થે સર્વ આર્ય રાજાઓ પોતપોતાના બલ સાથે ત્યાં જાય છે. હું પણ તે કાર્યમાં સામેલ થાઉં એવી મને ઇચ્છા છે. તે કાર્ય કરતાં દૈવવશાત્ મારો જીવનદીપ ત્યાંજ બુઝાઇ જશે, તો પુર્વજન્મના ફેરામાંથી હું મુક્ત થઇશ, ને સ્વર્ગનું દુર્લભ પદ મને ક્ષણ વારમાં પ્રાપ્ત થશે. કદાચ જો હું જીવતો રહીશ તો વિજય મેળવી પાછો આવીશ.'

પિતાનાં ઉક્ત વચનો સાંભળી ચંદ્ર બોલ્યો: 'પૂજ્ય પિતાજી ! આપનાં વીરોચિત વચન ને ધર્મની આવી ઉત્કટ લાગણી ખરેખર પ્રશંસનીય છે. દુષ્ટ મ્લેચ્છોના હુમલામાંથી પુણ્ય ક્ષેત્રનો બચાવ કરવો એ આપણું પ્રધાન કર્તવ્ય છે. એ કર્તવ્ય બજાવતાં આપણે જરા પણ પ્રમાદ કરવો ન જોઇએ. જો આળસ કરીએ તો જગતમાં આપણી અપકીર્તિ થાય. અપકીર્તિ તો આબરૂદારને મરણથી પણ વિશેષ દુ:ખદ લાગે છે. માટે આપ સુખેથી ગયાજી પ્રતિ ગમન કરો આપણા શૂરા સૈનિકો યવનોનો અત્યાચાર કદી પણ સહન કરી બેસી રહેશે નહિ તેઓ એ પાપીઓને તેમના કર્મનાં ફળ આપી આપણું ગૌરવ વધારશે.' રાણાના મતને અનુમતિ આપતાં પ્રોત્સાહન આપ્યું.

'પુત્ર ! મને આપણા સૈનિકો પર સંપૂર્ણ વિશ્વાસ છે. ધર્મને માટે તેઓ પોતાના પ્રાણને સમર્પણ કરી નાખે તેવા છે. ભગવાન એકલિંગજીની કૃપાથી અવશ્ય ફતેહ મળશે.'

'પિતાશ્રી ! સત્ય છે. આપના પરાક્રમ ઉપર મને સંપૂર્ણ શ્રદ્ધા છે. આપ સુખેથી ગમન કરો અને'...રાજકુમારે કહ્યું.

'વત્સ !' રાણાએ વચમાંજ કહ્યું: 'બોલ તારી શી ઇચ્છા છે?'

પૂર્વે કહ્યું તેમ ચંદ ઉપર રાણાનો ઘણો પ્રેમ હતો. ચંદે સુચરિતો વડે રાણાનું મન જીતી લીધું હતું. આથી રાણાને જ્યારે પૂર્વ બટનાનું સ્મરણ થતું ત્યારે તેમના મનને અનિવાર્ય પશ્ચાતાપ થતો. મશ્કરી કરવામાં તેમની પોતાનીજ ભૂલ હતી એમ તેમને ખાતરી થઈ. રજપૂતોનો સ્રીવિષયક શિષ્ટાચાર અતિ શ્રેષ્ઠ હોય છે. સ્રીઓજ જગતની ઉન્નતિનું આદિ કારણ છે. આય શાસ્રકારોએ તો સમાજમાં સ્રીને અતિ ઉચ્ચ સ્થાન આપેલું છે.

રજપૂતોમાં સ્રીઓનું સન્માન જાળવવાનો રિવાજ ઘણા પ્રાચીન કાળથી અદ્યપર્યન્ત વિદ્યમાન છે. સ્રીઓને તેઓ લક્ષ્મી સ્વરૂપ માને છે. વળી તેઓ એમ પણ માને છે, કે શ્રીસંપત્તિની વૃદ્ધિ સ્રીની પવિત્રતાનેજ અવલંબે છે. સંસારનું ખરૂં જીવન સ્રી છે. શાસ્રો કહે છે, કે જે મનુષ્ય સ્રીના સન્માનની રક્ષા કરે છે તે સદા કલ્યાણને પ્રાપ્ત થાય છે. કિન્તુ જે મનુષ્ય સ્રીનું અપમાન કરે છે, વા તેના પ્રતિ અઘટિત વર્તન કરે છે, તેનું સદા અપ્રિયજ થાય છે. આપણા પ્રધાન શાસ્રકાર ભગવાન મનુ પણ કહે છે કે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः વળી दाराधीनस्तथा स्वर्गः पितृणामात्मनश्चह । જગતમાં એવી બીજી કોઇ પણ જાતિ નહિ હોય, કે જેમનાં ધર્મશાસ્રોમાં સ્રીજાતિના સંબંધમાં આવું ઉચ્ચ વિધાન કરેલું હોય. પૃથ્વી પરની બીજી કઇ કઇ જાતિ સ્રીઓનું આવું શ્રેષ્ઠ સન્માન જાળવે છે ? રઘુકુળભૂષણ મહાત્મા રામચંદ્રજીએ રાવણ સાથે શા માટે યુદ્ધ કીધું હતું ? કેવળ સીતાજીના સતીત્વ રક્ષણને માટેજ. કૌરવ પાંડવો વચ્ચે શા માટે વૈર બંધાયું હતું ? માત્ર દ્રૌપદીના થએલા અપમાનને માટેજ. હિંદુ અને મુસલમાનો વચ્ચે પણ હાડવૈર બંધાવાનું કારણ એજ હતું.

હિંદુ જાતિમાં–તેમાં વિશેષે કરીને રાજપૂત જાતિમાં, સ્રીઓને આવું શ્રેષ્ઠતમ સ્થાન મળેલું હોવાથી તેઓ સ્રીઓ સાથે શિષ્ટાચારથી વર્તે છે. આવી ઉચ્ચતર સમજથી રાણાની હાસ્યોક્તિ સાંભળીને ચંદને માઠું લાગ્યું હતું. ધર્મવૃત્તિને જાગૃત કરી તેણે વિચાર કરી જોયો તો તે કન્યા તેને માતા સમાન લાગી. પિતાની કઠોર આજ્ઞાથી યદ્યપિ તેને ભીષ્મ પતિજ્ઞા કરવી પડી, કિન્તુ ધર્મમાર્ગથી તે કિંચિત્ પણ ડગ્યો નહિ. ચંદનું આ શ્રેષ્ઠ વર્તન પાછળથી રાણાને પણ યોગ્ય જણાયું. તેમને પસ્તાવો થવા લાગ્યો. પણ હવે શું કરે ? તેમના મુખમાંથી નીકળી ગએલી આજ્ઞાનું ચંદે સત્વર પાલન કીધું

એ કાંઇ તેની ઓછી મહત્તા ન ગણાય ! અત્યારે ચંદ્ર રાજલોભથી પોતાને કાંઇ કહેવા માંગતો હશે, એમ ધારી રાણાએ પૂછ્યું:'ભાઇ! બોલ તારી શી ઇચ્છા છે. ?'

ચંદ્ર ધીર ભાવથી બોલ્યો: 'પિતાશ્રી! જો આપને અડચણ ન હોય તો મને પણ સાથે લેવા કૃપા કરો.' 'પુત્ર તને સાથે લઇ જવાને મારૂં મન માનતું નથી. કારણ કે રાજધુરા હવે તારેજ વહન કરવી પડશે. જો તું પણ મારી સાથે આવે તો પછી કારભાર કોણ કરે ? માટે તારે તો સમજીને અહીંજ રહેવું," રાણાએ વિચાર કરી કહ્યું.

'ભલે, હું આપની ઇચ્છાને આધીન થાઉં છું.' ચંદ્રે ઉત્તર દીધો.

રાજ્યમાંથી નીકળ્યા પહેલાં રાજ્યની વ્યવસ્થા કરવી, કે જેથી પાછળ ઝઘડો ન થાય એ રાણાને ઠીક લાગ્યું. પૂર્વેથીજ ચંદ્રે રાજ્ય પરનો પોતાનો હક તજી દીધો હતો, તથાપિ અત્યારે તે નહિ સંભારતાં રાણાએ માત્ર એટલુંજ કહ્યું: 'પુત્ર! હું જે કાર્ય માટે જાઉં છું, તે કાર્ય પૂર્ણ કરી અહીં પાછો આવીશ કે નહિ તે અનિશ્ચિત છે. વખતે રણાંગણમાંજ મારો પ્રાણોત્સર્ગ થાય તો પાછળથી મુકુલજીની ઉપજીવિકા માટે શો પ્રબંધ કરશો?' રાણાએ ગંભીર મુદ્રાથી પ્રશ્ન કીધો.

રાણાનાં ઉક્ત વચન સાંભળી ચંદ્રને પોતાની પ્રતિજ્ઞા સાંભરી આવી, પિતાની મનોવ્યથા તેને જ્ઞાત થઇ. તત્ક્ષણ તેને સ્મરણ થઇ આવ્યું, કે 'કુરૂક્ષેત્રના મેદાનમાં શ્રીકૃષ્ણે શસ્ત્ર નહિ ધારણ કરવાની જે પ્રતિજ્ઞા લીધી હતી, તે તેમણે ક્યારે ભાંગી હતી ? વનવાસ ભોગવવાની પાંડવોએ જે પ્રતિજ્ઞા લીધી હતી, તેનો ભંગ ન થાય માટેજ યુધિષ્ઠિરે કહ્યું હતું, કે પાંડુના પુત્રો સત્યના માર્ગથી ચલિત નહિ થાય. ઇંદ્રે પ્રલ્હાદ પાસેથી તેનું શીલ માગ્યું હતું, તે આપવાથી પ્રલ્હાદનો નાશ થાય તેમ હતું. તથાપિ પોતાનું વચન પાળવા તેણે તે આપ્યું. ભીષ્મે જીવનપર્યંત પોતાની પ્રતિજ્ઞા પાળી હતી. તેમની અપર માતા સત્યવતીએ જ્યારે તેમને ગાદી ભોગવવા આગ્રહ કીધો, ત્યારે તેમણે ઉદાર વૃત્તિથી ઉત્તર આપ્યો હતો, કે " હું ત્રૈલોક્યનો, સ્વર્ગનો અથવા એથી પણ ઉચ્ચ પદનો ત્યાગ કરૂં, પણ સત્યનો ત્યાગ કદી નહિ કરૂં. પૃથ્વી પોતાની ગંધનો, જળ પોતાના રસનો, તેજ પોતાના રૂપનો, વાયુ પોતાના સ્પર્શનો, સૂર્ય પોતાની કાંતિનો, અગ્નિ પોતાની ઉષ્ણતાનો, ચંદ્ર પોતાની શીતળતાનો, ઇંદ્ર પોતાના

પરાક્રમનો, ધર્મરાજ પોતાના ધર્મનો, અને આકાશ શબ્દ ઉત્પન્ન કરવાની શક્તિનો કદાપિ ત્યાગ કરે, પણ હું મારી પ્રતિજ્ઞાનો ત્યાગ નહિ કરૂં.'' વળી બળીરાજા પાસે વિષ્ણુએ જ્યારે ત્રણ ડગલાં પૃથ્વી માગી હતી, ત્યારે બળિએ સ્થિર મનથી કહ્યું હતું કે, 'પ્રહ્લાદનો પૌત્ર પોતાનું વચન કદી મિથ્યા થવા દેશે નહિ' આ સર્વ તેને તત્કાળ સાંભરી આવ્યું. તેનાં જ્વલંત દૃષ્ટાંત ચંદ્રની દૃષ્ટિ સમીપ મૂર્તિમન્ત દેખાયાં. તેની આત્મશ્રદ્ધા સોગણી વૃદ્ધિ પામી. હવે દેવવ્રતની પેઠેજ તે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા તૈયાર થયો. પિતાને ઉદ્દેશીને તે બોલ્યો:—

"પિતાશ્રી! આપ મુકુલજીની કોઇ જાતની ફીકર રાખશો નહિ. તે મારા કનિષ્ઠ બંધુ છે. વળી આપને ખબર છે કે રાજ્યાસન પરનો મારો હક મેં મારા હાથેજ ઉઠાવી લીધો છે. આપ એમ નહિ ધારતા કે આપનો આ પુત્ર પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થશે. દેવવ્રતની પેઠેજ હું મારી પ્રતિજ્ઞા પાળીશ ને આપની પછી મુકુલજીને ગાદી આપીશ. વળી તેમનેજ રાજા ગણી તેમની પ્રત્યેક આજ્ઞા હું પાળીશ!"

ચંદ્રનાં આ ધીરોચિત વચનો સાંભળ્યાં તોપણ રાણાની ગમગીની દૂર થઇ નહિ. જાણે તેને ચંદ્રનાં વચનોપર વિશ્વાસ ન હોય, વા મુકુલજીને અભિષેક કરી ચંદ્રને અન્યાય આપવા તે ખુશી ન હોય, અથવા પોતાની ભૂલને માટેજ પોતે પશ્ચાતાપ કરતા હોય તેમ મૌન ધારી બેસી રહ્યા. પિતાની આવી સ્થિતિ જોઇ ચંદ્રે વિચાર કીધો કે રખેને રાણાને મારાં વચનોમાં શ્રદ્ધા ન હોય? તેણે ફરીથી કહ્યું: " મહારાણાશ્રી! જો આપને મારાં વચનપર વિશ્વાસ ન હોય, તો આપ સુખેથી મુકુલજીને અભિષેક કર્યા પછી પ્રયાણ કરો. તે સંબંધી મને કાંઇ પણ હરકત નથી.'

ચંદ્રનાં આ વચન સાંભળી રાણાને પુષ્કળ ખેદ થયો. વળી પુત્રનો સ્વાર્થત્યાગ અને સત્યપ્રિયતા જોઇ તેમને આનંદ પણ થયો. એકાએક તેમના મુખમાંથી 'ધન્ય છે' એવા ઉદ્ગાર નીકળી પડયા. તેઓ સહજ દીલગીરી દૂર કરી બોલ્યા: "પુત્ર! હું નહોતો ધારતો, કે તું આવા મહાન સ્વાર્થનો એકદમ ભોગ આપશે. તારાં સત્યપૂર્ણ નિર્મળ વચનો સાંભળી મારી સઘળી માનસિક વ્યથા હવે નષ્ટ થઇ ગઈ છે. જો તારી એવીજ ઇચ્છા હોય તો મારા જતા પહેલાં મુકુલને અભિષેક કરવાની સર્વ વ્યવસ્થા કરવાની તને હું આજ્ઞા કરૂં છું."

'પિતાશ્રીની જેવી ઇચ્છા' ચંદ્રે વિનયપૂર્વક કહ્યું.

તે પછી પિતા પુત્ર છૂટા પડયા. દૃઢ નિશ્ચયથી ચંદ્ર પોતાના કનિષ્ઠ બંધુને અભિષેક કરવાના કામમાં રોકાયો.

---

## પરિચ્છેદ ૭ મો.

---

### પ્રતિજ્ઞા પાલન.

ગત પરિચ્છેદમાં વર્ણવેલી ઘટનાને એ ત્રણ દિવસ થઇ ગયા છે. રાજ જ્યોતિષીએ નિર્ધારિત માંગલિક દિવસનું રમ્ય પ્રભાત છે.

મેવાડના પાટનગર ચિતોડમાં આજે મોટો સમારંભ થઇ રહ્યો હતો. રાજકુમાર મુકુલને આજે અભિષેક થવાનો હોવાથી સમસ્ત મેવાડમાં આનંદ પ્રસરી રહ્યો હતો. નાગરિકોએ અતિ ઉત્સાહથી શ્રમ લઇ આખા નગરને શૃંગાર્યું હતું. ઘેર ઘેર તોરણો બંધાયાં હતાં, ને કુમકુમના સ્વસ્તિક પુરાયા હતા. નગરના રસ્તાઓ પણ ધ્વજાપતાકા ને તોરણોથી સુશોભિત બનેલા હતા. મેવાડની રાજભક્ત પ્રજાએ આજના શુભ પ્રસંગને એક મહોત્સવ સમાન ગણી લીધો હતો. રાજભવનની શોભા તો આજે અવર્ણનીય હતી. મેવાડમાં પૂર્વે કદી નહિ થએલી એવી ધામધુમ આજે થઇ રહી હતી. કુમાર ચંદ્રેજ આ સઘળી તૈયારીઓ કરી રાખી હતી.

પ્રભાત થયા પછી થોડી વારે દરબાર ભરાવા લાગ્યો. મેવાડના સોળે સામંતો, સરદારો, રાજ્યના અધિકારીઓ, વ્યાપારીઓ, કારીગરો ને ધનાઢયજનો ધીમે ધીમે સભાગૃહમાં પ્રવેશ કરવા લાગ્યા. થોડીજ વારમાં આખું ગૃહ ચિકાર ભરાઇ ગયું. મધ્યસ્થ રાજસિંહાસન આજે સુશોભિત જણાતું હતું. એ સિંહાસનની જમણી બાજુના એક અતિ ઉચ્ચ આસનપર મહારાણા બેઠા હતા. ને બીજા [illegible] આસનપર ધવળ હૃદય, ધવળ કર્મ ને ધવળ કીર્તિવાળો રાજકુમાર ચંદ્ર ધવળ વસ્ત્રો ધારણ કરી બેઠો હતો. તેની પાસે રાજ્યનો પ્રધાન મંત્રી અને પાછળના ભાગમાં રાણાના આપ્ત જનો વિરાજમાન થએલા હતા. થોડીવાર પછી બાળકુંવરનું સભાસદનમાં આગમન થયું.

સઘળા સભાસદો પોતાના આસનપર સ્થિત થયા. એટલે મુખ્ય પ્રધાને પોતાના આસનપરથી ઉભા થઇને મહારાણાને ઉદ્દેશીને કહ્યું: 'રાજપૂત કુળતિલક પ્રતાપપુંજ મહારાણાશ્રી! આપ શ્રીમાનની

આજ્ઞાથી મેવાડના સમસ્ત સામંતો, અધિકારીઓ અને પ્રજાજનો આજની સભામાં ઉપસ્થિત થઈ ગયા છે. કેટલાક ગૃહસ્થો કાળસંકોચને લીધે અત્રે હાજર થઈ શક્યા નથી, તેમની તરફથી સહાનુભૂતિના પત્રો દૂતોદ્વારા આવી પહોંચ્યા છે. માટે હવે વિલંબ ન કરતાં આપ નરેન્દ્ર, જે કંઈ ઇચ્છા હોય તે જણાવવા કૃપા કરો."

પ્રધાનની આ પ્રાર્થના સાંભળ્યા પછી મહારાણાએ ગંભીર મુદ્રાથી ઉભા થઈ બોલવા માંડ્યું: 'શૂરા સામંતો, વીર પુરૂષો, વ્યાપારીઓ અને સજ્જનો! આપ સર્વ મારા આમંત્રણને માન આપીને અતિ પરિશ્રમ વેઠી આજની સભામાં હાજર થયા છો, તેથી તમારી રાજભક્તિની મને સંપૂર્ણ પ્રતીતિ થાય છે. આપણી મેવાડ ભૂમિ ઘણા દીર્ઘકાળથી આપના જેવાં રાજભક્ત વીરરત્નો પ્રસવતી આવી છે. મહારાણા બાપ્પા, ખુમાન, સમરસિંહ, લક્ષ્મણસિંહ અને અજયસિંહ જેવા સમરવિશારદ વીર પુરૂષોએ અને રાજમાતા કર્મદેવી ને સતી શિરોમણિ પદ્મિની જેવી માનવંતી મહિલાઓએ जननीजन्मभूमिश्च स्वर्गादपिगरीयसी । નો મહામંત્ર સ્મરી મેવાડની કીર્તિ દિગન્ત સુધી પ્રસારી મૂકી છે. પૂર્વજોના પૂણ્યપ્રતાપથી તે મહિમાવાન ભૂમિનું આધિપત્ય મને પ્રાપ્ત થવાથી હું પોતાને મોટો ભાગ્યશાલી સમજુ છું. મેં મારા શાસનકાળમાં રાજ્યની પ્રતિષ્ઠા વધારવાને અને ગતગૌરવ પુનઃ પ્રાપ્ત કરવાને માટે બને તેટલું કીધું છે. આપણા રાજ્યના હિતને માટે, વા આપણી ભૂમિની કીર્તિ ઉજ્વળ કરવા માટે અદ્યપર્યંત જે યત્કિંચિત્ પ્રયત્ન કીધો છે, તે સર્વમાં આપના તરફથી મને જોઇતી મદદ મળી છે. તેને માટે હું આપનો આભારી છું. અથવા મારે હાથે રાજ્યનું જો કંઈ પણ હિત જળવાયું હોય તો તે આપ સજ્જનોનેજ આભારી છે.'

'હમણાં મારા સાંભળવામાં આવ્યું છે કે નરપિશાચ યવનોએ આપણા પવિત્ર પુણ્યક્ષેત્ર ગયાજી પર આક્રમણ કીધું છે. ધર્માંધ મ્લેચ્છો ઘણા લાંબા વખતથી આપણા પવિત્ર ક્ષેત્રોપર હુમલા કરે છે. તેઓ દેવળોમાં પ્રવેશ કરી, મૂર્તિઓ ભાંગી, બધી માલમિલ્કત લુંટી લઇ, દેવાલયોના સૌન્દર્યને નષ્ટ કરી, અધમ સ્થિતિમાં મૂકે છે. તેમના આવા જંગલી વર્તનથી આપણા ધર્મપર, આપણી સમાજપર, અને આપણા ચારિત્ર્યપર ઘણી માઠી અસરો થવા પામી છે. અત્યાર સુધીમાં આપણે આપણા ધર્મના રક્ષણ માટે અને આપણી સ્વતંત્રતાને જાળવી રાખવા માટે ભગીરથ પ્રયત્નો કીધા છે, કિન્તુ

તે સર્વમાં આપણે યશસ્વી નીવડયા નથી. આપણા માંહોમાંહેના કુસંપને લીધેજ તે લોકો ફાવી ગયા છે. આપણે કબુલ કરીશું કે ભારતવર્ષના પાટનગરપર યવનોનું આધિપત્ય સ્થપાયું ને સ્થિર થયું તે ક્ષત્રિયકુલકલંક દેશદ્રોહી જયચંદ્રનેજ આભારી છે. અદ્ય પર્યંત આપણી ભૂમિમાં તેના જેવા નરાધમ પુરૂષો ઉત્પન્ન થયા નથી, તે કાંઇ આપણે માટે જેવા તેવા અભિમાનનો વિષય નથી. ભગવાન એકલિંગજીની કૃપાથી આપણું એ અભિમાન ચિરકાળ સુધી ટકી રહે એવી મારી તેના પ્રતિ પ્રાર્થના છે. અસ્તુ.

'યવનોના ભીષણ અત્યાચારમાંથી તીર્થક્ષેત્રનું રક્ષણ કરવું એ મહાન કર્તવ્ય છે. એ કર્તવ્ય બજાવતાં પ્રમાદ કરવો એ આપણી કીર્તિને કલંકિત કરવા સમાન છે. આપણા પૂર્વજોએ ભારતવર્ષના એ પ્રસિદ્ધ ક્ષેત્રના રક્ષણાર્થે પૂર્વે ભગીરથ પ્રયત્ન કીધા છે. આજે હું પણ પૂર્વજોના એ પવિત્ર પથે પ્રયાણ કરવા તત્પર થયો છું. શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે "ક્ષત્રિયે પોતાના ધર્મનો વિચાર કરીને યુદ્ધથી ડરવું ન જોઇએ. કેમકે ક્ષત્રિયને માટે ધર્મયુદ્ધ સિવાય અન્ય કોઇ પણ શ્રેષ્ટ કૃત્ય નથી. દૈવેચ્છાથી સ્વર્ગના ખુલ્લા દ્વારરૂપ ધર્મયુદ્ધ જે કોઇ ક્ષત્રિયને આવી મળે છે, તે ભાગ્યશાળી કહેવાય છે. જે કોઇ ક્ષત્રિય પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થએલું ધર્મયુદ્ધ કરતો નથી તે પોતાનો ધર્મ અને કીર્તિ ગુમાવી દુર્ગતિને પ્રાપ્ત થાય છે." જે કીર્તિ પ્રાપ્ત કરવાને માણસો અપ્રતિહત વ્યવસાય કરે છે, સ્વાર્થનો પણ ભોગ આપે છે, અત્યંત સંકટો સહન કરે છે તેવી કીર્તિને ધર્મયુદ્ધથી કાયર બની ગુમાવવી એ ક્ષત્રિય નામધારીને કલંકરૂપ છે. અને અપકીર્તિ તો પ્રતિષ્ઠિત મનુષ્યને મરણથી પણ વિશેષ દુઃખદાયક લાગે છે. લોકો તેના નામ પહેલાં 'ભીરૂ' વિશેષણ લગાડે છે ને તે સર્વના તિરસ્કારને પાત્ર થાય છે. માટે ક્ષત્રિયે તો કોઇ પણ રીતે ધર્મયુદ્ધથી ડરવું ન જોઇએ. કદાચ તે યુદ્ધમાં જય મળે તો કીર્તિ પ્રાપ્ત થાય છે, ને ત્યાંજ મરણ થાય તો સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આમ ઉભય રીતે યુદ્ધ આપણને ફળદાતા છે. માટે આ યુદ્ધમાં આપણે અગ્રપદ લેવું જોઇએ. આપણું પાણી બતાવી આપી કીર્તિને વિશેષ ઉજ્જવળ કરવી જોઇએ. ભાઇઓ ! મને સંપૂર્ણ આશા છે કે આપ સર્વ મને આ ધર્મકાર્યમાં અવશ્ય સહાય કરશો.'

'ભગવાન કૃષ્ણના એ કથનનું રહસ્ય અમે સર્વ સમજીએ છીએ. ધર્મયુદ્ધને માટે અમે સર્વ તૈયાર છીએ. પાપીઓના મલીન

પાદસ્પર્શથી ને મલીન કૃત્યોથી એ પુણ્યક્ષેત્રને અમે કદી પણ ભ્રષ્ટ થવા દઇશું નહિ. તેનું રક્ષણ કરતાં અમે ગતઃપ્રાણ થઇશું, પણ પાછા હઠીશું નહિ. અમે ક્ષત્રિય પુત્રો છીએ. અમારા શોણિતમાં ક્ષાત્ર જુસ્સો વહન કરે છે. અમારી વીર માતાઓએ અમને દુગ્ધ-પાન સાથે શૌર્યપાન કરાવ્યું છે, ને દેશસેવા ને ધર્મસેવાનો મહામંત્ર ભણાવ્યો છે. એ પાપીઓને તેમનાં દુષ્કૃત્યનાં ફળ યથાર્થ ચખાડવાને અમારા હાથ થનથનાટ કરી રહ્યા છે, માટે મહારાણાશ્રી ! અમને પ્રયાણ કરવાની સત્વર આજ્ઞા આપો. દુષ્ટોને ભુશાયી કરી અમે તેમને બતાવી આપીશું કે ક્ષત્રિઓ ધર્મહાનિ સહન કરી શકે તેવા નથી. હિંદુઓ પોતાના સર્વસ્વનો ભોગ આપીને પણ પોતાના શુદ્ધ સનાતન ધર્મનું રક્ષણ કરે તેવા છે. ' હર હર શંભો, ' ' જય એકલિંગજી ' ' યવનોને મારો ! કાપો 'ના ગગનભેદક ધ્વનિથી સભાસ્થાન ગાજી ઉઠ્યું.

' ધન્ય છે ! મારા બહાદુર વીરો ! તમારૂં પરાક્રમ ભુપ્રસિદ્ધ છે. તમારી સ્પર્ધા કરવાને દેવ વા દાનવ પણ સમર્થ નથી. તમે અત્યાર સુધી જે કર્યું છે તેનું અન્યથી થવાનું નથી. તમે સર્વ મારી સાથે સમરભૂમિમાં આવવા તત્પર થાઓ છો તેથી મને ઘણો આનંદ થાય છે. હું ધારૂં છું કે આપણી સર્વ આશાઓ ભગવાન એકલિંગજીની કૃપાથી પરિપૂર્ણ થશે. કિન્તુ ન કરે નારાયણ ને જો આપણે રણાંગ-ણમાંજ પ્રાણની આહૂતિ આપવી પડે, તો તે માટે આપણે અત્યાર-થીજ વિચાર કરવો આવશ્યક છે. '

" આપના એ વિચારને અંગે સર્વ સંમત છીએ, " સભાસ-દોએ પુનઃ ગર્જના કરી કહ્યું.

" જો આપ સર્વ મારા વિચારને અનુકૂળ છો તો અત્યારે આપણું પ્રધાન કર્તવ્ય એ છે, કે આપણે પ્રયાણ કર્યા પૂર્વેજ રાજ-ગાદીનો બંદોબસ્ત કરવો જોઇએ. જેથી તે સંબંધી આપણને ચિંતા ન રહે. " રાણાએ ઇષ્ટ હેતુ બતાવી દીધો.

સઘળા સભાસદો રાણાનું ઉક્ત ભાષણ સાંભળી વિચારમાં પડી ગયા. કુમાર ચંદ્રદેવની ભીષ્મ પ્રતિજ્ઞા સર્વના સ્મૃતિપથમાં ખડી થઇ. તેઓ ચંદ્રના મુખનું નિરીક્ષણ કરવા લાગ્યા. તેના મુખ પર અત્યારે એક પ્રકારની અલૌકિક તેજસ્વિતા કિંવા પ્રતિમા, ગંભીર-તાને ભેદીને બહાર નીકળી ન હોય ! તેવો ભાસ થતો હતો. તેથી પ્રતિત થતું હતું કે તે હજી સુધી પોતાની પ્રતિજ્ઞાથી ચલિત થયો નથી. દૃઢપ્રતિજ્ઞ કુમારની ઉદારતા ને સત્યપ્રિયતા માટે સર્વના હૃદયમાં

તેના પ્રતિ માનની લાગણી ઉત્પન્ન થઇ. કુમાર ચંદ્રદેવ જે અત્યાર સુધી શાંતિ ધારણ કરી, પોતાના પદ પર બેસી રહ્યા હતા, તે હવે ઉભા થઇ સર્વને ઉદ્દેશીને બોલ્યાઃ—

' પૂજ્ય પિતાશ્રી, સર્વ સામંતો ને સદ્દગૃહસ્થો !

મહારાણાશ્રીની ઉજ્જ્વળ કારકીર્દીથી મેવાડની સર્વ પ્રજા સુખશાંતિમાં દિવસ નિર્ગમન કરે છે, એ સર્વને વિદિત છે. શાસ્ત્ર-ધર્મની આજ્ઞાને અનુસરી મહારાણાએ પોતાની પ્રજાને સંતતિ સમાન ગણી તેનું પાલન કીધું છે. પ્રજાને ન્યાય આપી તેમણે પ્રેમ મેળવ્યો છે. પ્રજાની શાંતિમાંજ તેમણે રાજ્યની આબાદી માની છે. ન્યાયી, ધર્મપરાયણ ને પ્રજાપ્રિય રાજા પર પ્રજાની સુખશાંતિ ને શ્રીવૃદ્ધિનો આધાર છે. એ તત્વને અનુસરી પૂજ્યશ્રીએ અમલ ચલાવ્યો છે, તેથી તેમના કીર્તિકુસુમની સુરભિનો સુગંધ સર્વત્ર પ્રસરેલો છે. વળી મુસલમાનોની લડાઇ વખતે તેમણે જે તેજસ્વિતા, પરાક્રમ ને શૂરવીરતા બતાવ્યાં છે, તે ચિરકાળ સુધી મેવાડના ઇતિહાસમાં પ્રકાશિત રહેશે. એ યુધ્ધથી રાણાનો સ્વદેશાનુરાગ ને પ્રજાપ્રિયતા સિધ્ધ થઇ ચૂક્યાં છે. વળી અલ્લાઉદ્દીનના ભીષણ અત્યાચારથી મેવાડનું સૌન્દર્ય નષ્ટ થઇ ગયું હતું તેનો પુનઃ ઉદ્ધાર કરવા રાણાએ ઘણો પ્રયત્ન કીધો છે, ને તેમાં તે સફળ પણ નીવડ્યા છે. '

' હાલની વૃદ્ધ અવસ્થામાં પણ તેઓશ્રી પોતાનું કર્તવ્ય બજાવવા તત્પર થયા છે, એ જોઇ આપણને આનંદ થાય છે. આપણે સઘળાએ તેમને તે કાર્યમાં મદદ આપવી જોઇએ. મહારાણાશ્રી પ્રસ્થાન કરે તે પૂર્વેજ રાજ્યનો બંદોબસ્ત થાય તો સારૂં. તેમ કરવાથી તેઓ ચિંતાથી મુક્ત થાય ને રાજ્યમાં પણ સુવ્યવસ્થા રહે. પુનર્લગ્ન પહેલાં રાજગાદી પરનો મારો હક મેં ઉઠાવી લીધો છે, તે આપ સર્વની જાણમાં છે. તેથી અત્યારે તેનું વિસ્તૃત વિવેચન કરવાની જરૂર નથી. અત્યારે મારે એટલુંજ જણાવવું ઉચિત છે, કે હું હજી પણ મારી પ્રતિજ્ઞાનું પાલન કરવા તૈયાર છું–'

' હાં, હાં, મહારાજ ! આપ આવું ન બોલો. કુમારશ્રી, આવું સાહસ ન કરો. આપના આ સાહસથી આપને અને આખા રાજ્યને કેવી ભયંકર હાનિ થશે તેનો જરા વિચાર કરો. પ્રાચીન કાળથી ચાલતી આવેલી પ્રથામાં આમ એકદમ ફેરફાર થઇ જાય, એ ઘણું શોચનીય છે. આવું દૃશ્ય જોવાને અમે સર્વ નાખુશ છીએ. ' સર્વ સામંતોએ કુમારને ઉદ્દેશીને કહ્યું.

' પૂર્વે દેવવ્રતે આવીજ **ભીષ્મ પ્રતિજ્ઞા** લીધી હતી. તેથીજ તેઓ ભીષ્મના નામથીજ ઓળખાયા હતા. એ મહાનુભાવ પુરુષે પોતાની પ્રતિજ્ઞાનું સર્વાંશે પાલન કીધું હતું. તેથી શું આપ બધા અજાણ્યા છો કે ?' કુમાર ચંદ્રદેવે પોતાના મતનું સમર્થન કરતાં કહ્યું.

' કુમાર ! આપે આપેલું દૃષ્ટાંત સત્ય છે, કિન્તુ સમજુ પુરુષોએ તો દેશ, કાલ ને સ્થિતિનો વિચાર કરી દરેક કામ કરવું જોઇએ. ભગવાન દેવવ્રતને તે સમય યોગ્ય હતો, અને સ્થિતિ પણ અનુકૂળ હતી. કિન્તુ અત્યારે તેવી સ્થિતિ ને તેવો સમય નથી. મહારાજા શાંતનુને માછી[1] કન્યા સાથે લગ્ન કરવાની ઉત્કટ ઇચ્છા હતી અને માછીની માંગણીથીજ પિતાની અંતર્વ્યથા ટાળવા માટે દેવવ્રતે એવી કઠોર પ્રતિજ્ઞા લીધી હતી. આપણા મહારાણાશ્રીને રાઠોડ કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા ક્યાં હતી ? તે કન્યાનું પાણિગ્રહણ નહિ કરવાના તમારા અડગ નિશ્ચયથીજ નિરૂપાયે રાણાને લગ્ન કરવામાં પડ્યા હતાં. આવેશમાં હોવાથી તેમણે તમને રાજ્યહક્ક છોડવાને કહ્યું હતું તે માત્ર તમને ડરાવવાના હેતુથી, ઇરાદાપૂર્વક તો નહિજ.' જવાનસિંગ નામના એક વૃદ્ધ સામંતે ન્યાયપુરઃસર કહ્યું.

' વૃદ્ધ સામંતજી ! આપના કથનમાં રહેલું સત્ય તપાસવાની મને જરૂર નથી. હું ધારૂં છું કે મેં જે કાર્ય કર્યું છે, તે કેવળ નીતિધર્મને વળગી રહીનેજ કર્યું છે. પુરૂષ વા સ્ત્રીના હૃદયમાં વિષયચિંતનથી આસક્તિ ઉપજે છે, અને એ આસક્તિ ધ્યાન, શ્રવણ ને સ્મરણથી વૃદ્ધિ પામે છે. એ રીતે આસક્તિ વધતાં વિષયો પ્રાપ્ત કરવાની કામના થાય છે. કામના થયા પછીજ તેને અનુસરતી વાણી નીકળે છે. મહારાણાના મુખમાંથી નીકળેલી વાણી દૂષિત હતી; તેથી તેમને તે કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા થએલી હશે. એવી રીતે માનસિક લગ્ન થએલું જાણી, મેં તે કન્યાને માતા સમાન ગણી લીધી. આપણા પ્રધાન શાસ્ત્રકાર ભગવાન મનુ પણ કહે છે, કે ' પરસ્ત્રીને માટે હાસ્ય કરવું તે પણ તે સ્ત્રીનું હરણ કરવા સમાન છે. ' આમ ઉભય રીતે નીતિધર્મને હરકત હોવાથી મેં લગ્ન કરવા ના પાડી હતી. વળી પિતાની આજ્ઞાથીજ તે વખતે મેં મારો ગાદીનો હક તજી દીધો છે. હવે હું મારા વચનથી ભ્રષ્ટ થઇ કદી અસત્ય વચન બોલીશ નહિ.' દૃઢપ્રતિજ્ઞ કુમાર ચન્દ્રે પોતાનો નિશ્ચય સકારણ જણાવી દીધો.

---

[1] માછીને ત્યાં ઉછરેલી. તે રજપૂત કન્યા હતી.

'કુમારશ્રી!' જવાનસિંગ પુનઃ આગ્રહ કરીને બોલ્યોઃ 'આપ જેવા રાજનીતિજ્ઞને વિશેષ કહેવું અનુચિત છે, તથાપિ હું પુનઃ પુનઃ યાચના કરું છું કે આપ આવો દુરાગ્રહ છોડી દો. બાપુ! કોઇ એક વખત ધર્માવતાર મહારાજા યુધિષ્ઠિરે પણ અસત્ય કથનનો આશ્રય લીધો હતો. કોઇ એક વખત ભગવાન કૃષ્ણચંદ્ર પણ પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાને તૈયાર થઇ ગયા હતા. માટે મહારાજ! આપ હવે આંખ આડા કાન કરી બેસી રહો.'

'સામંતજી! જે જગપ્રસિદ્ધ રવિકુળમાં સૃષ્ટિના આરંભ કાળમાં ઇક્ષ્વાકુ જેવા પ્રતાપી પુરુષોએ જન્મ ધારણ કર્યો છે; જે પવિત્ર કુળમાં જનક, ભગીરથાદિ પરમ તેજસ્વી, તપોનિષ્ઠ ને બ્રહ્મમૂર્તિ મહર્ષિઓનો આવિર્ભાવ થયો છે; જે કુળને ત્રિશંકુ ને માન્ધાતા જેવા પરમ પરાક્રમી પુરુષોએ પોતાનાં પ્રચંડ પરાક્રમોથી પ્રકાશિત કર્યું છે; જે કુળમાં હરિશ્ચન્દ્ર જેવા સત્યાગ્રહી, ને એકવચની પુરુષોએ જન્મ ધારણ કરી રઘુવંશની કીર્તિ ભૂપ્રસિદ્ધ કીધી છે; જે કુળમાં રામચંદ્ર જેવા ટેકાંસી નરપુંગવ નૃપતિઓએ જન્મ ધારણ કરી ધર્મની પુનઃ સ્થાપના કીધી છે; અને જે રવિકુળને બાપ્પા, ખુમાન, સમરસિંહ ને ભીમસિંહ; તથા કર્મદેવી ને પદમાવતી જેવી વીર માતાઓએ પોતાનાં પ્રચંડ પરાક્રમોથી ઇતિહાસમાં દીપાવ્યું છે, તે રવિકુળમાં જન્મ ધારણ કરી હું મારી પ્રતિજ્ઞાથી કદી ભ્રષ્ટ થઇશ નહિ. રાજ્યના ક્ષુદ્ર લોભથી પૂર્વજોની કીર્તિને કલંકિત કરીશ નહિ. માટે સુખેથી મહારાણાએ મુકુલજીનેજ અભિષેક કરવો. તે કાર્યમાં હું આડે આવીશ નહિ.'

રાજકુમારનું આવું ગર્વિત પણ વિનયપુરઃસર ભાષણ સાંભળી સર્વ સભાસદો ચકિત થઇ ગયા. મહાન સ્વાર્થનો ભોગ આપી દેવવ્રતની પેઠે પોતાનું ઔદાર્ય બતાવનાર રાજકુમાર ચંદ્રની તરફ સર્વની દૃષ્ટિ સ્થિર થઇ ગઇ. સઘળા મુક્તકંઠે કુમારની પ્રશંસા કરવા લાગ્યા. મહારાણાના હૃદયમાં પણ અત્યારે ભયંકર વ્યથા જન્મી હતી. પુત્રનો હક્ક પોતેજ નષ્ટ કીધેલો હોવાથી તેને અનિવાર્ય પશ્ચાત્તાપ થતો હતો. એક તરફ પુત્રવાત્સલ્ય ને બીજી બાજુ તેની ભીષ્મ પ્રતિજ્ઞા. અંતે વાત્સલ્ય પરાસ્ત થયું. કનિષ્ઠ પુત્ર મુકુલજીનેજ ગાદી આપવાના નિશ્ચય પર તેમને આવવું પડ્યું! ત્યાર પછી નક્કી કરેલા મુહૂર્તે પાંચ વરસની વયના બાળક મુકુલજીનેજ કમરે ચંદ્રદેવે તલવાર બંધાવી, ને વિદ્વાન બ્રાહ્મણોની મંત્રઘોષણા વચ્ચે

બાલરાજાના ભાલપ્રદેશમાં રાજતિલક કીધું. પછી સર્વ સામંતોની સમક્ષ હાથમાં જળ લઇ પ્રતિજ્ઞા કીધી કે " અત્યારથી હું બાળરાણાને આધીન રહી વફાદારીથી આ રાજ્યનું હિત થાય તેવાં કાર્ય કરવાને બંધાઉ છું. જો હું આ વચનનો ભંગ કરૂં તો ભગવાન એક લિંગજીનો શાપ તથા ચિતોડનું નાશ થવાનું પાપ મારે શિર છે. "

તે પછી ' બાળરાજા દીર્ઘાયુ થાઓ ' ના આનંદધ્વનિથી સભાગૃહ ગાજી રહ્યું. પુરસુંદરીઓનાં મંગલસૂચક ગીતોથી સર્વના આનંદમાં વૃદ્ધિ થઇ. પછી સઘળા સામંતોએ અને શ્રીમંત પ્રજાજનોએ પોતાની યોગ્યતાનુસાર બાળરાણાને નજરાણાં ધર્યાં. રાણાએ તે સર્વનો સ્વીકાર કરી તેમને પણ અશ્વ, પોશાક, શસ્ત્રો ને રોકડ મહોરોથી નવાજ્યા. સમસ્ત મેવાડ પ્રદેશમાં બાળરાણા મુકુલજીની આણ ફેરવાઇ. આજના માંગલિક પ્રસંગે કવિઓ, વિદ્વાન બ્રાહ્મણો તથા ભાટ ચારણોને મુક્ત હસ્તે દાન આપી સંતુષ્ટ કીધા. દીન, સાધનહીન, અપંગ ભિક્ષુકોને અન્નવસ્ત્ર અપાયાં. બંદિવાનોને કારાગૃહમાંથી મુક્તિ મળી. દેવમંદિરોમાં પુષ્કળ ભેટસોગાદ મોકલવામાં આવી. રાજ્યની ગૌશાળાઓમાં ખાંડી બંધ અનાજ મોકલી આપવાનો પ્રબંધ થયો. નગરનાં બાળકોને મેવા મિઠાઇથી ખુશી કીધાં, અને તેથી આખા નગરમાં આજે મહોત્સવ થઇ રહ્યો. બાળરાણાના શિર પર આશીર્વાદોની વૃષ્ટિ વરસવા લાગી. રાજકુમાર ચંદ્રદેવને ધન્યવાદ આપી, અબાલવૃદ્ધ સ્રીપુરૂષો તેના સૌંદર્યનાં વખાણ કરવા લાગ્યાં.

અભિષેક કાર્ય પૂર્ણ થયા પછી મહારાણાએ ઉભા થઇ ગંભીર વદનથી પોતાના સર્વ સામંતોને ઉદ્દેશીને કહ્યું:—

' રાજ્યના સ્થંભરૂપ મારા સર્વ સામંતો ! વિધિની અગમ્ય કૃતિથી પરંપરાથી ચાલતા આવેલા રિવાજને ફેરવી આજે મારે ચંદ્રને બદલે મુકુલજીને રાજસિંહાસન પર આરૂઢ કરવો પડયો છે. પ્રાચીન કાળથી ચાલતી આવેલી પ્રણાલિકામાં આજે મારે હાથે ફેરફાર થયો છે, અને તેથી ચંદ્રના હકને જે નુકશાન થયું છે તે માટે હું ઘણોજ દિલગીર છું. કુમારચંદ્ર પોતાની પ્રતિજ્ઞામાં દૃઢ રહેવાથી આપણી દિલગીરી કોઇ પણ પ્રકારે દૂર થઇ શકી નથી. હવે એ સંબંધી વધારે વિવેચન નહિ કરતાં હું એટલુંજ કહીશ કે પૂર્વે મહારાજા શાંતનુ પણ મારા જેવીજ વિષમાવસ્થાને પ્રાપ્ત થયા હતા. તેમણે પુત્રને પ્રતિજ્ઞા ફેરવવા માટે ઘણું ઘણું સમજાવ્યું પણ દેવવ્રતે

તે માન્યું નહિ. તથાપિ તેમના હૃદયમાં પુત્ર પ્રત્યેનો પ્રેમ ઉભરાઇ આવવાથી તેમણે તેને વરદાન આપ્યું હતું, કે 'તારી ઇચ્છા થશે ત્યારેજ તારો કાળ થશે.' મહારાજા શંતનુની પેઠે હું કુમાર ચંદ્રને વરદાન આપવા સર્વથા અશક્ત છું. તેના આ મહાન સ્વાર્થત્યાગના બદલામાં આ પ્રસંગે મારે તેને યત્કિંચિત્ પણ આપવું જોઇએ. હું તેને તથા તેના વંશજોને યાવચ્ચંદ્રદિવાકરૌ અથવા જ્યાં સુધી મારા વંશમાં મેવાડની ગાદી રહે ત્યાં સુધી કેટલાક હક્ક આપવા ઇચ્છું છું. આ હક્ક આપી હું તેને થએલા નુકશાનનો બદલો વાળતો નથી, કિન્તુ તેણે દર્શાવેલા અપ્રતિમ ઔદાર્યની કદર કરૂં છું.'

'મહારાણાશ્રી ! આપની એ ઇચ્છા ઘણીજ પ્રશંસનીય છે. અમો સર્વ સામંતો આપની ઇચ્છાને સંમત છીએ,' વૃદ્ધસામંત જવાનસિંગે કહ્યું.

થોડીવાર સુધી વિચાર કર્યા પછી રાણાએ ગંભીર ભાવથી કહ્યું:

'મેવાડના રાણા હવે પછી કોઇ સામંતને વા અન્ય મનુષ્યને ભૂમિવૃત્તિ પ્રદાન કરશે, તો તે દાનપત્ર પર રાણાના હસ્તાક્ષર પર ચંદ્રના ખડગનું ચિહ્ન કરવામાં આવશે. એ ચિહ્નરહિતનું દાનપત્ર કદી મંજુર થઇ શકશે નહિ.'

સઘળા સામંતોએ મહારાણાની આ બક્ષીસ આનંદધ્વનિથી વધાવી લીધી.

ત્યાર પછી વૃદ્ધ સામંત જવાનસિંગજીએ ઉભા થઇ આજીજી-પૂર્વક કહ્યું. કુમારશ્રી ચંદ્રદેવે આજે મુકુલજીને હસિત વદને રાજ-તિલક કીધું છે. તેના સ્મારકમાં જ્યારે જ્યારે આ ગાદી પર નૂતન રાણાનો અભિષેક થાય, ત્યારે તે રાણાને રાજતિલક કરી, તેની કમરે વીરવર બાપ્પાનું બે ધારવાળું ખડ્ગ બાંધવાનો અધિકાર, ચંદ્રના વંશજોનેજ આપવા હું મહારાણાને પ્રાર્થના કરૂં છું.'

'જવાનસિંગજી ! આપની એ સૂચના હું ઘણાજ આનંદ સાથે સ્વીકારી લઉં છું.' મહારાણાએ પ્રસન્ન મુદ્રાથી કહ્યું.

'અમે પણ ઘણી રાજીખુશીથી તે સૂચનાને સંમત છીએ.' સઘળા સામંતોએ ગર્જના કરી કહ્યું.

આ ચંદ્રના વંશજોને ચંદાવત કહેવામાં આવે છે. તેમના સ્વામી અને સરદારનું નિવાસસ્થાન સાલુમ્બ્રા છે. મેવાડના સરદારોની સભામાં સાલુમ્બ્રાપતિને સર્વશ્રેષ્ઠ ગણવામાં આવે છે. રાજસભામાં

તે હંમેશાં રાણાના જમણા હાથ પર એક સમાન આસન પર બેસે છે. યુદ્ધવિભાગના મંત્રીપદ પર સાલુમ્બ્રાપતિનેજ નીમવામાં આવે છે. તેઓ એટલા બધા વિશ્વાસપાત્ર ને રાજભક્ત છે કે પાટનગર ચિતોડ પર યદિ કોઇ શત્રુ ઘેરો ઘાલે તો તે પ્રસંગે દુર્ગના મુખ્યદ્વારનું રક્ષણ કરવાનો ભાર ચંદ્રના વંશજોના શિરપર મૂકવામાં આવે છે. લડાઇ પ્રસંગે જ્યારે સેના બહાર જાય છે, ત્યારે તેના અગ્રભાગમાં ચંદ્રના વંશજોનેજ અશ્વારૂઢ થઇ ચાલવાનો હક છે. તાંબાના સિક્કા પાડવાનો હક પણ સાલુમ્બ્રાપતિનો છે. આ સર્વ અધિકાર ચંદાવતનો મુખી સાલુમ્બ્રાપતિ હજી પણ ભોગવે છે. મેવાડની મધ્ય કાળની શોચનીય અવસ્થામાં તેમાં કેટલોક ફેરફાર થઇ ગયો છે.

રાણાની ઉદાર બક્ષીસથી સર્વનાં હૃદય પ્રફુલ્લ થયાં. બધાએ સંતોષ માની લીધો. પછી રાણાએ ચંદ્રને ઉદ્દેશીને કહ્યું:—

‘ પ્રિય પુત્ર ! જાણવા જોગ સર્વ વિષયો તને અવગત છે, તથાપિ આ પ્રસંગે મારે બે વચનો કહેવાની ઇચ્છા છે તે કહ્યા વિના ચાલતું નથી. અત્યારે મુકુલ નાનો હોવાથી રાજ્યનો સર્વ ભાર હું તારા હાથમાં સોંપું છું. તું પ્રજ્ઞ ને રાજનીતિજ્ઞ હોવાથી રાજ્ય આબાદ કરશે, એવી મને સંપૂર્ણ ખાતરી છે. વળી રાજ્યના નાના મોટા ત્રણે શ્રેણિના સામંતો સાથેનો પરાપૂર્વથી ચાલતો આવેલો ઐક્યભાવ તું જાળવી રાખજે. તેમના પ્રતિ તેમના પદને છાજતું વર્તન રાખજે. સર્વની સાહાય્ય લઇ રાજ્યને સુદૃઢ કરવાનું ને તેનું ગૌરવ વધારવાનું કામ હવે તારૂં છે. તારે હંમેશાં સન્માર્ગે ચાલી સદ્ધર્મનું પાલન કરવું. બાળ કુમાર યોગ્ય વયનો થાય ત્યાં સુધી તું પોતેજ રાજા છે, એમ ગણી તું રાજ્ય ચલાવજે; ને જીવતાં સુધી મેવાડનું ગૌરવ જાળવવાનુંજ ચિંતવન કરજે. ‘ જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી ’ નો મહામંત્ર ભણી જીવનપર્યંત દેશસેવા કરજે. ગરીબ અને શ્રીમંત સર્વને એક સરખો ન્યાય આપી સર્વની પ્રીતિ સંપાદન કરજે. પ્રત્યેક કાર્યમાં વૃદ્ધ સામંતોનો અભિપ્રાય લેજે. કદી પણ તેમનું અપમાન કરીશ નહિ. વળી દ્યુતમાં વિનોદ, મૃગયામાં રમત, ગુરુવચનનો અનાદર કરવો એમાં સ્વતંત્રતા, અપરાધીને જવા દેવો એમાં ઉદારતા, અને મનની અસ્થિરતામાં ઉત્સાહની સમાપ્તિ થાય છે એમ તું ધારતો નહિ. તારે પાપીઓની પ્રપંચજાળમાં ફસાઇ કદાપિ કુકર્મ કરવું નહિ. તારી અપર માતા સુશીલ ને સુલક્ષણી

હોવાથી તારા માર્ગમાં આડે નહિ આવે, એમ હું માનું છું; છતાં જો તે અણસમજથી તારા પ્રતિ કદાચ શંકાની દૃષ્ટિથી જુએ, તો તું તેને ધીમેથી સમજાવી તેના મનનું સમાધાન કરજે. દીકરા! તું સુજ્ઞ છે તને વધારે શું કહું? આટલુંજ બસ છે. થોડામાં ઘણું સમજી લેવું એ તારી પ્રકૃતિ છે.'

રાણાનાં ઉક્ત બોધાત્મક વચનો ચંદ્રે શાંતિથી શ્રવણ કીધાં. થોડા વખત પછી તે સર્વ સભાસદોને ઉદ્દેશીને બોલ્યો:–' મેવાડના સિસોદીઆ કુળમાં અવતરી ખરો હકદાર વારસ હોવા છતાં, કેટલાકના હૃદયમાં હોય છે તેવી લોભવૃત્તિનો મારા મનમાં નિવાસ નહિ હોવાથી, રાજ્યશકટ ચલાવવાની મને સર્વથા અનિચ્છા હોય એ સ્વાભાવિક છે. કારણ કે પ્રજાનું કલ્યાણ થાય તેવી રીતે કાર્યભાર ચલાવવો એ ઘણું દુષ્કર કાર્ય છે. જેમ પદવી ઉચ્ચ તેમ જોખમદારી પણ વધારે હોય છે. આમ હોવા છતાં મહારાણાશ્રી મને કાર્યભાર સોંપે છે, તો તેનો મારે આનંદપૂર્વક સ્વીકાર કરવો જોઇએ. જો હું તેમની આજ્ઞાનો અનાદર કરૂં તો પિતૃદ્રોહી ઠરૂં અને જગતમાં મારી અપકીર્તિ થાય.

મારા શાસનકાળમાં પ્રજાને સુખસંતોષ મળે એવો હું પ્રયત્ન કરીશ. પ્રજાનાં સુખદુઃખમાંજ મારૂં સુખદુઃખ સમાએલું છે એમ સમજી હું કારભાર ચલાવીશ. રાજ્યને નિર્ભય કરવા હું મારા સામર્થ્યનો, રાજનીતિની સુધારણામાં મારી બુદ્ધિનો અને પ્રજાનું કલ્યાણ કરવામાં મારા સર્વસ્વનો ભોગ આપીશ. મેવાડની સમસ્ત પ્રજા મારા તરફ જેવા માનથી જુએ છે ને મારા વિષે જેવો ભક્તિભાવ રાખે છે, તેવોજ ભાવ રાખી મને રાજ્યના પ્રત્યેક કામમાં મદદ આપશે એવી હું આશા રાખીશ. ભારતવર્ષની, તેમાં વિશેષ કરીને મેવાડની, રાજાને પ્રભુની પેઠે પૂજનારી પ્રજાની રાજ્યનિષ્ઠા વિષે મને સંપૂર્ણ શ્રદ્ધા છે. અંતમાં હું સર્વ શક્તિમાન પ્રભુ પાસે એવી પ્રાર્થના કરૂં છું કે મને નિર્લોભ ને નિરભિમાન રાખી આ વિશાળ રાજ્યની વ્યવસ્થા કરવાની જે જવાબદારી મારે શિર આવી પડી છે તે નિર્વિઘ્ને પાર પાડવાની મને શક્તિ આપે.'

"ભગવાન એકલિંગજી આપની સર્વ શુભેચ્છાઓ સત્વર પૂર્ણ કરો," રાણાએ અને સર્વ સામંતોએ આશિષ દીધી.

## પરિચ્છેદ ૮ મો.

### મહારાણી કમળાવતી.

કુમાર મુકુલજીને આજે અભિષેક થએલો હોવાથી રાજમહેલમાં આનંદ પ્રસરી રહ્યો હતો. સઘળા સામંતો સાથે ભોજન લઇ રાણાએ રણવાસમાં પ્રવેશ કીધો. આજે માંગલિક પ્રસંગ હોવા છતાં મહારાણાના મુખપર આનંદની છટા જોઇએ તેવી ખીલેલી ન હતી. પાપીઓનો કેવી રીતે પરાભવ કરવો એ વિચારોમાં તે મશગુલ હોવાથી તેના એવી સ્થિતિ હતી. રાણી સાથે હીંચકાપર બેસતાં વિચારોને અળગા કરી રાણીને આલિંગન દીધું. પાસામાં બેઠેલી મહારાણી કમળાવતી ઇંદ્રસહ વિરાજતી શચીના જેવી શોભતી હતી. તેણે સુંદર વસ્ત્રાભૂષણ પહેરેલાં હતાં. આથી તેનું કુદરતી સૌન્દર્ય વધારે દીપી નીકળ્યું હતું. આપણી નવલકથાની આ નાયિકા અત્યારે તરૂણ વયની હતી. નવી જુવાની, અતનુ વિકારની ખીલવણી, રતિમાં વાંકાપણું, માનમાં કોમળતા ને અતિશય લજ્જા: એ પાંચે લક્ષણો અત્યારે તેનામાં પ્રત્યક્ષ જણાતાં હતાં. રણક્ષેત્રમાં જતાં થોડા કાળ સુધી રાણાનો વિયોગ થશે એ વિચારથી મહારાણી સહજ દીલગીર થઇ. એ જોઇ રાણાએ પ્રશ્ન કીધો, 'પ્રિયા! તારી દીલગીરીનું કારણ શું છે?'

'કંઇ નહિ, નાથ! આપ બેઠા હોવા છતાં મને દીલગીર થવાનું કારણ શું હોય? અગર જો મને ઉદાસી હોય તો તે આપના વિયોગના વિચારો માત્રથીજ' રાણીએ પોતાનો મનોભાવ જણાવી દીધો.

'પ્રિયા! એથી ઉદાસ થવાનું કારણ શું? શું તું એમ ધારે છે કે રણવાસમાં પડી રહેવાથી ક્ષત્રિય જીવન સાર્થક થાય છે?' રાણાએ પ્રશ્ન કર્યો.

રાણાનાં એ ઠપકાભર્યા વચનથી રાણી નવાઈ પામી. તે વીર પુત્રી ને વીર પત્ની હતી. ક્ષાત્ર જુસ્સો તેના શરીરમાં ઉભરાઇ આવ્યો. મુખ લાલચોળ બની ગયું. શરીર કંપવા લાગ્યું. તે ઉગ્રતાથી બોલી: 'મહારાજ! આપ આ શું બોલો છો? રાઠોડ કન્યાને મેવાડની મહારાણી બીકણ હોઇ શકે ખરી? સૂર્યનાં કિરણોમાં શીતળતા અનુભવી છે? મહારાજ યુદ્ધ ક્ષેત્રમાં જઇ આપ વિજયશ્રી પ્રાપ્ત

તેથી વધારે સુખ મને બીજું શું? પતિ પરાક્રમની કથા સિવાય ક્ષત્રિય મહિલાઓને બીજો આનંદદાયક વિષય કયો હશે? મહારાજ! શાંતિના વખતમાં આપના સમાગમથી મને જેટલો આનંદ થાય છે તેટલોજ, બલ્કે તેથી પણ વધારે આનંદ આજે આપ ધર્મયુદ્ધ માટે પ્રયાણ કરતા હોવાથી મને થાય છે. નાથ! આપ અમને પ્રાણથી પણ અધિક પ્રિય છો. મારા સૌભાગ્યના આધાર છો. આપજ અમારા બંધુ-સગા, પાલક, દેવતા ને ગુરુ છો. સર્વ કરતાં સ્વામી અમને વિશેષ પૂજ્ય છે. સ્વામીથી અમને કોઇ અન્ય ગુરૂ (આરાધ્ય) નથી.[1]

આપજ દેવસ્વરૂપ તીર્થરૂપ છો. આપના રૂપમાંજ પવિત્ર પુણ્ય સ્વરૂપ ભગવાન છે અર્થાત્ સ્ત્રીઓને તો પતિજ પરમાત્મા છે; જે સ્ત્રી પોતાના સ્વામીપર પ્રેમ નથી રાખતી, તેનો જન્મ વ્યર્થ છે. વળી તે અપવિત્ર, ધર્મહીન ને સર્વ કર્મથી પતિત ગણાય છે. સ્ત્રીએ હંમેશાં પતિ સાથે રહી પતિના ચરણામૃતનું પાન કરવું ને પતિનું ઉચ્છિષ્ટ અન્ન ખાવું, આવી શાસ્ત્રાજ્ઞા છે. તે સર્વ હું સારી રીતે સમજું છું, અને વળી રાજપૂત રમણીના મુખ્ય ધર્મ: દેશભક્ત વીર પુત્રો પ્રસવવા, શીયળવ્રત્તનું પાલન કરવું, ને પ્રસંગવશાત્ સમરક્ષેત્રમાં ઉપસ્થિત થવું એ પણ મારી જાણ બહાર નથી.

' વળી દેહધારીને મરણ તો નિશ્ચિત છે, અંતકાળ આવી પહોંચતાં મનુષ્ય ગમે તેવી સ્થિતિમાં-નિવૃત્તિમાં યા પ્રવૃત્તિ સેવનમાં-હોય તથાપિ મરણ તેને મૂકતું નથી. વખત થતાં કાળ સર્વનો ભક્ષ કરે છે. **मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवित मुच्यते बुधैः।** દેહધારીને મરણ એ સ્વાભાવિક સ્થિતિ છે, જીવિત તો એ સ્થિતિમાં વિકાર માત્ર છે. કવિકુલભૂષણ કાળિદાસનું આ વચન સત્ય છે. કારણ કે જેનો અંતકાળ સમીપ આવેલો હોય છે, તેને મરણ મૂકવાનું નથી; અને જેનો અંતકાળ દૂર છે તે ભલે યુદ્ધક્ષેત્રમાં જાય, ગમે તેવું વિષપાન કરે, આત્મહત્યા કરવાને ગમે તેવી પેરવી કરે પણ કાળ તેને નિર્ભક્ષ ગણી તજી દે છે, માટે રણાંગણ પ્રતિ ગમન કરતાં આપ સર્વ આસક્તિ છોડી દો. જગતમાં આપના જેવો

---

[1] **पतिर्बन्धुः पति र्भर्ता दैवतं गुरुरेव च।**
**सर्वस्माच्च गुरुःस्वामी न गुरुःस्वामीनः परः॥**
સ. વૈ. પુ. અધ્યાય ૧

વૈભવ કોણે ભોગવ્યો છે? આપના જેવી કીર્તિ કોણે પ્રાપ્ત કરી છે? આપના જેવું ગૌરવ કોનું વધ્યું છે? આપે હવે જગતના સ્વાર્થ તરફ દૃષ્ટિ રાખવી ન જોઇએ, પણ અક્ષય્ય કીર્ત પ્રાપ્ત કરવાની વૃત્તિ રાખવી. પ્રાણેશ! આ તીક્ષ્ણ તરવારથી યવનોનો નાશ કરો, અને તેમ કરતાં કદાચ સ્વર્ગે સીધાવશો, તો હું પરલોકમાં આપની અર્ધાંગના બની હાજર રહીશ. માટે નિઃસંકોચ દીલે આપ કર્તવ્યપરાયણ રહી પૂર્વજોની ગગનચુંબિત કીર્તિને વિશેષ પ્રદીપ્ત કરો.' રાણીએ સ્ત્રી ધર્મ વિસ્તારપૂર્વક સમજાવતાં રાણાને કર્તવ્યનું ભાન કરાવ્યું.

પત્નીનાં વચન સાંભળી રાણો મુદિત થયો. મનમાં તે તેનાં વખાણ કરવા લાગ્યો. થોડીવાર સુધી મૌન ધારણ કર્યા પછી તે બોલ્યોઃ 'પ્રિયે! સુપ્રસિદ્ધ પ્રતાપી બાપ્પાનો વંશજ આજે યુદ્ધમાં જતાં શું ડરશે? પ્રિયે! પ્રભાત પૂર્વેજ અહીંથી પ્રયાણ કરવાનું છે. ઇશ્વરેચ્છા હશે તો યુદ્ધમાં વિજય મેળવી હું પુનઃ પાછો આવીશ. કદાચ રણાંગણમાંજ મૃત્યુ થશે તો સ્વર્ગપદ પ્રાપ્ત થશે.' આમ બોલતાં બોલતાં રાણાના શરીરમાં શાર્યનો આવિર્ભાવ થયો. તેની મુખકાંતિ પ્રકાશવા લાગી. યુદ્ધના સમાચાર સાંભળી ક્ષત્રિયને થવો જોઇએ તેથી વિશેષ આનંદ રાણાને થયો. વૃદ્ધત્વને લીધે ક્ષીણત્વ ધારણ કરતાં તેનાં ચક્ષુ વિદ્યુત્ પ્રભાયુક્ત દેખાયાં. મૂછપર હાથ ફેરવતાં ફેરવતાં રાણો ક્ષણવાર મૂક બની ગયો.

'પ્રભો' રાણીએ વીરોચિત વાણીથી કહ્યુંઃ 'જો આપ સમરક્ષેત્રમાંજ વીરગતિને પ્રાપ્ત થશો તો આપને સ્વર્ગપદની પ્રાપ્તિ થશે. વળી શાસ્ત્રકારોના મત પ્રમાણે તીર્થક્ષેત્રમાં દેહ પડવાથી મોક્ષ મળશે. આમ ઉભય લાભ નિશ્ચિત છે. જો આપનો દેહોત્સર્ગ થશે તો હું આપનુ અનુગમન[1] કરીશ. માટે કોઇ પણ જાતની ચિંતા રાખ્યા વિના સુખેથી રણક્ષેત્રમાં સિધાવો, અને રણમાં રંગ બતાવી જય પ્રાપ્ત કરો વા ત્યાંજ ભૂશાયી થઇ આ લોકમાં કીર્તિ અમર કરો. સ્વર્ગમાં રહી આપણે અનંત કાળ પર્યંત પરમ સુખ અનુભવીશું.' રાણીએ પતિના મતનું સમર્થન કીધું.

પ્રફુલ્લ વદને રાણો બોલ્યોઃ 'પ્રિયે! જો સમરાંગણમાંજ મારો દેહોત્સર્ગ થાય તો તમે પણ મારૂં અનુગમન કરવા ઇચ્છો છો કે શું?'

રાણાના ઉક્ત પ્રશ્નથી રાણી ચકિત બની ગઇ. તે ગંભીર વાણીથી બોલીઃ 'મહારાજ! આપ આ શું બોલો છો? એ પ્રશ્ન

૧ પાછળ આવવુ તે.

પૂછવામાં આપનો શો હેતુ છે? એ પ્રશ્નથી મારૂં હ્રદય દુઃખી થાય છે. શું આપ રાજપૂત મહિલાઓના ધર્મથી અજ્ઞ છો? કુલધર્મનું પાલન કરવામાં હું કોઇ પણ રીતે પ્રમાદ કરીશ નહિ. બોલો, બોલો, નાથ! એ પ્રશ્ન પૂછવામાં આપનો શો હેતુ છે?'

'રાણીજી' રાણાએ પત્નીના મુખનું નિરીક્ષણ કરતાં કહ્યું: 'આપના વર્તનમાં મને કિંચિત શંકા નથી. આપનું વર્તન મેવાડની મહામાતાઓના જેવું પવિત્ર ને ચંદ્રપ્રભા જેવું નિર્મલ છે. એ પ્રશ્ન પૂછવામાં મારો કોઇ ક્ષુદ્ર નહિ પરંતુ મહત્તનો હેતુ છે. તેની જિજ્ઞાસાથીજ મેં એ પ્રશ્ન કીધો છે.' રાણાએ પોતાના પ્રશ્નને દઢ કર્યો.

રાણાનાં ઉક્ત વચન સાંભળી રાણીને શંકા થઇ કે રખેને પતિનું ચિત્ત મારામાં લાગ્યું હોય! તેને વિચાર થયો, કે જો તેમ હોય તો રણાંગણમાં જઇ તેઓ શું દરદળ મારવાના હતા? ક્ષણભર તે આવાજ વિચારોમાં વિલીન બની રહી. તેણે ઉંડા ઉતરી રાણાના હ્રદયની પરીક્ષા કરવા માંડી, તો તેને તે નીડર અને નિર્મોહ જણાયું. તે પોતે કીધેલા ક્ષુદ્ર અનુમાન માટે પસ્તાવો કરવા લાગી. જેમ જેમ તેને રાણાની પાછલી કારકીર્દિનું સ્મરણ થવા લાગ્યું, તેમ તેમ તેનો પશ્ચાત્તાપ વૃદ્ધિંગત થયો. થોડીવાર પછી તે બોલી: 'સાધ્વી રમણી પતિના મરણ પછી શું જીવન ધારણ કરશે? ગૌરી દેવીના કથન પ્રમાણે, જે સ્ત્રી પોતાના સ્વામીને સમરક્ષેત્રમાં સૂતેલા જોઇને, પોતે જીવવાની ઇચ્છા રાખે છે તેને કદી પણ મોક્ષ મળતો નથી. કિન્તુ તે અસુર યોનિમાં પિશાચિની રૂપે અનંત કાળ પર્યંત ભ્રમણ કરે છે. આમ હોવાથી જો હું જીવનપ્રિય બનું તો જગતમાં મારી અપકીર્તિ થાય, હું ઘોર પાપિણી બનું. સ્વર્ગમાં પણ મારી ગતિ ન થાય. માટે મહારાજ! ન કરે નારાયણ ને જો આપનો ત્યાંજ દેહોત્સર્ગ થશે તો એ અશુભ વર્તમાન સાંભળી એક ક્ષણ પણ વિલંબ કર્યા વિના, હું સતી થઇ આપની સેવામાં ઉપસ્થિત થઇશ.'

રાણાએ પુનઃ પૂછ્યું, 'ચંદ્રાનને! જો તમે મારૂં અનુગમન કરશો તો પછી મુકુલજીની સંભાળ કોણ લેશે? હજી તેને પાંચ વર્ષ પુરાં થયાં નથી. લાયક ઉમ્મરનો થાય ત્યારે તે સારી રીતે રાજ્ય ચલાવી શકે તેવો બનાવવો એ તમારૂં કર્તવ્ય છે. માટે પુનઃ સ્થિર ચિત્તે વિચાર કરો.'

'નાથ! ભગવાન એકલિંગજીની કૃપાથી બાળ કુમારમાં સર્વ તોગતિન ગુણો સૂક્ષ્મ રૂપે રહેલા છે. એ ગુણોને પોષી ખીલવવાનું

કામ કુમાર ચંદ્રને સોંપી હું તેમાંથી મુક્ત થઇશ. ચંદ્ર મને મુકુલ જેટલોજ વહાલો છે. તેણે રાજ્યકારભાર ચલાવવાનું માથે રાખવાથી અને તેના પર મને સંપૂર્ણ વિશ્વાસ હોવાથી મારે તે સંબંધી ફિકર રાખવા જેવું નથી. બાળ કુમારની હું તેને સુપરત કરી મારો ધર્મ સાચવીશ.' રાણીએ યોગ્ય ઉત્તર આપ્યો.

'પ્રિયે! તારૂં કથન અક્ષરશઃ સત્ય છે. મને પણ ચંદ્ર ઉપર દૃઢ વિશ્વાસ છે. તે ઉદાર દીલનો અને દૃઢપ્રતિજ્ઞ હોવાથી રાજ્યનું અમંગળ થવાની શંકા તો નથીજ. વળી ભગવાન કરશે તો મુકુલ પણ પરાક્રમી નીવડશે. વીર માતા વીર બાળકોનેજ જન્મ આપે છે. પણ રાણીજી! બાળકને કેળવવાનું કામ તેની માતા જેવું કરી શકે છે તેવું બીજાથી બનતું નથી. એક સુશિક્ષિત માતા સો શિક્ષકોથી પણ અધિક છે. એ તમને સમજાવવાની જરૂર નથી. જો કે ક્ષત્રિયાણીઓ પોતાનાં બાળકોને પયપાન સાથેજ શૌર્યપાન કરાવે છે, અને તેના શરીર સાથેજ વીરોચિત ગુણોને પણ ખીલવે છે, તથાપિ તેટલાથીજ તેનું કાર્ય પરિસમાપ્ત થતું નથી. માટે તમારો વિચાર અયોગ્ય છે.' રાણીના વિચારને શિથિલ કરવાના ઉદ્દેશથી રાણાએ કહ્યું.

'મહારાજ! કુલધર્મથી ભ્રષ્ટ થવાની સંમતિ મને આપ ન આપો. મને મારા નિશ્ચયનેજ વળગી રહેવા દો. મારાથી આપનો વિયોગ સહન નહિ થાય. વીર નારી સંયુક્તાનું જ્વલંત[1] દૃષ્ટાંત શું આપને સ્મરણમાં નથી? યુદ્ધ સમાપ્ત થાય ત્યાં સુધી કેવળ જળપાન કરી શરીરને ટકાવી રાખવાની તેમની દૃઢ પ્રતિજ્ઞા, અને મહારાજા પૃથ્વિરાજના મરણ પછી પોતાના સુકોમળ શરીરને પ્રજ્વલિત[2] ચિતામાં સમર્પણ કરવાનું સાહસ વિચારતાં, કયી રાજપૂતસ્ત્રીને પોતાનું જીવન પ્રિય લાગશે?' રાણીએ દૃષ્ટાંત આપી પોતાનો નિશ્ચય દૃઢ કીધો.

'પ્રિયે! તું શોચ ન કર. વીર માતા કર્મદેવીનું દૃષ્ટાંત જો. રૂદ્રાવતાર મહારાણા સમરસિંહ, જ્યારે કુરૂક્ષેત્રના કુરૂક્ષેત્રમાં યવનોના કપટાચારમાં ફસાઇ કૈલાસવાસી થયા; ત્યારે વીરમાતા કર્મદેવીએ શું કર્યું હતું? પરિસ્થિતિનો વિચાર કરતાં પતિસહગમન તેમને અયોગ્ય જણાયું. તેમણે ધર્મના રક્ષણ માટે, યવનોના ભીષણ અત્યાચારમાંથી પોતાની જન્મભુમિનો ઉદ્ધાર કરવા માટે, જીવન ધારણ કરી કુલ-ગૌરવની રક્ષા કરી. જ્યારે યવન સરદાર કુતુબ-ઉદ્-દીને ચિતોડ પર

૧ પ્રકાશિત ૨ સળગતી.

આક્રમણ કીધું, ત્યારે એ વીર માતાએ અપૂર્વ પરાક્રમ ને તેજસ્વિતા બતાવી યવન સરદારને ઘાયલ કરી નસાડયો. માટે પ્રિયે ! તું પણ એ વીર માતાના પગલે ચાલવાનો નિશ્ચય કર.'

'નાથ ! એ મહામાયાને જીવન ધરી રાખવાનું કારણ હતું. બાળ રાજા કરણસિંહ છેક લઘુ વયના હોવાથી, રાજકાર્યભાર ચલાવવાનું કામ તેમને શિર હતું. પણ નાથ ! મારે તો તેવું કંઇ પણ કારણ નથી. માટે આપ મને ઇષ્ટ કાર્યમાં પ્રતિરોધ[1] ન કરો.' રાણીએ યોગ્ય કારણ દર્શાવી પ્રાર્થના કરી.

'નહિ, નહિ પ્રિયે ! રાજ્યશકટ ચલાવવું એ કાંઇ જેવું તેવું કામ નથી. ચંદ્ર જો કે રાજ્ય ચલાવવાને સમર્થ છે, તથાપિ તે બાળક તે બાળક. કયે પ્રસંગે કઇ રાજનીતિનું અવલંબન કરવું તે એ ન સમજે. એવે પ્રસંગે પકવ વયના અનુભવી માણસની ખાસ જરૂર છે, અને તેથીજ હું તને આગ્રહ કરૂં છું.'

રાણાનો અત્યાગ્રહ જોઇ મહારાણી વિચારમાં પડી. રાણાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું તેને ઠીક ન લાગ્યું. હવે પોતાની આંતરિક ઇચ્છાને દાબી દઇ તેણે મૌન ધારણ કીધું. તેના મૌનત્વથી તેનો નિશ્ચય રાણાના જાણવામાં આવ્યો.

આ વખતે રાત્રિના લગભગ બે વાગી ગયા હતા તેથી બંને જણે નિદ્રાદેવીના અંકમાં સ્થાન લીધું. પ્રભાતપૂર્વે શય્યામુક્ત થઇ, દંતધાવનાદિ કાર્યથી પરવારી અનેક વિદ્વાન બ્રાહ્મણો સમક્ષ રાણાએ પોતાના ઇષ્ટ દેવ એકલિંગજીનું પૂજન કીધું. ત્યારપછી શંખધ્વનિ કીધો ને વિજયડંકો વગડાવ્યો. સમસ્ત મેવાડમાંથી અહીં જમા થએલા રણોન્મત્ત સૈનિકોને વિદિત થયું, કે હવે સમરક્ષેત્રાભિગમન[2] કરવાનું છે. મેવાડની વિજયવતી રક્ત યશપતાકા ઉભી કરવામાં આવી. તેની નીચે સર્વ સૈનિકો એકત્ર થઇ ગયા. તેઓ સર્વ યુદ્ધમાં જઇ વિજય પ્રાપ્ત કરવાના વિચારમાં વિમગ્ન બની ગયા હતા. ક્ષણે ક્ષણે હર ! હર ! મહાદેવ !! 'જય એકલિંગજી !' ના ધ્વનિથી તેઓ પૃથ્વીને કંપાવતા હતા. સૈનિકોની વીર હાકો, અશ્વોનો ખણખણાટ, તરવારોના ખડખડાટ, ને પ્રભાતનાં બાલ-રક્ત કિરણોમાં ભાલાઓનો ચળકાટ: એ સર્વથી સૈનિકોના આનંદમાં બેવડી વૃદ્ધિ થતી હતી. શંખધ્વનિ અને વિજયડંકાના પ્રચણ્ડ ધ્વનિથી આખું મેવાડ ગાજી રહ્યું. સર્વ

---

૧ અટકાવ. ૨ લડાઇના મેદાન તરફ જવું.

મેવાડવાસીઓને જાણ થઇ કે મહારાણાશ્રી તીર્થક્ષેત્રના સંરક્ષણાર્થે ગમન કરે છે. તેઓ સર્વ રાણાને આશિષ આપવા લાગ્યાં. શંખ અને ડંકાના ત્રણવાર ઘોર ધ્વનિ થયા પછી રાજપૂત સેનાએ પ્રસ્થાન કીધું.

---

## પરિચ્છેદ ૯ મો.

### ચંદ્ર અને કમળાવતી.

મહારાણા લાક્ષસિંહના ગયા પછી ચંદ્રે હોશિયારીથી રાજ્યકાર્યભાર ચલાવવા માંડ્યો. તે પ્રજાનું કલ્યાણ કરવાની વૃત્તિવાળો હોવાથી, સર્વ પ્રજા તેને ચહાતી હતી. તેની ન્યાયી શાસનપદ્ધતિથી પ્રજા તેને પિતા તુલ્ય ગણતી હતી. રાજ્યમાં સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ હતી. અખિલ ભારતવર્ષમાં તેની ઉત્તમ આદર્શ રાજ્યનીતિનાં વખાણ થતાં હતાં. પ્રજા તેને શ્રી રામચંદ્રનો દ્વિતીય અવતાર માનતી હતી. આખા મેવાડના રાજ્યમાં ઇશ્વરની કૃપા વરસતી હતી, અને ચંદ્ર જેવા પ્રજાહિતચિંતક નરેશના અમલમાં ઇશ્વરકૃપા વરસે તેમાં નવાઇ પણ શી? પૂર્ણિમાનો રજનીકાન્ત પૃથ્વી ઉપર અમૃત વરસાવે તેમાં શું આશ્ચર્ય ! આખો દેશ વૈભવમત્ત બનેલો હતો. પ્રત્યેક વ્યક્તિ નિર્ભય બની પોતાનો કાળ સુખચેનમાં વ્યતીત કરતી હતી. મેવાડમાં એક પણ સ્ત્રી એવી ન હતી કે જેના શરીર પર સુવર્ણના અલંકાર ન હોય! એક પણ મનુષ્ય એવું ન હતું, કે જે ભયભીત બની આમતેમ ભ્રમણ કરતું હોય! એક પણ મંદિર એવું ન હતું કે જેમાં વૈભવવિલાસનાં વિપુલ સાધનોનો અભાવ હોય! એવું એક પણ મનુષ્ય ન હતું કે જે ચંદ્રદેવની રાજ્યનીતિથી અપ્રસન્ન હોય!

ચંદ્રે આટલી બધી કીર્તિ ને પ્રજાની પ્રીતિ પ્રાપ્ત કરી હતી છતાં તે અભિમાનથી દૂર રહ્યો હતો. મદ ને તો તે ઓળખતો પણ ન હતો. હંમેશાં તે વિનયશીલ વર્તન ચલાવતો હતો. અધિકાર એક એવી વસ્તુ છે, કે તે મનુષ્યને છતે ચક્ષુએ આંધળો બનાવી દે છે. ઓ સત્તા દેવી! તેં તારા કેટલા ભક્તોને અંધ બનાવી દીધા છે? કેટલા મનુષ્યો તારા પાશમાંથી મુક્ત થવા પામ્યા છે? મનુષ્યને તું ક્યારે સત્યને માર્ગે ચાલવા દે છે? અહંકાર ને અવિનય એ તારા બંને પુત્રોએ કેટલા જનોને પ્રમાદી બનાવી દીધા છે? ઓ મહા-

માયા! તું અસ્થિર હોવા છતાં તારૂં ખરૂં સ્વરૂપ કયારે બતાવે છે? તારા આગળ વિદ્વાનોનાં ડહાપણ પણ નિરર્થક નીવડે છે! મહામાયા! તને સર્વથા પ્રણામ છે! ચંદ્રની પેઠે તારાથી અલિપ્ત રહેનારા મનુષ્યો દુર્લભ છે. એવા મનુષ્યો સમજે છે કે, આપણે પ્રથમ ન્યાયથી વર્તવું જોઇએ. કારણ કે **યથા રાજા તથા પ્રજા.** ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને યોગ્યજ કહ્યું છે કે; 'શ્રેષ્ઠ જન જે આચરે તે, સાધારણ જન આચરે છે. અને શ્રેષ્ઠ જન જેને માને તેનેજ સાધારણ માણસો પણ માને છે.' વળી શુક્રનીતિમાં કહ્યું છે કે—'રાજા, પ્રજાને ધર્માધર્મ શીખવવાથી સારાનરસા યુગને પ્રવર્તાવનાર થાય છે. માટે ખરાબ સમય થવામાં પ્રજાનો દોષ નથી, કિન્તુ રાજાજ દોષપાત્ર છે. કારણ કે પ્રજા હંમેશાં રાજા પ્રસન્ન થાય તેવાં કર્મ કરવા તત્પર રહે છે. માટે રાજા પોતાનો ધર્મ વિચારી ચાલે તો પ્રજા પણ તેના પગલે ચાલે છે.' ચંદ્રના શાસનકાળમાં પ્રજા સુખી હતી તે ઉપરથી **યથા રાજા તથા પ્રજા** એ કથનની સત્યતા પુરવાર થતી હતી.

ચંદ્ર આટલી બધી સત્તાનો અધીશ્વર હતો કિન્તુ બાળરાણાનેજ તે રાજા ગણતો. અને તેને રાજાને ઉચિત સર્વ માન આપતો. ફક્ત બાળરાણા વતીજ પોતે અમલ ચલાવે છે એમ તે જણાવતો. ખરેખર તેનું હૃદય ધવલ હતું. તેમાં સ્વાર્થ કે લોભનો અંશ માત્ર પણ ન હતો. જે સ્વાર્થ તેણે પોતાના હાથેજ તજી દીધો હતો, તે સ્વાર્થથી તે પુનઃ લોભાયો નહિ! ઘણાક માણસો આબરૂને ખાતર કોઈ વખત સ્વાર્થનો ત્યાગ કરે છે, કિન્તુ વખત જતાં તે પોતાના મનમાં પશ્ચાત્તાપ કરે છે. ચંદ્ર આ કોટિનો મનુષ્ય ન હતો. તેના મનમાં પોતાની પ્રતિજ્ઞા માટે કિંચિત પણ પશ્ચાતાપ થતો હતો નહિ. કોઇ પણ કાર્યથી પોતાની પ્રતિજ્ઞા ભંગ ન થાય એ ચિંતા હમેશ તેના મનમાં રહેતી. તેથી તે લોકાપવાદથી ડરીને દરેક કામ કરતો. વળી જ્યારે જ્યારે બારીક પ્રસંગ ઉપસ્થિત થતો ત્યારે તે સંબંધી મંત્ર[1] કરવા અનુભવી, દીર્ઘદર્શી ને વૃદ્ધ સામંતોના અભિપ્રાય લેતો, ને તેમના કહેવા પ્રમાણેજ ચાલતો. રાજનીતિમાં તેની એટલી બધી નિપુણતા હતી કે તેથી સઘળા સામંતો ચકિત થતા હતા. સઘળા એમજ માનતા કે રૂદ્રાવતાર મહારાણાશ્રી સમરસિંહનો આ બીજો અવતાર છે! રાજનીતિમાં, શંકરભક્તિમાં, પરાક્રમમાં ને આચારવિચારમાં બંને સરખા હતા. વળી બંને સ્વદેશાનુરાગી[2] ને કુલાભિમાની હતા.

૧. છૂપો વિચાર. ૨. સ્વદેશપ્રેમી.

પોતાની અપર માતા કમળાવતી ઉપર પણ તે ઘણો પ્રેમ રાખતો. પૂજ્ય ભાવનાથી તે રાજમાતાની આજ્ઞાને અધીન રહી કાર્ય કરતો. કમળાવતીને તે પોતાની સગી માતા પ્રમાણેજ લેખતો. દરરોજ એક વખત તે તેને પ્રણામ કરી આવતો, ને જે તે પ્રકારે તેને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરતો. રાણી ચંદ્રના આવા સાધુ વર્તનથી હંમેશાં તેના પર પ્રસન્ન રહેતી. તે મુકુલમાં ને ચંદ્રમાં કાંઇ પણ ભેદ રાખતી નહિ. ચંદ્રના સઘળા સદ્‌ગુણો જાણતી હતી. વખતોવખત તે પ્રસન્નકંઠે ચંદ્રનાં વખાણ કરતી. હંમેશાં તેને 'પુત્ર' કહી બોલાવતી. ચંદ્ર ઉપરનો તેનો વાત્સલ્ય ભાવ ખરેખર આપણને ચકિત કરી નાખે તેવો હતો.

એક વખત ચંદ્ર શિકારે ગયો હતો. અગાઉ કહ્યા પ્રમાણે શિકારનો તેને ઘણો શોખ હતો. [1]સમવયસ્ક મિત્રો સાથે અશ્વને દોડાવતો તે ઘણે દૂર નીકળી ગયો. પહાડની એક ગુફામાં દૂરથી તેણે એક વાઘનું બચ્ચું જોયું. ચંદ્ર તેની પૂઠે પડયો. આ વખતે લગભગ સંધ્યાકાળ થયો હતો. કૃષ્ણપક્ષની રાત્રિ ચાલતી હોવાથી સર્વત્ર અંધકાર પ્રસરી ગયો હતો; તે જાણે નિશાદેવીએ કૃષ્ણવસ્ત્રો પરિધાન કર્યાં ન હોય! અંધારામાં ચંદ્ર પોતાના સાથીઓથી છૂટો પડી ગયો, શિકારના આનંદમાં ને આનંદમાં તે આગળ વધવા લાગ્યો. ઘણે દૂર ગયા પછી એક ગુફામાં પ્રવેશ કરતાંજ તે વ્યાઘ્રબાળને તેણે ગતઃપ્રાણ કરી દીધું. મનઃકામના પૂર્ણ થવાથી તેને ઘણો આનંદ થયો. પણ તે આનંદ ઝાઝી વાર ન ટકયો. તે બાળવ્યાઘ્રનો છેલ્લો મરણકાળનો–અવાજ સાંભળી મદમત્તા બનેલી, એક વિકરાળ વાઘણ પ્રચણ્ડ નાદ કરતી, ગુફામાંથી બહાર આવી. પોતાના બચ્ચાને ભૂશાયી બનેલું જોઇ તેના ક્રોધની સીમા રહી નહિ. ચંદ્ર ઉપર તેણે પ્રાણઘાતક હુમલો કીધો. તે વખતે જો એક વીર રજપૂત યુવક તેની મદદમાં ગયો હોત નહિ તો અવશ્ય ચંદ્રનું મૃત્યુ થયા વિના રહેત નહિ. જો કે ચંદ્ર આ વખતે મરણના મુખમાંથી છૂટયો હતો, કિન્તુ તેને થએલો જખમ ભયંકર હતો. કેટલીક વાર સુધી જખમમાંથી [2]રક્તસ્રાવ ચાલુ રહ્યો. ત્યાર પછી તે વીરમિત્રની સારી [3]સુશ્રુષાથી લોહી બંધ થઇ ગયું. જંગલમાંથી તે ચંદ્રને પાસેના ગામડામાં લઇ ગયો. ધર્મશાળામાં તે બંને જણે આખી રાત્રિ ગુજારી. પ્રભાત થતાં એક મ્યાનો ભાડે કરી કુમારને તેમાં બેસાડી ચિતોડ તરફ ચાલ્યા.

---

૧ સરખી વયના. ૨ લોહીનું વહેવું. ૩ સેવાથી.

આ તરફ લાંબી રાત્રિ સુધી કુમારનું આગમન થયેલું નહિ હોવાથી અંતઃપુરમાં રડારોળ થઇ રહ્યો. શિકારમાંથી પાછા ફરેલા ચંદ્રના સાથીઓને જોઇ હમણાં કુમાર આવશે એમ ધારી સર્વ અનિમિષ દૃષ્ટિએ ચંદ્રના આગમનની રાહ જોતાં હતાં. રાજમહેલમાં સર્વ માણસો શોકાકુલ બની ગયાં. રાજમાતાના શોકનો તો પાર જ ન રહ્યો. તેમની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. દેવદેવીઓની સ્તુતિ કરવા માંડી. અનેક પ્રકારની કઠણ બાધા આખડીઓ પણ રાખી. ચોતરફ ચંદ્રની ભાળ કાઢવા માણસો દોડાવ્યાં પણ કંઇ પત્તો લાગ્યો નહિ. રાતની રાતમાં બને તેટલા સઘળા પ્રયત્ન રાણીએ કીધા પણ તે સર્વ નિષ્ફળ નીવડયા. પ્રભાત થયું તથાપિ રાજમાતાની ચિંતા દૂર થઇ નહિ. તેઓ અન્નજળની આખડી લઇ ભગવાન એકલિંગજીનું સ્મરણ કરતાં બેસી રહ્યાં. એમ કરતાં લગભગ એક પ્રહર દિવસ ચડયો. ચિતોડના દરવાજામાં રાજકુમારનો મ્યાનો દાખલ થયો. આખા નગરમાં આ શુભ વર્તમાન પ્રસરી ગયા. કમળાવતીએ દોડી આવી પુત્રનાં ઓવારણાં લીધાં. તેમની આંખોમાંથી અસ્ખલિત રીતે હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. પુત્રના શિર પર હાથ ફેરવી 'ભગવાન તારૂં રક્ષણ કરો' એમ તે બોલ્યાં. આખા રાજમહેલમાં ને નગરમાં આનંદ આનંદ થઇ રહ્યો. પ્રજાપ્રિય કુમાર મરણના પંજામાંથી મુક્ત થઇ ઘેર આવ્યા, તે નિમિત્તે નગરમાં નાનાવિધ ધાર્મિક ક્રિયાઓ થવા માંડી. રાજકોષમાંથી પુષ્કળ દ્રવ્ય ધર્માદા વાપરવા કાઢયું. તીર્થક્ષેત્રોમાં પુષ્કળ ભેટ સોગાદ મોકલી આપી. રાજભક્ત પ્રજાએ પણ આ કાર્યમાં ઉત્સાહથી સારો ભાગ લીધો.

આમ ચંદ્રે પિતાએ સોંપેલો કાર્યભાર નીતિથી ચલાવ્યો અને પિતાને આપેલું વચન પરિપૂર્ણ પાળ્યું. ધન્ય છે એવા નીતિમાન પુરૂષને! વાંચનાર! પૂર્વે ભારતવર્ષની જે સ્થિતિ હતી, પૃથ્વી પર તેણે જે શ્રેષ્ટતા સંપાદન કીધી હતી, તે આવાંજ વીરરત્નોના પુણ્ય પ્રભાવથી. ભારતભૂમિએ ચંદ્ર જેવાં એક નહિ પણ અનેક રત્નોને જન્મ આપી વીર જનનીનું ગૌરવયુક્ત પદ પ્રાપ્ત કીધું છે. પૂર્વે ભારતવર્ષની પ્રજા જે ઉચ્ચ સ્થિતિ ભોગવતી હતી, તે આવાં વીરરત્નોના પ્રકૃષ્ટ પ્રતાપથી. ચંદ્ર જેવા નીતિમાન, ધર્મવીર અને દૃઢપ્રતિજ્ઞ પુરુષોના સદ્ગુણો એક નહિ પણ અનેક રીતે–પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે–જનસમાજમાં પ્રવેશતા, ને તેથી પ્રજા સદ્ગુણી બનતી. મનુષ્યના વિચાર જો કે બહાર નીકળ્યા ન હોય તોપણ તે સમાજ

પર અસર કરવાને સમર્થ છે, તો પછી ચંદ્ર જેવા મહા પુરુષના ઉચ્ચ અનુકરણીય વર્તનની અસર સમાજપર થાય તેમાં શી નવાઇ ? આમ હોવાથી પૂર્વની ભારતપ્રજાના સુદ્દગુણો વિષે આપણે જે કંઇ સાંભળીએ છીએ તે કબુલ કર્યા વિના ચાલે તેમ નથી. પૂર્વે ભારત-પ્રજા નીતિમતી ને ધર્મનિષ્ટ હતી. અપૂર્વ શાંતિમાં તે કાળ નિગર્મન કરતી હતી. જ્યાં ચંદ્ર અને ભીષ્મ જેવા દઢ પ્રતિજ્ઞ પુરુષો થઇ ગયા છે; જ્યાં હરિશ્ચંદ્ર અને યુધિષ્ટિર જેવા એકવચની રાજાઓ થઇ ગયા ગયા છે; જ્યાં દેવવ્રત ને પુરૂ જેવા પિતૃભક્ત પુરુષો પાકયા છે; જ્યાં જનક ને સમરસિંહ જેવા પુનિત આત્માઓએ દેહ ધારણ કીધા છે; જ્યાં રંતિદેવ ને સગાળશા જેવા પરોપકારી પુરુષોનો પ્રાદુર્ભાવ થયો છે; જે દેશને સીતા, અહલ્યા, તારાદિ પતિપ્રાણા સ્ત્રીઓએ પુનિત પાદસ્પર્શથી પવિત્ર કીધો છે; જે દેશમાં ગાર્ગી, મૈત્રેયી અને લીલાવતી જેવી પંડિતાઓએ પોતાના જ્ઞાનનો પ્રસાર કીધો છે; તે દેશમાં પૃથ્વીરાજ, અમરસિંહ, પ્રતાપ, શિવાજી, દાદાભાઇ, ગોખલે, ગાંધી અને કર્મદેવી, પદ્મિની, અહલ્યાબાઇ જેવાં ઉમદા રત્નો પાકે તેમાં શી નવાઇ ? સર્વથા સમુદ્ર રત્નોનોજ ભંડાર છે. ચંદ્રમાંથી શીતળતાજ વરસે છે. મહાનુભાવ પુરુષોથી વસાયલો દેશ હંમેશાં સુખી ને સંતોષી હોયજ. જ્યાં નીતિનો વાસ છે, જ્યાં ધર્મનું પાલન થાય છે, ત્યાં હંમેશાં જય છે. ત્યાં ઇશ્વરની કૃપા સદાયે વરસ્યાંજ કરે છે.

પણ વાચનાર ! જગતમાં એકજ નિયમ સદૈવ ક્યારે પ્રવર્તે છે ? જેમ કોઈ પણ પદાર્થની સ્થિતિ હંમેશાં અવિચળ રહેતી નથી તેમ કોઈ પણ પ્રથા–કોઇપણ વિચાર–પણ હંમેશાં અસલ સ્વરૂપમાં રહેતા નથી. દરેકમાં કંઇને કંઇ ફેરફાર થાય છે. ફેરફાર થવો એ કુદરતનો મુખ્ય કાનુન છે. આપણે દેખીએ કે ન દેખીએ તો પણ એ ફેરફાર તો હંમેશાં થવાનોજ. પ્રિય પાઠક ! તું જરા વિચાર કર, ભૂતકાળમાં દૃષ્ટિ ફેરવ ને જો, કે તને કયા પદાર્થમાં, કઇ ઘટનામાં, કયા વિચારમાં, ફેરફાર થએલો નથી જણાતો ? આપણી સ્થિતિમાં શું ફેરફાર નથી થતો ? અરે ! સહેજ આગળ વધીને આપણે એમ પણ કહી શકીએ કે ફેરફાર ન થાય તો દુનિયા ચાલેજ નહિ. કોઇ પણ વસ્તુ એકજ રૂપમાં કેટલો વખત ચાલુ રહેશે, તેમાં ક્યારે પરિવર્તન થશે, તે ક્યારે નવીન સ્વરૂપ ધારણ કરશે તે આપણે ચોકસ જાણી શકતા નથી; તથાપિ અનુભવથી દૃષ્ટાંતથી ને જ્ઞાનથી તેમાં ફેરફાર થશે એમ આપણે માનીએ છીએ. ચંદ્રનો આવો

ઉજ્જવલ અમલ ચાલુ હતો. રાજમાતા કમળાવતી જે ચંદ ઉપર વાત્સલ્ય ભાવ રાખતી હતી, તેમાં પણ પરિવર્તન તો થવાનુંજ હતું પરંતુ તે ક્યારે થશે તેની ઇશ્વર સિવાય અન્યને ક્યારે ખબર હતી ? પામર મનુષ્યને તેની ખબર ક્યાંથી હોય ?

## પરિચ્છેદ ૧૦ મો.

### લાક્ષસિંહનું કૈલાસગમન.

આજે આખા ચિતોડ નગરમાં રડારોળ થઇ રહી છે. રાજમહેલમાં નોકરોચાકરો, અધિકારીવર્ગ, આપ્તજનો, સર્વની આંખમાંથી અશ્રુધારા નીકળે છે. રણવાસમાં હાહાકાર થઇ રહ્યો છે. જ્યાં ત્યાં શોકોદ્દગાર સિવાય કંઇજ સંભળાતું નથી. આખા નગરમાં—ચોરે ચકલે લોકોનાં ટોળાં ભેગાં થઈ ભૂતકાળની વાતો કાઢી શોકાન્વિત વદને રૂદન કરે છે. કેટલાક તો દેવમંદિરોમાં ઇશ્વર પ્રર્થના કરે છે.

રાજગઢમાં મહારાણી કમળાવતી અત્યારે શોક નિમગ્ન બની બેઠી છે. વાંચનાર ! તેને વૈધવ્ય પ્રાપ્ત થએલું હોવાથી;—તેનો સૌભાગ્યસૂર્ય ધર્મયુદ્ધમાં આજે અસ્ત થએલો હોવાથી; તેના જીવનનો આધાર નષ્ટ થએલો હોવાથી તે પતિપ્રાણા સ્ત્રીને અંતરમાં કેવું દર્દ થતું હશે, તેનો વિસ્તાર કરવા કરતાં કલ્પના કરીજ ઠીક પડશે. તેના મુખપર ગ્લાનિ છવાઇ ગઇ છે. હૃદયમાં પ્રચંડ શોકાગ્નિ પ્રદીપ્ત થઇ રહ્યો છે.

'કલ્યાણ' સાડીના પાલવવતી આંસુ લુછી મ્લાનિયુક્ત વદને મહારાણી બોલી: 'બોલ, મહારાણાશ્રીએ કેવી રીતે પ્રાણોત્સર્ગ કીધો.'

'માતુશ્રી' કલ્યાણે હાથ જોડી વિનયપૂર્વક કહ્યું: 'પુણ્યભૂમિના રક્ષણ માટે એકત્ર થએલા હિંદુ નૃપતિઓમાં, સૌથી વિશેષ પરાક્રમ બતાવી; શત્રુઓને વીરહાકથી કંપાવી; સર્વના મુખમાંથી ધન્ય છે ! એવા ઉદ્દગાર કઢાવી; અતુલનીય તેજસ્વિતા બતાવ્યા પછી, દૈવની અવકૃપાથી કે કોણ જાણે '—

'મારા દુર્ભાગ્યથી'—રાણીએ નિઃશ્વાસ મૂકી વચમાંજ કહ્યું.

'મહારાણાશ્રી જે સ્થળે વીર હાક વગાડી મ્લેચ્છ સૈનિકોને

તૃણવત ગણી કાપણી કરતા હતા, ત્યાં અણચિંતવ્યું એક શર આવ્યું અને તે તેમના લલાટમાં વાગ્યું. [1]વ્રણમાંથી પુષ્કળ રક્તસ્ત્રાવ થયો, કિન્તુ મહારાણા જરા પણ ગભરાયા નહિ. અત્યંત શાંતિપૂર્વક તેમણે તે શર પોતાના હાથેજ બહાર ખેંચી કાઢયું. ને પુનઃ પૂર્વની પેઠેજ લડવા લાગ્યા. મહારાણાશ્રી જે સ્થળે લડતા હતા ત્યાં તુમુલ યુદ્ધ જામ્યું. દીપ જોઇ પતંગીઆં જંપાપાત કરે, તેમ મહારાણા ઉપર યવન સૈનિકો તૂટી પડયા. કિન્તુ તે સર્વને મહારાણાએ એકલા હાથે કતલ કરી અપૂર્વ તેજસ્વિતા બતાવી. પણ યવનોની બહુસંખ્ય સેના સામે આપણી અલ્પ સેના કયાં સુધી ટક્કર ઝીલી શકે? અપૂર્વ પરાક્રમ બતાવી આપણા ઘણા સૈનિકો ભૂશાયી થયા. આ જોઇ રાણાનો ક્રોધાગ્નિ વિશેષ પ્રદીપ્ત થયો. 'હર હર મહાદેવ'; 'એકલિંગજીની જય'નો ગગનભેદક ધ્વનિ કરતા તેઓ મ્લેચ્છો પર તૂટી પડયા, ને સેંકડો યવનોના શોણિતથી ભૂમિને શાન્ત કરી, આખરે તેઓ પણ વીરગતિને પ્રાપ્ત થયા.'

'ધન્ય છે! નાથ! તમારી વીરતાને!! તમારા પરાક્રમને!' રાણીના મુખ પર કંઇક તેજસ્વિતા તરી આવી. તેણે પાસે ઉભેલા, લગભગ પચાસ વરસના, જમાનાના ખાધેલા, રાજભક્ત રાજપૂત કલ્યાણને પૂછ્યું: 'અને આપણા વીર યોદ્ધાઓએ'—

'તેમણે પણ—' રાણીને વચમાંજ અટકાવી કલ્યાણ બોલ્યો: 'મહારાણાનું અનુકરણ કરી, મેવાડની કીર્તિને યશસ્વી બનાવી, મહારાણાનું અનુગમન કીધું.'

'સેનામાંથી શું તમે એકલાજ જીવનપ્રિય[2] બની આવા અશુભ સમાચાર કહેવા અહીં ભાગી આવ્યા છો?' તીક્ષ્ણ નજરે કલ્યાણ સામું જોતાં રાણીએ પ્રશ્ન કીધો.

'જીવનપ્રિય' શબ્દ સાંભળતાં કલ્યાણનો પિત્તો ઉછળી આવ્યો. તેનું મુખ લાલચોળ થઇ ગયું. આંખોમાંથી તરવારની ધાર જેવું તેજ બહાર નીકળ્યું તે બોલ્યો: 'મહારાણીશ્રી! હા, એ અશુભ સમાચાર આપને વિદિત કરવા, ને મહારાણાનું પરાક્રમ આપને સંભળાવવા માટેજ અત્ર હું આવ્યો છું. મેવાડના ક્ષત્રિઓ કદી પણ જીવનપ્રિય બની સમરાંગણમાંથી પલાયન કરતા નથી. સમજ્યાં, મહારાણી?"

આમ બોલી તેણે એક ખંજર પોતાની કમરમાંથી બહાર

---

૧. જખમ. ૨. જીવતરને વહાલું ગણનાર.

કાઢયું, ને અત્યંત ત્વરાથી તેને પોતાની છાતીમાં ભોંકી દીધું !! હાં, હાં, કરતાં મહારાણી ઉઠયાં, પણ તે તેના હાથમાંથી ખંજર પકડી લે, તે પહેલાં તેના પ્રાણ પરલોકમાં ચાલ્યા ગયા.

મનસાંજ તે વીર નરની પ્રશંસા કરતી મહારાણી ક્ષણવાર મૂંગી રહી.

થોડી વાર પછી સઘળા માણસો રાજમહેલમાંથી બહાર આવ્યા. નગરના માણસોનું મોટું ટોળું પણ અહીં ઉભું હતું. આખા નગરના લોકો, પ્રજાપ્રિય, ધર્મનિષ્ઠ, પરાક્રમી મહારાણાના મૃત્યુ માટે ખેદ પ્રદર્શિત કરવા અત્ર ભેગા થયા હતા. સઘળાએ રાજાની ભલાઇની ખાતર, શોભાને ખાતર વા લાગણીને ખાતર આંસુ ઢાળ્યાં. સઘળાએ જળાશય તરફ જવા માંડયું. આગળ બાળરાણા મુકુલ ને તેમની સાથે કુમાર ચંદ્રદેવ ચાલતા હતા. તેમની પાછળ કેટલાક સામંતો ને છેક પાછળ નાગરિકો હતા. રાજપુરોહિતે ધર્મક્રિયા કરાવી. પછી સઘળા સ્નાન કરી ત્યાંથી પાછા ફર્યા. બધા રાજમહેલ સુધી આવ્યા ને રડયા, કકળ્યા, છૂટા પડયા.

ચંદ્ર રણવાસમાં ગયો, વૈધવ્યસ્થિતિમાં પાટ પર બેઠેલી કમલાવતીને જોઇ તેનું હૃદય ફાટી જવા લાગ્યું. પરિધાન કરેલી કૃષ્ણ સાડીમાં આંસુવાળું તેનું મુખ અભ્રગ્રસ્ત[1] નક્ષત્રનાથની પેઠે પ્રકાશતું હતું. ખિન્ન હૃદયને મહા પ્રયત્ને સ્વસ્થ કરી ચંદ્રે રાણીને આશ્વાસન આપ્યું. તેનું અંતર્દર્દ નિવારવા પ્રયત્ન કીધો.

શોકભારથી દબાયલા સ્વરે રાણીએ ચંદ્રને કેટલીક હકીકત પૂછી. ત્યાર પછી રાણીની અનુજ્ઞા[2] લઇ ચંદ્ર ત્યાંથી પાછો ફર્યો.

મહારાણા લાક્ષસિંહના મરણ પછી પણ ચંદ્રના અમલથી સઘળા સામંતો, સરદારો, પ્રજા વગેરે સર્વ પ્રસન્ન હતાં. રાજમાતા પણ તેના ઉજ્જવલ અમલથી પરમ પ્રસન્ન દેખાતી હતી. ચંદ્રના ન્યાયી શાસનમાં કોઇ પણ પ્રકારની ખામી કાઢવાની કોઇની શક્તિ ન હતી, અથવા તેનામાં કાંઇ પણ ખામી હતીજ નહિ. આમ હોવા છતાં કેટલાક સત્તાના લોભી માણસો પણ આ વખતે અપ્રસન્ન જણાતા હતા। અદ્યપર્યંત તેઓ બહાર આવી શક્યા ન હતા. અગર જો બહાર પડવાની તેમની શક્તિ હતી તથાપિ તેમનો અગ્રેસર ન હતો. હવે તેમના મનમાં દ્વેષાગ્નિ સળગી ઉઠયો. ચંદ્રના પ્રત્યેક કામમાં તેઓ આડે આવવા લાગ્યા. જેની આંખમાં કમળો હોય તે સર્વને

---

૧ વાદળાથી ઢંકાયલું. ૨ પરવાનગી.

પીળું દેખે, તે પ્રમાણે તેમને હવે ચંદ્ર અનીતિમાન જણાવા લાગ્યો. ચંદ્ર પાસેથી સત્તા લઇ લેવી એવીજ તેમની ઇચ્છા હતી. બાળરાણાના વખતમાં અંધાધુંધી પ્રવર્તાવી પોતાની સત્તા જમાવવા તેમને લોભ હતો. પણ તેઓ સમજ્યા કે જ્યાં સુધી ચંદ્રના હાથમાં રાજ્ય વહીવટ છે, ત્યાં સુધી આપણી આશા પૂર્ણ થવાની નથી. તેમણે રાજમાતાને ભંભેરવા પેરવી કરવા માંડી. રાણી પ્રથમથીજ ચંદ્રના ઉપર પુત્ર સમાન પ્રેમ રાખતાં હતાં એ તો અમે પ્રથમથીજ કહેતા આવ્યા છીએ. તેમના કાનમાં ધીમે ધીમે ઇર્ષ્યાળુ ને લોભી માણુસોએ નિંદારૂપી વિષ રેડવા માંડયું. તથાપિ ઘણા વખત સુધી તો રાણીના મનપર તેની કંઇજ અસર થઈ નહિ. તેઓ જેને તેને એમજ કહેતાં, કે હું ચંદ્રમાં ને મુકુલમાં ભેદભાવ રાખતી નથી. ચંદ્રના વર્તન ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. રાજ્યને નુકસાન પહોંચે તેવું કામ કરવા તે કદી તત્પર થાય તેવો નથી. રાજમાતા આવી ઉદાર દીલની અને ગુણજ્ઞ હોવા છતાં ઇર્ષ્યાળુ માણુસોના દીર્ઘકાળના સતત પ્રયત્નથી તેના મગજપર ધીમે ધીમે અસર થવા લાગી. પ્રિય પાઠક ! કોઇ એક કામ પુનઃ પુનઃ કરવાથી તે સુલભ થાય છે; કોઇ એક વાત પુનઃ પુનઃ સંભારવાથી સ્મૃતિપટ પર તે દૃઢ અંકાય છે; અને કોઇ એક વિચાર ફરી ફરીને થવાથી તે દૃઢીભૂત થઇ કોઇ એક વખત—અનુકૂળ સ્થિતિ પ્રાપ્ત થતાં—ફલિત થાય છે. આ એક સર્વમાન્ય સામાન્ય નિયમ છે. આ નિયમ પ્રમાણે ચંદ્રના વર્તન વિષે કેટલાક દ્વેષી માણુસો જે શંકા બતાવતા તેનું વખત જતાં અનિષ્ટ પરિણામ આવ્યું ! જડ પદાર્થ પણ ફેરવ્યાથી ફરે છે, કઠણ પાષાણ પર પણ સૂત્ર તંતુસમુદાય અસર કરી શકે છે, તો પછી મનુષ્યના કોમળ મગજ પર સારીનરસી વાતોની અસર કેમ ન થાય ? સંસ્કાર પ્રમાણેજ મનુષ્યના વિચાર બંધાય છે, ને વિચાર પ્રમાણેજ તે કાર્ય કરે છે. વળી પુરૂષોના કરતાં સ્ત્રીઓનાં હૃદય જેમ કોમળ હોય છે તેમ તેમનાં મગજ પણ કોમળ હોય છે; અને તેથી કોઇ પણ વાતના સંસ્કાર તેમના મગજ પર જલદી પડી જાય છે. તેમનામાં સારાનઠારાની તુલના કરવાની શક્તિ, પુરૂષના જેટલી ખીલેલી નહિ હોવાથી કોઇ પણ વાત પર જલદી અનુમાન કરી બેસે છે. યદ્યપિ આ અમારૂં સાધારણ મત છે, કેટલેક અંશે તેને અપવાદ પણ હશે; તથાપિ તેટલા ઉપરથી કાંઇ અમારો કહેવાનો હેતુ નષ્ટ થતો નથી. રામ જેવા પવિત્ર મહાપુરુષના પવિત્ર વર્તનની છાપ કૈકેયીના મન પર મંથરાએ કેવી નઠારી પાડી હતી ! રામના વિષે તેના મન પર પડેલા નઠારા

સંસ્કારોએ, આખરે કેવું સ્વરૂપ ધારણ કીધું! એજ સંસ્કારોએ રામને વનવાસ મોકલાવ્યા! એજ સંસ્કારોએ દશરથ રાજાને મરણ શય્યા પર નંખાવ્યા! અને એજ સંસ્કારોએ આખરે તેમના પ્રાણ લીધા! મનુષ્યના વિચારોમાં પણ કેટલું પ્રાબલ્ય રહેલું હોય છે, તે હવે વાચનાર! તને વિદિત થયું હશે. જો તું પણ દુષ્ટ માણસોના સંસર્ગમાંથી મુક્ત રહી સત્સંગ કરશે તો તને ઘણો લાભ થશે.

વિષવેલીને આશ્રય મળતાં જેમ તે વૃદ્ધિ પામે છે, તેમ દુષ્ટ માણસોની લોભી વૃત્તિને પણ ઉત્તેજન મળતાં તે વધવા લાગી. આમ હતું તથાપિ સરલ હૃદયના બિચારા ચંદ્રને તેની કયાં ખબર હતી? સામાન્ય રીતે જગતમાં એક એવો નિયમ પ્રવર્તે છે, કે મનુષ્ય જેટલો પરાક્રમી તેટલો ઉદાર, જેટલો તેનો સ્વાભાવિક વિનય તેટલી તેની નિષ્કપટતા; અને જેટલી તેની તેજસ્વિતા તેટલી તેની મહત્તા. યદ્યપિ આ નિયમ સત્ય હોય તો, અંદરથી દુશ્મન બનેલા પણ ઉપરથી મૈત્રીનો ઢોંગ કરતા કેટલાક સરદારોથી ચંદ્ર કેવળ અજ્ઞ હોય તેમાં શી નવાઈ!

---

## પરિચ્છેદ ૧૧ મો.

### રણુમલ અને જોધસિંહ.

રણુમલ રાજ્યનો લોભી હતો. વળી તે દીર્ઘદર્શીને ચતુર પણ હતો. મેવાડના રાણાઓના વખતો વખતના હુમલામાંથી મુક્ત થવાને, તેણે વૃદ્ધ, કહો કે મરણના મુખમાં જઇ પહોંચેલા રાણા સાથે પોતાની પુત્રીનો સંબંધ જોડયો હતો. આ સંબંધ જોડવામાં તેનો બીજો પણ એક પ્રધાન હેતુ હતો. તે એ કે મંડોર તાબાના જે પ્રાંતો પૂર્વે મેવાડના રાણાઓએ જીતી લીધા હતા, તે પુનઃ પોતાના તાબામાં લેવા. પ્રથમ હેતુ સિદ્ધ થઇ ગયો હતો અને બીજો હેતુ સિદ્ધ કરવાનો સમય હવે તેને મળ્યો હતો. જ્યારે તેણે લાક્ષસિંહના મરણના સમાચાર સાંભળ્યા, ત્યારે તેને આનંદ થયો! તેના મનમાંના દીર્ઘકાળનાં પરિપાલિત વિચારો હવે વધવા લાગ્યા. તે કપટનું પુતળું હતો. પોતાના રાજ્યને વિસ્તીર્ણ બનાવવાની તેને તીવ્રેચ્છા હતી. તેનો પુત્ર જોધસિંહ પણ તેના જેવોજ હતો. તે સ્વાર્થ સાધવામાં ને યાદૃક્તિમાં કુશળ હતો. રણુમલ જેવો દુરાચારી હતો તેવો આ પ્રપંચજાળ પા-

થરવામાં પ્રવિણ હતો. પિતા પુત્ર હવે વિવિધ પ્રકારે પ્રપંચ કરવા લાગ્યા. તેમણે સ્થિતિનો વિચાર કીધોતો, નિરાશ થયા. વળી તેમણે પોતાની શક્તિનો વિચાર કીધો, એટલે ઉત્સાહિત થયા. કમળાવતીના લગ્ન પૂર્વેંજ ચંદ્રે ગાદીપરથી હક્ક ઉઠાવી લીધો હતો, તે તેમને વિદિત હતું. મુકુલને અભિષેક કરી ચંદ્રને રાજ્યનો કારભાર સોંપ્યો છે એની પણ તેમને ખબર હતી. ચંદ્ર પરાક્રમી, પ્રજ્ઞ ને રાજ્યનીતિ વિશારદ છે, તેથી તે ઉત્તમ રીતે અમલ કરી શકતો હતો એ વાતની પણ તેમને ખબર હતી. મેવાડની સમસ્ત પ્રજા ને કમળાવતી ચંદ્રને ચાહે છે, અને ચંદ્ર કમળાવતીને માતાવત્ ને પ્રજાને પુત્રવત્ ગણી પાલન કરે છે, એ તેઓ સારી પેઠે જાણતા હતા. મેવાડનું રાજતંત્ર આમ ઉત્તમ રીતે ચાલતું હોવા છતાં, રાણાના મૃત્યુ પછી કેટલાક દુષ્ટ ને સત્તાલોભી માણસો ચંદ્રની ઈર્ષા કરતા હતા. આ વાતની રણમલને ખબર પડી. બાપ દીકરો લોભીને પ્રપંચી હતા તેથી ચંદ્રની વિરુદ્ધના માણસોને પોતાના પક્ષમાં મેળવી લઇ, રાજ્યમાં પગપેસારો કરવા તેમણે નિશ્ચય કીધો. પછી વખત આવે મેવાડની ગાદીપર આરૂઢ થવા તેમની ઇચ્છા હતી! લોભવૃત્તિ જાગૃત થતાં તેઓ આંધળા બની ગયા. ચંદ્રે સારી રીતે અમલ કરી પ્રજાનાં મન મેળવી લીધેલાં હોવાથી, તેની સત્તા શી રીતે તોડવી એ બાબતનો તેમને મોટો વિચાર થઇ પડ્યો. એ વિચારોએ તેમના મસ્તકને ભમાવી દીધું. ક્ષણભર તો તેઓ હતાશ બની ગયા. જાણે તેમની સઘળી આશાઓ લુપ્ત થઇ ગઇ ન હોય! કિન્તુ જોધસિંહ કોઇ જેવો તેવો –સાધારણ–મનુષ્ય ન હતો. તે કાળનો ખાધેલો, અનુભવી ને પ્રપંચી પિતાનો પુત્ર હતો. રણમલે તેને ઉત્સાહિત કીધો. હવે તે આશાના અંકમાં બેસી આનંદનો પરમાવધિ અનુભવવા લાગ્યો.

જીવનના આધારરૂપ આશા! તારા માહાત્મ્યથી કોણ અજ્ઞ છે? કયું પ્રાણી તારાથી અલિપ્ત છે? દેહધારી સદૈવ તારા પાશમાં જકડાઇ અનેક પ્રયત્નો કરે છે. મનુષ્યના પ્રત્યેક કાર્યમાં આશાનું અવલંબન તો ખરૂંજ. મનુષ્ય આશાનો દાસ છે. આશા ધારે તેવું, સારૂં નરસું, શક્ય વા અશક્ય કામ મનુષ્યની પાસે કરાવે છે. આશાની પ્રેરણા અનુસાર મનુષ્યો કામ કરવા તૈયાર થાય છે. મહામાયા! ખરેખર તું સુત્રધાર સ્વરૂપિણી છે. તું જેમ સૂત્ર ખેંચે તેમ મનુષ્ય નૃત્ય કરે છે. અશક્ય જણાતાં કાર્યો સિદ્ધ કરી આપવા કટિબદ્ધ થએલાઓને; મોટા મોટા વિગ્રહો ઉપસ્થિત કરનારાઓને, દેશમાં

ચાલતી અમુક કુપ્રથાઓના પ્રતિરોધ માટે આત્મભોગ આપનારાઓને; અને આપણે હાલમાં જે જે કાર્યો જોઇએ છીએ તેના કરનારાઓને, પ્રેરનાર– ગુપ્ત બળ આપનાર–આશા ! તુંજ છે ! ખરેખર તું ક્ષણુ-ભંગુર જીવનની મૃત સંજીવની ઔષધિરૂપ છે. તારા લીધેજ જીવન નીભે છે. તારો નાશ થતાં જીવન પણુ સદાને માટે વિનષ્ટ થાય છે. ન્યુનતા એ આશાની માતા છે. ન્યૂનતાને લીધેજ આશા ઉત્પન્ન થાય છે. અને આશાને લીધે મનુષ્યો કાર્ય કરવા તત્પર થાય છે. જેને કોઇ પ્રકારની ન્યૂનતા નથી હોતી તેને આશા પણુ નથી હોતી. આશા વગરનો મનુષ્ય જડ જેવો હોય છે. કારણુ કે આશા વિના ઉત્સાહ ઉત્પન્ન થતો નથી. ઉત્સાહ એ એક પ્રકારનું અલાકિક માન-સિક બળ છે. જે બળ વડે મનુષ્ય કઠીન કાર્યો પાર પાડે છે, તે બળની જનની પણુ આશા છે. આમ જોતાં ઉત્સાહનું, સર્વ પ્રવૃત્તિ-ઓનું મૂળ આશા છે. આશાજ મનુષ્યોને જડ પ્રકૃતિમાંથી મુક્ત કરે છે, વિચારશીલ બનાવે છે અને બુદ્ધિબળ ખીલવે છે. આશા રાખી સત્પ્રવૃત્તિ સેવવાથી આમ અનેક લાભ છે કિન્તુ અનિષ્ટ પરિણુામની આશા રાખી તેને માટે અધમ પ્રવૃત્તિ આદરવી તે નિંદ્ય છે. રાઠોડ પિતા પુત્ર આપી અધમ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થયા હતા. મેવાડના સિંહા-સન પર બેસી તેમનું મહિમાવાન રાજછત્ર પોતાના શિરપર ઝૂલાવ-વાની એમને આશા હતી !

મહારાણા લાક્ષસિંહના અવસાન પછી, મારવાડના સુકા પવ-નથી દગ્ધ થએલા શરીરને શીતળ કરવા, સુકા રોટલા ખાઇ છોલાઇ ગએલી જિહવાને અમૃતરસનો સ્વાદ ચખાડવા, ને શુષ્ક લોચનને કુદરતના અપાર સૌન્દર્યનું દર્શન કરાવવા, રાઠોડ પિતા પુત્ર પોતાનું પાટનગર છોડી ચિતોડમાં જઇ વાસ કરવા તૈયાર થયા. મહારાણાના મૃત્યુ માટે ખેદ પ્રદર્શિત કરવાનું, તથા બાળરાણાને મળવાનું બહાનું કાઢી પ્રથમ જોધસિંહ ચિતોડમાં આવી વસ્યો. ત્યાર પછી થોડા સમયે રણુમલ પણુ એવુંજ બહાનું બતાવી ચિતોડમાં આવ્યો. થોડા સમય સુધી તો ઠીક ચાલ્યું. પિતા પુત્રનો આંતર હેતુ કોઇના જાણુવામાં પણુ ન આવ્યો, અને આવે પણુ શી રીતે ? કપટી માણુસોનું બહા-રનું વર્તન એટલું બધું વિનયી ને નિર્મળ જણુાય છે, કે તેમના પર કોઇને શંકા પણુ આવતી નથી. પણુ વખત જતાં ધીમે ધીમે રાઠોડોએ પ્રપંચજાળ પાથરવા માંડી. કોણુ જાણુતું હતું કે એ જાળમાં ચંદ્ર ફસાઇ જશે ?

વિનયી વર્તન અને મીઠી વાણીથી જોધસિંહે કમળાવતીની સંપૂર્ણ કૃપા મેળવી. કમળાવતી પોતાના ભાઇ ઉપર ઘણો ભાવ રાખતી હતી. અને રાખે તેમાં નવાઇ પણ શી ? સંસારમાં એક ભગિની પોતાના ભ્રાતાનું જેટલું શ્રેય ઇચ્છે છે, તેટલું બીજું કોઇ ભાગ્યેજ ઇચ્છતું હશે. બહેન ગમે તેવી સ્થિતિમાં હોય, તથાપિ તે હંમેશાં પોતાના ભાઇનું મંગળ થાય એમજ ઇચ્છા કરે છે. પોતાનો ભાઈ તેનો સત્કાર કરતો હોય વા ન કરતો હોય, તો પણ સુજ્ઞ બહેન ભાઇ પરનો સ્નેહ કિંચિન્માત્ર પણ કમી કરતી નથી. ભ્રાતા ભગિનીનો સંબંધ જેટલો પવિત્ર છે તેટલોજ દૃઢ છે.

રણમલે ભંડારની વ્યવસ્થા કરવાનું કામ તેના ભાઇ ચાંપાને સોંપ્યું હતું, એટલે તે તરફની તેને ફિકર ન હતી. પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે તેમને કંઇક સત્તા મેળવવાની જરૂર લાગી. વળી ચંદ્ર જેવો પરાક્રમી ને વિચીક્ષણ પુરુષ જ્યાં સુધી અહીં હાજર હોય, ત્યાં સુધી પોતાની આશા તૃપ્ત નહિ થાય એમ પણ તેઓ સમજ્યા. શુક્લ પક્ષના ચંદ્રની પેઠે પ્રતિદિન વધતા જતા ચંદ્રના ઉજ્જવલ કીર્તિ પ્રકાશથી બાપ દીકરાનાં મન બળી ખાખ થઇ જતાં હતાં. કેવી રીતે પોતાનો દાવ સાધવો એજ વિચારોમાં નિમગ્ન રહી તેઓ દિવસ ગુજારતા હતા.

જોધસિંહે હવે ચિતોડની આંતરસ્થિતિનો પરિપૂર્ણ અભ્યાસ કરવા માંડ્યો. પૂર્વે કહ્યા પ્રમાણે ચંદ્રની ઇર્ષ્યા કરનારા દુષ્ટ પણ લાલચુ માણસો તેને મળી આવ્યા. હવે જોધસિંહને કંઇક આનંદ થયો. પોતાની આશા શીઘ્ર ફલિત થશે એમ તેને જણાયું. તેણે રાજદ્રોહી કુટુંબોમાં પગપેસારો કરવા માંડ્યો. યદ્યપિ જોધસિંહ ચતુર હતો તથાપિ તે રાઠોડ જાતિનો હોવાથી મેવાડીઓ તેનાપર સંપૂર્ણ શ્રદ્ધા રાખે તેમ તો હતું નાહ. આમ છતાં જોધસિંહે પોતાનું કામ જારી રાખ્યું. તેણે જોયું કે જતે દિવસે ચિતોડમાં તોફાન તો થવાનુંજ અને જ્યારે તોફાન થાય ત્યારે જરૂર પોતાને લાભ પણ થાય. એ સોનેરી તક એળે ન જાય, તે માટે બને તેટલો તે પ્રયત્ન કરતો હતો. પ્રસંગ પડે કામ લાગે તેવા પણ ગરીબ રાજપૂતોને, રાજસેવકોને તે વખતો વખત પોતાને ઘેર બોલાવતો. ભાંગ, ગાંજો, અફીણ વગેરે માદક પદાર્થોનો છૂટથી વ્યય કરી તેમને ખુશ કરતો. કેટલીકવાર રામજણીઓને બોલાવી નાચ કરાવતો. વળી ગરીબ મેવાડીઓને તે ધીરધાર પણ કરતો. ભંડારથી પુષ્કળ પૈસા આણી

અહીં તેનો જોધસિંહ મોકળા હાથે વ્યય–દુર્વ્યય–કરતો હતો. અફીણીઆ, આળસુ, દુરાચારી, લંપટ, માણુસો જોધસિંહની વાહવાહ બોલવા લાગ્યા. આવા માણુસોને પોતાના પક્ષમાં લઇ જોધસિંહે રાજ્યના દરેક મોટા માણુસોનો ઇતિહાસ અથેતિ જાણી લીધો. પછી શામ, દામ ને ભેદથી તેણે બને તેટલા પ્રધાન માણુસોને પોતાની પાંખમાં લેવા નાનાવિધ પ્રયત્નો આદરવા માંડ્યા. ધીમે ધીમે શહેરમાં એના મિત્રો વધ્યા, રાજ્યમાં પણુ એના મિત્રો થયા. ગરીબ માણુસોના ઘરમાં તેણે લક્ષ્મીનો વરસાદ વરસાવવા માંડ્યો, તેથી તેઓ પણુ તેને મદદ આપવા તૈયાર હતા. શહેરમાં પણુ તેની 'વાહવાહ' બોલાતી હતી. કમળાવતી પણુ તેનાં વખાણુ સાંભળી પ્રસન્ન થતી હતી.

---

## પરિચ્છેદ ૧૨ મો.

### રાધેપ્યારી.

જે રાજમહેલમાં જોધસિંહ રહેતો હતો તે મહેલ સારી રીતે શણુગારેલો હતો. તેમાં અનેક વખત ઘણી ધામધુમથી ઉત્સવો થતા હતા. આજે સમસ્ત ભારતવર્ષમાં અપૂર્વ રૂપ–લાવણ્ય માટે પ્રસિદ્ધ થએલી ગાયિકા રાધેપ્યારીને આ મહેલમાં બોલાવી હતી. આજે અહીં તેનો પહેલ વહેલો મુજરો હતો. તેથી રણુમલે અને જોધસિંહે પોતાના ખાસ મંડળને અહીં આમંત્રણુ કીધું હતું. જોધસિંહના મંડળમાં ચિતોડ બહારના કેટલાક માણુસો પણુ ભળ્યા હતા. તે સઘળાને આજ જોધસિંહે આમંત્રણુ મોકલ્યાં હતાં.

આવા પ્રસંગે રાઠોડનું ખાસ મંડળ, તેના કુટુંબના માણુસો અને જેઓ ચંદ્રની અવકૃપાને પાત્ર હતા તેમનેજ અહીં બેસવાનું મળતું હતું. આ ઉત્સવ ખાનગી હોવાથી બીજા કોઇ માણુસનો તેમાં પ્રવેશ થઇ શકે તેમ હતું નહિ. સંધ્યાસમય અતીત થતાં દીવાબત્તી થઈ એટલે આખે હૉલ ચિકાર ભરાઇ ગયો. પ્રહરીઓની કૃપાથી યા તેમના દુર્લક્ષથી નગરના અન્ય માણુસો પણુ અંદર દાખલ થયા હતા. અંદર બેઠેલા સર્વે કોકિલકંઠી ગાયિકાનું મૃદુ મધુર સંગીત શ્રવણુ કરવાને [1]ઉત્કંઠિત દેખાતા હતા.

ઘંટાગૃહમાં નવનો ટકોરો થતાં સભામાં જોધસિંહ ને રણુમલ

---

૧ આતુર.

આવી પહોંચ્યા. તેમનો વેશ સાદો પણ રાજચિહ્નથી અલંકૃત હતો. માથે શિરપેચવાળી મારવાડી પાઘડી હિરામુક્તા જડિત હોવાથી સુશોભિત દેખાતી હતી. મધ્યમાં બિછાવેલા એક સુંદર આસનપર બાપદીકરે સ્થાન લીધું. તરતજ સભામાં શાન્તિ પ્રસરી ગઇ.

વિશાળ સુશોભિત રાજમહેલના મધ્યભાગમાં આજનો દરબાર ભરાયો હતો. તેની દિવાલોપર જયપુરના પ્રસિદ્ધ ચિત્રકારોની પીંછીથી આલેખાયલી સુંદર કારીગરી વિદ્યમાન હતી. ચિત્રકામ અતિશય ચિત્તાકર્ષક હતું. જમીનપર એક સુંદર ઉમદા અમૂલ્ય ગાલીચો બિછાવેલો હતો. તેનાપર અત્યારે જોઇએ તેટલા ગાદીતકીઆ ગોઠવી દીધેલા હતા. મધ્યમાં એક સાધારણ સિંહાસન હતું. તેનાપર કીંમતી કીનખાબના તકીઆ મૂકયા હતા. ઉપર એક બહુમૂલ્ય રેશમી ચંદરવો બાંધેલો હતો. ઝુમ્મર, હાંડીમાં બળતી બત્તીઓના પ્રકાશથી આખું ગૃહ તેજસ્વી ભાસતું હતું.

સારંગીવાળાને તબલચીને પાછળ રાખી, મંદ ગતિથી સંકુચિત ગાત્રે રાધેપ્યારી રાઠોડની સમીપ આવી. અવનત દૃષ્ટિએ શિર ઝુકાવી નમન કીધું ને તરત પાછી ફરી. જરા હાસ્ય કરી તે સ્થિર ઉભી રહી. દીવાબત્તીની ઝગઝગતી જ્યોતિમાંથી પ્રસરતી અનેક [1]રશ્મિઓ વડે તેની મોહક, મધુર કાંતિ વિશેષ મનોહર દેખાતી હતી. વિદ્યુત પ્રભાથી મનુષ્યના મનમાં જેવી સૌન્દર્યમિશ્રીત આશ્ચર્યની લાગણી ઉત્પન્ન થાય, તેવીજ બલકે તેથી પણ વિશેષ, અત્યારે રાધેપ્યારીના અલોક–અસાધારણ–દીવ્ય દર્શનથી સર્વ પ્રેક્ષકને થઇ. જાણે ઉર્વસી રંભા કે મેનકા વા અન્ય અપ્સરા સ્વર્ગમાંથી પતિત થઈ અત્ર આવી હોય એવો સર્વને ભાસ થયો! આખું મંડળ તેના રૂપ-સૌંદર્યથી ચકિત થઇ ગયું. રાઠોડ જોધસિંહ પણ અત્યારે મુદિત મને અપૂર્વ આનંદ ભોગવતો હતો હતો. રાધેપ્યારીને જોઇ, તેને આપવા ઠરાવેલું–મરુભૂમિની આવકના દશાંશ ભાગ જેટલું દ્રવ્ય તેને [2]અકિંચિંતકર જણાયું. સર્વના દિલ પ્રસન્ન થએલાં જાણી પોતાનું કાર્ય વહેલું મોડું પણ સિદ્ધ થશે એમ તેને ખાતરી થઇ.

સર્વની દૃષ્ટિને ચકિત કરનારી રાધેપ્યારીએ હવે ધીમેથી નૃત્યનો આરંભ કીધો, સાથે સારંગીને તબલાના સૂર પણ નીકળ્યા. ગાયિકાના બાહુલતાનું ડોલન, તેનાં ચંચળ ચક્ષુમાં [3]પુષ્પધન્વાના

---

૧ કિરણ. ૨ અલ્પ. ૩ કામદેવ.

ધનુષનો થતો ટંકારવ, દ્રુત ને વિલંબિત પાદક્ષેપ, અને ઘુઘરીનો મધુર ઝણકારો: સર્વનાં નયનને આનંદનો વિષય થઇ પડયો. દર્શકવૃંદ તેના નૃત્યથી ફિદા ફિદા થઇ ગયું. સર્વ મુક્ત કંઠે વાહવાહ બોલવા લાગ્યા. રસિક સંગીતપ્રિય પ્રેક્ષકો તેના કંઠની મધુરતાનું પાન કરવા લાગ્યા. ધીમે ધીમે સારંગીનો આલાપ શરૂ થયો. સર્વની દૃષ્ટિ ગાયિકાના મુખપર સ્થિર થઇ ગઇ. શેષનાગ જેમ સંગીતલુબ્ધ બની ફણા ડોલાવી પોતાની રસિકતા પ્રદર્શિત કરતો હોય, તેમ ગાયિકાનું ગાન સાંભળી સર્વ ડોક ડોલાવવા લાગ્યા. અહો! કોકીલકંઠીના કંઠની કેવી મધુરતા! કેવો મોહક સ્વર! કેવા ગ્રામતાળ! કેવું બોધપ્રદ ગાયન! પ્રત્યંગનો કેવો મરડાટ! ચંચળ ચક્ષુનો કેવો કટાક્ષ! સર્વનાં મન મુગ્ધ બની ગયાં. સર્વ ક્ષણભર નિસ્પન્દ થઇ રહ્યા. થોડીવાર પછી ગાન અટક્યું. તેનાં સુગોળ ગાલપર પ્રસવેદનાં [1]મૌક્તિક સમાન બિંદુ બાઝયાં. હાથ થાકી ગયા. પગ સ્થિર થઇ ગયા. નૃત્યગાન બંધ થયું. સર્વ સંતુષ્ટ થયા. ખિદમતદારોએ સુવર્ણની થાળીઓમાં તૈયાર કરી રાખેલાં પાનબીડાં વહેંચ્યાં. ખુદ પોતાના માટે બનવેલું બીડું, રણમલે હાથમાં લઈ રાધેપ્યારીને આપ્યું. રાધેપ્યારીએ તે શરમાતાં, લજવાતાં સિંહાસન સામે જઇ મલમલના મૂલ્યવાન ઓઢણામાંથી કર બહાર કાઢી ગ્રહણ કીધું, ને નમન કરી પાછી ચાલી ગઈ. તે દૂર ખસી ગઇ પણ રણમલની દૃષ્ટિ તેનાથી દૂર ખસી નહિ.

હવે લગભગ મધ્ય રાત્રિ થઇ હતી, તેથી મુજરો બંધ થયો. સર્વને એમ કબુલ કરવું પડયું, કે રાધેપ્યારીને પારિતોષિક માટે આપવા ઠરાવેલી રકમ તેના મુજરા આગળ કંઇજ વિસાતમાં નથી. નાચ પુરો થતાં જોધસિંહે પ્રસન્ન મુખે તેને ઠરાવેલું ઇનામ આપ્યું. રણમલે તેને પોતાની સન્મુખ બોલાવી પોતાના કંઠમાંથી એક મુક્તાહાર કાઢી પહેરાવ્યો. રાધેપ્યારીએ માથુ નમાવી સન્માનપુર્વક તેનો સ્વીકાર કીધો. તે પછી ઉત્સવ પૂર્ણ થએલો જાણી સર્વ માણસો ધીમે ધીમે પોતાના ગૃહ તરફ ચાલતા થયા.

---

૧ મોતી

## પરિચ્છેદ ૧૩ મો.

### રાધેપ્યારી ને રણમલ.

રૂપ–સૌન્દર્યની અધિષ્ઠાત્રી રાધેપ્યારીની કીર્તિ ધીમે ધીમે સમસ્ત મેવાડમાં પ્રસરી ગઇ. રાજપૂતોને ગાયનવાદનનો ઘણો શોખ હોય છે. સંગીત વિષય તેમને ઘણો પ્રિય હોવાથી તેઓ ગાયિકાની કદર કરી જાણતા હતા. રાધેપ્યારી જેવી રૂપ સૌન્દર્યમાં અલૌકિક હતી, તેવીજ ગાયનવાદનમાં અદ્વિતીય હતી. સતાર, સારંગી, આલ્મેરા આદિ સર્વ વાદ્ય તેને હાથ બેસી ગએલાં હતાં. તે રાગરાગણીની સર્વાંગ રક્ષા કરી મધુર આલાપથી મોટા મોટા સંગીતશાસ્ત્રીઓને પણ ખુશી કરતી. થોડાજ વખતમાં મેવાડના પ્રત્યેક ગૃહમાં રાધેપ્યારીની પ્રશંસા થવા લાગી. રાજદરબારમાં, મોટા મોટા સામંતોને ત્યાં તેને દરરોજ નિમંત્રણ થતાં હતાં. રાધેને ઘેર સુવર્ણનો વરસાદ વરસી રહ્યો હતો.

જોધસિંહ કરતાં રણમલનામાં એક દુર્ગુણ વધારે હતો, તે વિષયવાંચ્છના. તેણે પ્રથમ મુજરામાં રાધેપ્યારીને જોઇ ત્યારથીજ તેના રૂપલાવણ્યમાં લુબ્ધ બની ગયો હતો. કામજ્વરથી તેનું તનુ સંતપ્ત બની ગયું હતું. સર્વ પ્રવૃત્તિ છોડી તે કેવળ રાધેના નામનુંજ સ્મરણ કરતો હતો. ધીમે ધીમે તે રાધેપ્યારીનો પ્રસંગ વધારતો ગયો મૂળ તો તે રૂપ–સૌન્દર્યમાં અલૌકિક ને વળી ગાયનવાદનમાં ઉસ્તાદ ! રણમલ્લ મૂળ તો કામી હતો તેથી હવે તેની કામવૃત્તિ બમણી સતેજ થઇ. રાધેને ઘેર તે લક્ષ્મીનો વરસાદ વરસાવવા લાગ્યો. કોઇક દિવસ તે પોતાના કામમાં ઉપયોગી થઈ પડે એવી જોધસિંહની પણ ઇચ્છા હતી. તેથી તેણે રાજદરબારમાં પણ રાધેનો પગપેસારો થવા દીધો. નવયૌવના, લાવણ્યમયી યુવાના નિબ પ્રેમપાશમાં જકડાઇ રણમલ રાત્રિનો ઘણો વખત, રાધેના મકાનમાં પડયો રહેતો. રાધેએ તેની આવી સ્થિતિનો લાભ લઇ તેને હાથપર લઇ લીધો. તે પુતળા સમાન બની ગએલો હોવાથી રાધે તેને મરજી મુજબ નચાવતી. રણમલને પોતાની જાતનું, ધર્મનું કે નીતિનું ભાન ન રહ્યું.

થોડા વખત પછી રાધેપ્યારીએ જાહેરમાં નૃત્યગાન કરવાનું બંધ કીધું. તેના મહેલમાં પણ સર્વનો જવરઅવર બંધ થયો. હવે

રાઠોડ રણમલ સિવાય અન્ય કોઇ પણ મનુષ્ય રાધેના મુખચન્દ્રનું દર્શન કરવા ભાગ્યશાળી નીવડતું નહિ! ચિતોડમાં એમ સંભળાતું હતું, કે રણમલની તે કૃપાપાત્ર બનેલી છે. રાઠોડે તેને ઉપપત્ની તરીકે સ્વીકારી છે! તેને રહેવાને પણ ખાસ મકાન નિર્માણ થયું હતું. રણમલ સિવાય અન્ય કોઇને ત્યાં જવાનો અધિકાર ન હતો. વિષયી રણમલ તેને ત્યાં કેવી રીતે દિવસ વ્યતીત કરતો તે, અથવા તેનું મલિન ચરિત્ર વાચકોની દૃષ્ટિ સમીપ મૂકવા અમને ઈચ્છા નથી.

લગભગ એક પ્રહર રાત્રિ વ્યતીત થઇ હતી. રાધેપ્યારી પોતાના ખાસ મકાનમાં પોતાની ઉન્નતિનો ને રાઠોડના અસાધારણ અનુગ્રહનો વિચાર કરતી બેઠી હતી. આકાશમાં રજનીપતિ પ્રકાશી રહ્યો હતો. તેણે પોતાનાં શીતળ રશ્મથી પૃથ્વીને ધવળ બનાવી શાંતિ અર્પી હતી. સામેના બાગમાં સુવાસિત સુમનો ખીલી રહ્યાં હતાં. પરિમલ ચોરી શીતળ સમીરની મૃદુ ઝોક આહ્લાદ આપતી હતી. અત્યારે પ્રકૃતિનું દૃશ્ય મનોહર હતું. રાધેપ્યારી અગાશીમાં બેઠી હતી તેના મકાનમાં સરસામાનની વિપુલતા હતી. વિષયપિપાસુ રણમલે સુંદર કારીગરીની વિલાસમોજની અનેક કીમતી ચીજો મંગાવી રાધેનું મકાન શણગાર્યું હતું. તેનું વય ૨૫-૩૦ વરસનું હતું. શરીરની કાંતિ એવી તો મોહક હતી કે ગમે તેવો મનુષ્ય પ્રથમ દર્શને લુબ્ધ બન્યા વિના ન રહે.

રણમલ રાધેપ્યારીના મકાન ઉપર આવ્યો, આ વખતે દરવાજા પર બે સંતરીઓ ખુલ્લી તરવારે પહેરો ભરી રહ્યા હતા. રણમલને તેમણે શિર ઝુકાવી નમન કીધું. તેણે રૂઆબબંધ અંદર પ્રવેશ કીધો મધ્યના ઓરડામાં તે ગયો. આ ઓરડામાં રાધેનો બહુધા મુકામ રહેતો. રણમલનું આગમન જાણી તે ઓરડામાંથી એક કૃષોદરી[૧] યુવતી બહાર આવીને તેને અભિવાદન[૨] કીધું. રણમલ અત્યારે શા માટે આ ઓરડામાં આવ્યો છે તેની તે દાસીને ખબરજ હતી. હસ્તદ્વય જોડી તે બોલી: 'બા સાહેબ આપની રાહ જોતાં ઉપર બેઠાં છે, આજ્ઞા હોય તો તેમને આપનું આગમન વિદિત કરૂં.'

'નહિ, હુંજ સ્વયં ઉપર જાઉં છું' રણમલે જવાબ દીધો.

તરતજ તે મહેલના ઉપલા ભાગમાં ગયો. ત્યાં પહેરો ભરતી દાસીઓએ તેને શિર ઝુકાવી યથોચિત માન આપ્યું. ત્યાં રાધેપ્યારીનું

૧. પાતળના પેટ વાળી. ૨. નમન.

શયનગૃહ હતું. રાત્રિ વર્તમાન હોવાથી દીપકોની પ્રજ્વલિત જ્યોતિથી આખું ગૃહ પ્રકાશી રહ્યું હતું. દીવામાં અત્તર બળતું હતું. તેની બહેકથી આખું ગૃહ સુવાસિત બની ગયું હતું. એક બહુમૂલ્ય ગાલીચો જમીનપર પાથરી તેના પર રેશમી ગાદી તકીઆ ગોઠવી દીધેલા હતા સિતાર, સારંગી આદિ વાદ્ય યંત્રો તથા વૈભવવિલાસોત્તેજક વસ્તુઓ સુસજ્જ કરેલી હતી. અહીં આવી રણમલ એક ગાદી પર બેઠો. તરતજ બે દાસીઓ આવી તેની બંને બાજુપર ઉભી રહી, અને પંખો નાખવા લાગી. ત્રીજીએ આવી સુવર્ણ થાળમાંથી અત્તરકસ્તુરીથી સુવાસિત બનાવેલી પાનની બીડી આપી. ચોથીએ ઉપલા ભાગમાં જઈ રાધેને રાઠોડનું આગમન વિદિત કીધું.

થોડીજ વારમાં રાધેપ્યારી રાઠોડની સમીપ આવી ઉભી. તેના આગમનથી દિપકોની જ્યોતિ વધારે દેદિપ્યમાન ભાસવા લાગી. આખુ ગૃહ તેના નિશ્વાસસુરભિથી[1] અધિકતર બહેકી રહ્યું. તેની ઉપસ્થિતિથી મનોહર દશ્ય વધારે મોહક લાગ્યું.

'પ્રિયે!' રાધેને અંક પર સ્થાન આપતાં જરા સ્મિત કરી રણમલ બોલ્યોઃ 'શીતળ, સુવાસિત, સુખદ, સમીરના સેવનથી સુંદરીના સૌન્દર્યમાં વિચિત્ર ફેરફાર દગ્ગોચર થાય છે.'

'મહારાજ! રાજવૈભવમાં પ્રમત્ત પ્રમદાઓની અલૌકિક દેહકાંતિને અહર્નિશ વિલોકનાર ચક્ષુને, આ ક્ષુદ્ર કાંતિ મોહક ભાસે એ કેવળ ઉપહાસજનક વાર્તા નહિ તો બીજું શું વારૂં?' મૃદુ હાસ્ય કરી રાધે ધીમેથી બોલી.

રણમલે ખડખડ હાસ્ય કીધું. અધરોષ્ઠ પર ઝળકતા સ્મિતનું પાન કરી તેણે સુધાપાનનું સુખ અહેભવ્યું. ક્ષણ વાર સુધી તેજ આનંદમાં નિમગ્ન બની ગયો. પછી તેના કંઠમાં હાથ વીંટાળતાં તે બોલ્યોઃ—'મનમુદે[2]! રૂપગર્વિતા ઉર્વશીની દેહપ્રભાને પણ લજ્જિત કરનાર તારી દેહપ્રભા વિધિના વૈચિત્ર્યની અજબ સાક્ષી પુરે છે.

'મહારાજ! ના...ના...ય...! આ દાસી એટલી બધી વખાણને પાત્ર નથી.' રાધેએ લજ્જાથી પાદાંગુષ્ઠ પર દષ્ટિ સ્થિત કરતાં કહ્યું.

ત્યાર પછી થોડી વાર સુધી આડાઅવળી ગપસપ માર્યા પછી રણમલ ધીરેથી બોલ્યોઃ—'હું અત્યારે એક જરૂરના કામ માટે અહીં આવ્યો છું.'

---

૧. ઉચ્છ્વાસનો પવન. ૨. મનને આનંદ આપનારી.

'મહારાજ! એવું શું જરૂરી કામ છે? હું યથાશક્તિ તે કાર્ય કરવા પ્રયત્ન કરીશ.' રાધેએ આતુરતાથી જવાબ દીધો.

'પણ' રણમલે આજુબાજુ દૃષ્ટિ ફેરવતાં કહ્યું: 'અહીં એકાન્ત છે ને? કોઇ સાંભળે તેમ તો નથી ને?'

'જી, ના. પણ રહો હું વધારે ચોકસાઇ કરૂં.'

તેણે બહાર પહેરો ભરતી દાસીને બોલાવી કહ્યું:–મદિરાક્ષી! મારો બીજો હુકમ થતાં સુધી, તું કોઇપણ માણસને અંદર આવવા દઇશ નહિ, સમજી!'

'જેવી બા સાહેબની આજ્ઞા' બોલી દાસી ચાલતી થઇ.

દાસીના ગયા પછી રાધે બોલી:–'અહીં હવે એકાન્ત છે. આપને જે કહેવું હોય તે ખુશીથી કહો.'

'રાધે!' રણમલ ધીમેથી બોલ્યો 'જો સાંભળ, આ રાજ્યનો ખરો માલિક કોણ છે તે તું જાણે છે?'

'જી, હા. હું પાછલો ઇતિહાસ જેવો તેવો જાણું છું. ચંદ્રદેવે રાજ્યહક્ક મુકુલને આપ્યો છે નહિ વારૂ?'

'પણ હવે ચંદ્ર મુકુલને બદલે પોતેજ અધીશ્વર થવાની ઇચ્છા રાખે છે, સમજી?'

'હેં...' રાધેએ આશ્ચર્ય પામતાં કહ્યું: 'ત્યારે કમળબા કેમ કંઇ બોલતાં નથી. શું તે એ વાત નથી જાણતાં?'

'ના, તદ્દન નહિ. કમળાવતી બેન ભોળી છે. તે સર્વને પોતાના જેવાંજ ભોળાં માને છે. વળી ચંદ્ર પર તેની અતિશય મમતા છે. હજી તે ચંદ્રને પ્રથમના જેવોજ ઉદાર, સત્યવક્તા ને નિસ્વાર્થવૃત્તિનો જાણે છે. તેનાપર તે પુત્રવત્ પ્રેમ રાખે છે. એ પ્રેમેજ તેને આંધળી બનાવી દીધી છે. તેને પોતાના પુત્રના હિતનું પણ ભાન નથી.' રણમલની બોલવાની છટા એવી હતી કે તેના શબ્દોએ રાધેના મન પર સચોટ અસર કીધી.

'ત્યારે સઘળા મંત્રીઓ બાને તે વાત કેમ જણાવતા નથી?'

'મંત્રીઓ પણ તેનાજને. રાણાના શાસનકાળમાં હતા તેવા હમણાં તેયે ક્યાં છે? સર્વને બે આંખોની શરમ, પછી કાંઇ નહિ. રાણાના ગયા પછી તે ચંદ્રના પક્ષમાં ભરાઇ બેઠા છે. બળીઆના બે ભાગ' સબળાના સર્વ સગા થતા આવે છે.

'શિવ! શિવ!! મેવાડમાં એક પણ સ્વામિભક્ત મનુષ્ય નથી? શું સઘળા સામંતો પણ ચંદ્રનાજ પક્ષમાં ભરાયા છે?'

'હા.'

'રાઠોડ! ત્યારે તમો તો છોજ. તમારાથી કાંઇ જોઇ રહેવાશે?'

'જોઇ રહ્યા વિના છૂટકો નથી. શું કરવું? સાપે છછુંદર ગળ્યા જેવી વાત બની છે. આ બાબત સહન થતી નથી ને બહેનને કહેવાતી પણ નથી.'

'શા માટે ન કહેવાય? આશ્ચર્ય પામી રાધાએ પ્રશ્ન કીધો, શું તમે મુકુલજીના શુભેચ્છક નથી?'

'છું પણ શા કામનો? ગમે તેટલો તોયે હું પરદેશી. મેવાડના એક સામંતનું અહીં જેટલું ચાલે તેટલું મારૂં ન ચાલે. મેવાડીઓને પોતાના દેશપર પ્રેમ છે. દેશ ભાઇઓપર સંપૂર્ણ વિશ્વાસ છે, પરદેશી ઉપર નહિ. માટે જો હું વચમાં ભાગ લઉં તો સર્વ સંપી જાય, એક થાય ને તૂત ઉઠે. પરિણામે બેનને સંકટ. માટે મારે તો તટસ્થ રહેવુંજ યોગ્ય છે.'

'હર! હર!! ત્યારે હવે શું કરશો?' રાધેએ ઉદાસ બની કહ્યું.

'એક રસ્તો છે.' રણમલે યુક્તિથી કહ્યું.

'શો?'

'તમે કામ કરશો?'

'હા, મેં તો પ્રથમથીજ કહી દીધું છે. હવે પુનઃ પુછવું પડતું હશે કે?'

'સાંભળ, જયસિંહને તું ઓળખે છે. તે રાજભકત છે. રાણીનો સાચો સલાહકાર છે. બાળરાણાનો હિતચિંતક છે. ચંદ્રનો વિશ્વાસુ સેવક છે. જો બહેનને તે કહે તો બહેન માને, અને સર્વ સત્તા બહેન પોતાનાજ હાથમાં લે.'

સહજ વિચાર કરી રાધે બોલી: 'ઠીક છે, હું જોઇશ.'

'એમ કેમ?'

'મારે તેની સાથે વૈમનસ્ય[1] થયું છે.

'કારણ'?

અહીં તે ઘણી વખત આવતો હતો. દરબારમાં મુજરા વખતે તે લુબ્ધ બની ગયો હતો. થોડા દિવસ પર તે અહીં આવ્યો હતો ને મારા પ્રેમની યાચના કરતો હતો.

'હેં! શું કહે છે? પછી શું થયું?' રણમલે આતુરતાથી પૂછ્યું,

---

૧ અણબનાવ.

'તેની ઇચ્છા પૂર્ણ ન થઇ. અપમાન સહન કરી તે અહીંથી પાછો ગયો. ત્યારનો તે મનનો બળ્યો મનમાંજ રહ્યો છે.'

રણમલ નિરાશ થઇ બોલ્યો: ત્યારે હવે એ શી રીતે હાથ આવશે?

'એને હાથમાં લેવો તેમાં શી મોટી વાત! તે તો બિચારો રાહ જોઇનેજ બેસી રહ્યો હશે. તેને મનતો 'ભાવતું હતું ને વૈદે કહ્યું' આમ બોલી તેણે રણમલ સામું જોઇ વિચિત્ર કુતુહલ કીધું. તેની આંખમાં નવીન તેજ પ્રકાશતું હતું. અવાજમાં પુષ્પધન્વાના ધનુષ્યનો ટંકાર હતો.'

'જો એ કાર્ય આપના હાથે પૂર્ણ થાય તો બાળરાણાપર અને આ રાજ્યપર મહદુપકાર થાય.' રણમલે કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું

'પણ આપનાપર તો નહિને?' રણમલને ઉદ્દેશીને રાધે બોલી.

'હા મારાપર પણ ખરોજ. હવે કાંઇ?

'ઠીક, તૈયાર થાવ.

'ક્યાં?'

'આપણું કાર્ય સાધવા.'

'અત્યારે.'

'હા. રણમલે તેની હિંમતપર હાસ્ય કીધું. પ્રેમઘેલો બની જતાં તેણે હૃદયદાન પણ કીધું.

રાધેને તેની એ ચેષ્ટા ન ગમી હોય તેમ સત્તાવાહી અવાજે બોલી. 'આ કૃષ્ણ વસ્ત્ર ધારણ કરો ને મારી સાથે ચાલો. અત્યારે મારી આજ્ઞામાં રહેવું પડશે.'

રણમલને એ શબ્દો જરા સખ્ત લાગ્યા. છતાં અત્યારે સહન કર્યા વિના છુટકો ન હતો. મૂગે મોઢે તે આગળ ચાલ્યો.

---

## પરિચ્છેદ ૧૪ મો.

### ષડ્યંત્ર.

રાધેપ્યારી તેના મકાનમાંથી બહાર નીકળી, તે વખતે લગભગ મધ્ય રાત્રિ વીતી ગઇ હતી. કૃષ્ણપક્ષ વર્તમાન હોવાથી નિશાદેવીએ કૃષ્ણવર્ણી સાડી પરિધાન કરેલી હતી. ચિતોડના રસ્તા પર બળતા દીપકોનો મંદ પ્રકાશ રસ્તે જતા આવતા માણસને અનુકૂળતા કરી

આપતો હતો. સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી. ક્વચિત્ તમરાંનો તીણો અવાજ કર્ણપટ પર અથડાતો હતો.

ચિતોડમાં હવે પૂર્વના જેવી શાન્તિ દેખાતી ન હતી. વેપાર રોજગાર હુન્નર ઉદ્યોગ એ પહેલાંના જેવાં ચાલતાં ન હતાં. યદ્યપિ નગરમાં દેખાઇતી શાન્તિ હતી ખરી, તથાપિ બારીકાઇથી જોતાં સર્વત્ર અશાન્તિજ દૃગ્ગોચર થતી હતી. સામંતો, પટાવતો, મંત્રીઓ વગેરે વચ્ચે પ્રથમના જેવું ઐક્ય હતું નહિ. રણમલ અને જોધસિંહની દુર્મતિથીજ એમ બનવા પામ્યું હતું, એ વાચકને વિદિત છે. ચિતોડની એવી બદલાયલી સ્થિતિએ રાણીના વિચારોમાં પણ ફેરફાર કર્યા હતા. તે હજી ખુલ્લી રીતે ચંદ્રની વિરુદ્ધ વર્તતી ન હતી, તથાપિ ચંદ્ર પરનો તેનો પ્રેમ હવે પૂર્વના જેવો તો ન હતો. ખરૂં જોતાં તેને સત્તાનો નીશો ચડયો હતો. રાજમાતા બનવાની તેને ધૂન લાગી હતી. એ ધૂન લગાડનાર કોણ હશે? પેલો દુરાકાંક્ષી જોધસિંહ.

રાધેપ્યારી અને રણમલ રસ્તાની બાજુ પર બહુજ ધીમેથી ચાલતાં હતાં. થોડેક દૂર ગયા પછી એક નાનું-નીચા ઘાટનું મકાન દૂરથી દેખાયું. ધોરી માર્ગ મૂકી સાંકડા રસ્તામાં પ્રવેશ કરી રાધે બોલી:

'તમે અહીં ઉભા રહો. હું ત્યાં જઇને થોડી વારમાં આવું છું.'

'ઠીક' રણમલે વિચારશીલ મુદ્રાથી કહ્યું: બને ત્યાં સુધી તો કાર્ય સિદ્ધ કરીને આવજે. 'જો નિષ્ફળ નીવડી તો પછી આ સર્વ મહેનત ફોકટ જશે.'

'હરકત નહિ.' સ્ત્રી વ્યક્તિએ-રાધેપ્યારીએ-મધુરૂ હાસ્ય કરતાં કહ્યું. 'આતે શું મહાભારત કામ હતું કે પેશ ન જાય? તમે નિશ્ચિન્ત બની અહીં ઉભા રહો. જો, જો; સાવધાન રહેજો, રાત્રિ છે.'

રણમલને એ શબ્દો ગમ્યા નહિ. તે જરા સખ્તાઇથી બોલ્યો: 'તું તારી મેળે સાવધાન રહેજે. ફસાવવા જતાં તું પોતે ફસાઇ જતી નહિ, સંભાળજે હો!'

'બહુ સારૂં આ રાધે......'

'ઠીક, જા હું અહીંજ ઉભો છું. જરૂર પડે તો સીત્કારથી બોલાવજે. બૂમ પાડીશ નહિ. હું પાછળ ઉભો રહીશ.'

'વારૂ' કહી રાધે જયસિંહના મકાન તરફ વળી. તેણે અત્યારે પુરુષનાં વસ્ત્રો ધારણ કીધાં હતાં.

જયસિંહ અત્યારે તેના દીવાનખાનામાં બેઠો હતો. આટલી મોડી રાત્રિએ પણ તે નિદ્રાધીન થયો ન હતો. તેના મુખ પર ઉંડી ચિંતાની રેખા તરી આવી હતી. વાચક તેને શી ચિન્તા હશે? દિવસે રાજમાતા સાથે વાતચીત કરતાં ચિતોડની આંતરસ્થિતિનું અને રાણીના બદલાયલા વિચારોનું તેને કિંચિત્ દર્શન થયું હતું. વળી વાતમાં ને વાતમાં એમ પણ તેના જાણવામાં આવ્યું, કે રાણી હવે ચંદ્ર પર પૂર્વના જેવો–જેટલો પ્રેમ રાખતી નથી. જોધસિંહની ટોળીમાં દિન પર દિન રાજદ્રોહી મનુષ્યોની ભરતી થતી જાય છે, એ પણ તેની જાણ બહારની વાત ન હતી. આવાં આવાં સબળ કારણોથી વખતે રાજ્યમાં સંડો લાગે એ બીતિથી તેને ચિન્તા થતી હતી. જોધસિંહ પર ક્રોધ અને તિરસ્કારની લાગણી તેના મુખ પર તરી આવી હતી તેણે એક ઉંડો નિશ્વાસ મૂકયો ને ગણગણ્યો. વળી વિચાર કરવા લાગ્યો.

'જયસિંહ' બહારથી અવાજ આવ્યો. અવાજમાં મૃદુતા હતી.

જયસિંહે ઉભા થઈ બારણું ઉઘાડયું. બહાર ઉભેલી પુરૂષવેશ ધારિણી રાધેપ્યારી અંદર દાખલ થઈ. તેને જોઈ જયસિંહ સ્તબ્ધ બની ગયો, તે તેને ઓળખી શકયો નહિ. વળી આટલી મોડી રાત્રે શા માટે તે પુરૂષ અહીં આવ્યો હશે એ પણ તે સમજી શકયો નહિ. થોડી વાર સુધી તો તે ગભરાયો. કંઈજ નિર્ણય પર આવી શકયો નહિ.

'જયસિંહ!' જયસિંહ કંઈક નિર્ણય પર આવી સ્વાસ્થ્ય મેળવે તે પહેલાં સ્ત્રી વ્યક્તિએ કહ્યું. 'અત્યારે શા વિચારમાં ગુંથાયા છો?'

જયસિંહે પોતાના નામનો ઉચ્ચાર સાંભળી આજુબાજુ દૃષ્ટિ ફેરવી. દૃષ્ટિગત પુરૂષને જોઈ તે ચકિત થયો. એકદમ તરવારની મૂઠ પર હાથ નાંખી તે બોલ્યો: 'કોણ એ?'

'તમે જેને નજરે જુઓ છો તેજ સમજ્યા કરો!' જવાબ મળ્યો.

'ઠીક, આપનું નામ શું?' જયસિંહે તેને ઓળખવા માટે પૂર્વ સ્મરણને જાગૃત કરતાં કહ્યું.

'નામની જરૂર નથી.'

'ત્યારે અહીં આવવાનું કારણ પણ શું?'

'કારણ ગુપ્ત છે, હમણાં જણાશે. રાધેએ નયનનો કટાક્ષ કીધો.'

જયસિંહ સાથેજ—તેના તકીઆને અઢેલી, જયસિંહને અડકી તે ગાદી પર બેઠી. તેના હાથમાં તરવાર હતી.

જયસિંહ આભો બની ગયો. ઓળખવા તેણે પુષ્કળ પ્રયત્ન કીધો પણ ઓળખી શક્યો નહિ. સહેજ આભાસ થયો. થોડી વાર પછી રાધેએ માથા પરનો ફેંટો નીચે મૂક્યો ને અંગરખી કાઢી નાંખી. હવે જયસિંહની અજાયબીનો પાર રહ્યો નહિ. તે એકદમ દૂર ખસી ગયો. 'કોણ ? રાધેપ્યારી !' અચાનક તેના મુખમાંથી એ શબ્દો નીકળી ગયા.

'હા, હું તેજ છું,' રાધેએ દૃઢતાથી જવાબ આપ્યો.

'અત્યારે અહીં શા માટે આવવું પડ્યું, તે જો હરકત ન હોય તો જણાવશો.' જયસિંહ બહુજ ધીમા સ્વરે બોલ્યો. સૌન્દર્યવતી લલનામાં તેનું ચિત્ત લુબ્ધ થઇ ગયું. સુંદરીના મુખપર ફરકતા સ્મિતનું પાન કરવામાં તે નિમગ્ન બની ગયો.

'ખાસ અગત્યના કામ માટેજ હું અહીં આવી છું.' સુંદરીએ ભ્રકુટીરૂપ ધનુષ્ય પર કટાક્ષરૂપ શરસંધાન કરી, જયસિંહના હૃદયને વ્યથિત કરી દીધું.

સાન્દર્યવતી લલનાને જોઇ તેનું મન લોભાયું. એકાન્ત જોઇ સહજ મંદ બનેલો અનંગ પુનઃ પ્રદીપ્ત થયો. પૂર્વે પોતાનું થએલું અપમાન તે વિસરી ગયો. જેની સાથે વાત કરવાનો મોટા મોટા માણસોને પણ પ્રસંગ મળતો ન હતો, તેને અત્યારે પોતાની પાસે બેઠેલી જોઈ જયસિંહનું હૃદય પ્રસન્ન થયું. તે બોલ્યોઃ 'મારાથી બને એવું હશે તો અવશ્ય હું આપનું કાર્ય કરીશ.'

'આપો ત્યારે વચન.' રાધેએ કહ્યું.

'મારા સત્ય ધર્મને કિંચિત્ પણ હાનિ પહોંચતી નહિ હોય તોજ આપનું કાર્ય કરવા હું વચન આપી શકું, પણ તેના બદલામાં—'

'આપ જે ઇચ્છતા હો તે.'

'હું...હું ઇચ્છું તે !' જયસિંહે આશ્ચર્ય પામી પ્રશ્ન કીધો.

'હા.' સુંદરીએ હસિત વદને પ્રત્યુત્તર આપ્યો.

'પૂર્વે કહ્યા પ્રમાણે તમારૂં કાર્ય કરવાનું લો આ વચન.' સુંદરીના હાથમાં પોતાનો હાથ મૂકતાં જયસિંહ બોલ્યોઃ હસ્તસ્પર્શથી તેના શરીરમાં વિદ્યુત્ જેવો ઝબકારો થયો, તેને પોતાની સ્થિતિનું ભાન ન રહ્યું તે બોલ્યો.

'પણ તમારૂં વચન ?'

'મારૂં વચન?' વચન વિના પણ હું સર્વ આપી શકીશ. શું તમારે દ્રવ્ય જોઇએ? જુઓ તે મારી પાસે તૈયાર છે. પદવી જોઇએ? તો તે પણ કાર્ય પુરૂં થયે મળશે. સત્તા જોઇએ? તો તેયે સ્વતઃ પ્રાપ્ત થશે. કીર્તિ જોઇએ? તો તે પણ વગર માગે મળશે.'

રાધિનાં વચન સાંભળી જયસિંહ લોભાયો. કેવા કાર્ય માટે તે આટલી બધી ઉદારતા બતાવે છે. તે જાણવા તેને જિજ્ઞાસા થઇ.

'પણ આપ મારી પાસે શું કરાવવા ઇચ્છો છો?'

'કામ ઘણું સહેલું છે. જીભથીજ તે બની શકે એવું છે.'

'પણ શું?'

'જયસિંહ! સાંભળો. ચિતોડમાં હમણાં અશાન્તિ વ્યાપી રહી છે. લોકોનાં દીલ ઉંચાં થયાં છે. રાણી, ચંદ અને સામંતોનાં દીલ પણ એક નથી. જ્યાં ત્યાં—ચોરે ચાટે પણ એની એજ વાતો થાય છે. ચિતોડ પર ભયંકર આપત્તિ આવી પડવાની હોય એમ જણાય છે.

'કારણ?' તે સ્ત્રીને જયસિંહે વચમાંજ અટકાવી કહ્યું. તેનાં એ વચનો સાંભળી જયસિંહને ભારે અજાયબી લાગી. સ્વપ્ને પણ નહિ ધારેલી, નહિ સાંભળેલી બાબતો અત્યારે પ્રત્યક્ષ સાંભળી, તેના મુખ પર ક્રોધનો સીનો તરી આવ્યો. તેનું માથું ફરી ગયું. આંખો લાલચોળ થઇ ગઇ. હાથમાંની કૃપાણને ઉંચકતાં તે સખતાઇથી બોલ્યો: 'શું ચિતોડ પર આફત આવશે? ચિતોડ આફતમાં આવી પડે તે શું શક્ય છે? મહારાજ ચંદ્રદેવના પ્રતાપી અમલમાં આખું મેવાડ નિર્ભય છે.'

પણ પુરૂં સાંભળ્યા વિના તમે આટલા બધા તપી શા માટે જાવ છો? લો, ત્યારે રહ્યું.' એમ કહી રાધેએ ચાલવાનો ડોળ કીધો. જયસિંહે તેનો હાથ પકડયો. તેણે જોયું કે એકાન્ત હતી. રાત્રિ અંધારી હતી. સર્વ નિદ્રાધીન બનેલાં હતાં. નિરાંતે વાત ચીત થાય તેવી હતી.

'ના, ના હવે જાવ છો ક્યાં? શું આમ જવા માટે આવ્યાં હતાં? આમ કરવા મારી પાસે વચન લીધું.!' જયસિંહે ઉતરેલે ચહેરે કહ્યું,

'ઠીક ત્યારે લો, હવે નહિ જાઉં.' રાધે જાણે જયસિંહ પર ઉપકાર કરતી હોય એમ બોલી.

'જયસિંહ ધીમેથી બોલ્યો. 'એવી વાત તમને કોણે કહી?'

'તમે શું જાણો! તમે ને તમારૂં ઘર. ગામમાં શું બને છે

તેની તમને ક્યાંથી ખબર હોય ! પીટયું કુતરૂંય તે વાત જાણે છે ને શું હું નહિ જાણુતી હોઉં ? મારે ત્યાં રોજ તમારા જેવા મોટા મોટા માણસો આવે ને રાજદ્વારી બાબત પર વાતચીત કરે તે શું મને ખબર ન પડે ? ' રાધેએ હાથનો લટકો કરતાં કહ્યું.

અત્યાર સુધી આ બાબત પોતાની જાણ બહાર હોવાથી જયસિંહ પ્રથમ જરા શરમાયો. તેનો જુસ્સો નરમ પડી ગયો. મ્લાન વદને તે બોલ્યો. ' પણ તેમ થવાનું કારણ ? '

' કારભારમાં ખામી. '

જયસિંહ ચકિત થયો. તે વાત તેની મનોદેવતાએ સ્વીકારી નહિ. તેના મુખ પર દીલગીરી પ્રસરી ગઈ. શાન્તમ્ પાપમ્‌નો ઉચ્ચાર કરી તે ટગર ટગર જોઇ રહ્યો. તેનું મન અસ્વસ્થ બની ગયું. વિચારશૂન્ય બની ગએલો તે કેટલીક વાર પછી સ્વાસ્થ્ય મેળવી બોલ્યોઃ

' દૃઢપ્રતિજ્ઞ કુમાર ચંદ્રદેવની ઉજ્જ્વળ કારકીર્દિમાં કોઇ પાપાત્મા મનુષ્યજ ખામી જોઇ શકે. જેની આંખમાં કમળો હોય તે સર્વને પીળું દેખે. તેમાં કાંઇ પદાર્થની ખામી ગણાય. '

' જયસિંહ ! તમે મૂર્ખ છો- તમારી બુદ્ધિ બહેર મારી ગઇ છે. જરા વિચાર કરો. જેના પર આપણને પ્રેમ હોય છે, જે વસ્તુને આપણે અંતઃકરણથી ચાહીએ છીએ, તે વસ્તુના દોષ આપણને જણાતા નથી- પણ ગુણજ જણાય છે. તમે ચંદ્રદેવને ચાહો છો, તેમના તમે ભક્ત છો. તેથી તમે દોષ ન જોઇ શકો. પણ જગતતો ઝવેરી છે. સમજ્યા ? ' રાધેએ તેને સમજાવવાનો પ્રયત્ન કીધો.

' જગતમાં જેનો આવો નિર્મળ યશપ્રતાપ રહેલો છે તેને દૂષિત કહેનાર ઝવેરી શી રીતે ગણાય ? ' પુરુષે વકીલાત કરતાં કહ્યું.

' નિશાનાથ ગમે તેવો રૂપાળો છે, ગમે તેવો શાંતિદાતા છે, ગમે તેવો આહ્‌લાદક તે માટે શું તે નિષ્કલંક છે ? ' રાધેએ જયસિંહના પ્રશ્નને નિર્મૂલ કરતાં કહ્યું. પોતાની વાકપટુતાથી જયસિંહને મ્હાત કીધો હોય તેમ તે આનંદ પામી. તેનાં નસકોરાં ગર્વથી ફુલવા લાગ્યાં.

' ચંદ્રદેવને હવે શો સ્વાર્થ છે ? '

' તમે સરલ હૃદયના છો અને વળી ઉપલક દૃષ્ટિથી જુઓ છો, તેથી તમને કંઇ જણાતું નથી. પણ જો જરા બારીકીથી જુઓ તો તમને ચંદ્રદેવની પ્રપંચી રાજનીતિ સ્પષ્ટ દેખાઇ આવે. '

'પણ પ્રપંચ કરવાનું કારણ?' જયસિંહે અધિક આશ્ચર્ય પામતાં કહ્યું.

'જયસિંહ! કયો માણસ પોતાનો સ્વાર્થ સાધતો નથી? ચંદ્રે એક વખત મર્હુમ મહારાણાને વચન આપેલું તેથી લોકોમાં તેની પ્રશંસા થઇ. ચંદ્રે તે વચન પાળ્યું. તેની કીર્તિ વધી. અથવા કીર્તિ વધારવાજ તેણે વચન પાળ્યું. યદ્યપિ તે મુકુલને રાણો ગણીને અમલ ચલાવે છે પણ તે સર્વ તેનો ઢોંગ છે. લોકોને એ રીતે સમજાવી અંદરખાનેથી તે કપટ રમવા ઇચ્છે છે. જુઓને હમણાં તે સર્વસત્તાધીશ બની બેઠો છે. સર્વ સામંતો, મંત્રીઓ, નોકરો ચાકરો તેના તાબામા છે; હવે તેને રાજા બની બેસતાં શી વાર? રાજદરબારમાં અથડાતાં કુટાતાં ઘરડા થયા તોયે હજી આવી ખટપટો સમજી ન શકયા!'

'હં હવે હું સમજ્યો' ઉંડો વિચાર કરી જયસિંહ બોલ્યો.

'શું?' રાધેએ સહજ આનંદ પામતાં કહ્યું.

'તમે રાઠોડ અમલનો પક્ષ પકડી અહીં આવ્યાં છો કેમ?' જયસિંહે ભ્રકુટી ચડાવી કહ્યું.

'રણમલનો નહિ. મુકુલજીનો.'

'પણ મુકુલની સત્તા કયાં નષ્ટ થાય છે, કે તમે તેનો પક્ષ પકડી ચંદ્રને શિર દોષારોપણ કરો છો?'

'હું–હું ધારૂં છું કે બાલરાણાનું આધિપત્ય[1] તમને રૂચતું નહિ હોય?'

'શા માટે ન રૂચે?'

'ત્યારે આમ કેમ બોલો છો?'

'તમારા હૃદયમાં રાજભક્તિને જરા પણ સ્થાન કયાં છે?'

રાધેનાં ઉક્ત વચન સાંભળી જયસિંહને ગુસ્સો ચડયો. પણ તેને દાબીને તે બોલ્યોઃ 'સુન્દરી! હું રાજભક્ત છું. મારી રાજભક્તિને કોઇ પાપાત્મા કલંક લગાડવા પ્રયત્ન કરે છે કે શું?'

રાધેએ જોયું કે હવે કામ સાધવાનો વખત આવ્યો છે. તે બોલીઃ 'જો આપ ખરા રાજભક્ત હો, બાળરાણાના શુભચિંતક હો તો રાજમાતાને કાને એક વાત નાખો.'

'શી?' જયસિંહે જિજ્ઞાસુવૃત્તિથી પ્રશ્ન કીધો.

'મેવાડના સર્વ સામંતો, મંત્રીઓ અને પ્રજાજનો ચંદ્રના

---

1 ઉપરીપણું.

અમલથી નાખુશ છે, માટે હાલમાં રાજમાતાએ પોતાના હાથમાં સઘળી સત્તા લેવી.'

'રાધેનાં આ વચન સાંભળી જયસિંહનું મગજ તપી ગયું. આવેશ પૂર્ણ હૃદયે તે બોલ્યોઃ 'શું તમે આવું કપટ કરવા આવ્યાં છો ? મારી પાસે આ કપટ નાટક ભજવાવવું છે કેમ ?

'હા ' રાધેએ દઢતાથી કહ્યું.

'કારણ ?' જયસિંહે સખતાઈથી પૂછ્યું. તેની આંખમાંથી તરવારની ધાર જેવું તેજ નીકળતું હતું.

'તમારી રાજભક્તિની અને તમારા વચનની કસોટી કાઢવા.'

'શું આવું અધમ કાર્ય કરવા મેં તમને વચન આપ્યું છે ? આવું કાર્ય કરવાથી હું રાજભક્ત કહેવાઉં કે રાજદ્રોહી ? લોકો મને શું કહે ?' જયસિંહના પ્રત્યેક શબ્દમાં જુસ્સો દેખાતો હતો. તેમાં તેના હૃદયની બળતરા સ્પષ્ટ દેખાતી હતી.

'લોકો ગમે તે કહે તેની તમારે શી દરકાર છે ? તમારે તો ગોળ ખાધા સાથે કામ છે ને ?' લાલચમાં નાખવા રાધેએ પ્રયત્ન કીધો.

'બળ્યો એ ગોળ ! એવો ગોળ ખાધા કરતાં હળાહળ ઝેર ખાવું એ હું વધારે પસંદ કરૂં છું. સમજ્યાં ?'

જયસિંહને આવો રાજભક્ત જોઈ રાધે જરા નિરાશ થઇ. તેનો આનંદ સહસા નાશ પામ્યો. પોતાનું કામ શી રીતે પાર પાડવું તે બાબત તે વિચાર કરવા લાગી. કાંઇક વિચાર કરી થોડી વાર પછી બોલીઃ 'વીરવર ! તમે એક ક્ષુદ્ર બાબતને વળગી રહી મહાન લાભને ગુમાવવાનું સાહસ કરો નહિ.'

જયસિંહે દઢતાથી જવાબ આપ્યોઃ 'હું સાહસ નથી કરતો પણ સત્યનો આગ્રહ કરૂં છું. સત્ય વાત છુપાવી દઇ અસત્ય વાત કમળાબાને શી રીતે સમજાવી શકું ? મારી જીભ શી રીતે ઉપડે ?'

'તમે લોકમતને મળતા નહિ થાવ ?'

'ના, હું લોકોને સમજાવી તેમની ભૂલ સુધારવા પ્રયત્ન કરીશ.'

'શું રાણી પોતાના હાથમાં સત્તા લે, તે તમને નથી ગમતું ?' રાધેએ કંઇક કડક બની એ શબ્દો ઉચ્ચાર્યા.

જયસિંહે શાંતિથી જવાબ આપ્યોઃ 'ચંદ્રાવતનું વર્તન કપટવાળું હોત તો મને ગમત. પણ તેમની આવી ઉમદા રાજનીતિમાં કમળબાને વચમાં આડે લાવવાં એ મને ઠીક નથી લાગતું. કમળબાને તેવી ઇચ્છા પણ નથી. અને હોય તો હું તેમને તેવી સલાહ ન આપું.'

'શું કમળબાને સત્તાનો લોભ નથી? અધિકાર એ કેવી અલૌકિક વસ્તુ છે તેની તમને ખબર છે?'

'પ્રજાને પ્રસન્ન રાખવાનો કમળબાને લોભ છે' અધિકારનો નહિ.'

'પણ કમળબા પોતાના હાથમાં અધિકાર લે તોજ લોકો પ્રસન્ન થાય તેમ છે. એ તો મેં તમને પ્રથમથીજ કહી દીધું.' રાધિએ વકીલાત કરી રહ્યું.

'કમળબાને તેવી ઇચ્છા નથી.' જયસિંહે ધીમેથી કહ્યું.

'પણ લોકોની તેવી ઇચ્છા છે તેનું કેમ? તમે લોકોના કે રાણીના?'

'મહારાણી મારાં માતા! હું તેમનો વિશ્વસનીય સેવક. અસત્ય બાબતનો હું તેમના આગળ ઉચ્ચાર ન કરૂં.' જયસિંહે પોતાનો નિશ્ચય જણાવ્યો.

'જયસિંહ! દેશકાળનો વિચાર કરો. સત્યાગ્રહ છોડી દો. પ્રજાની પ્રસન્નતામાં રાજ્યની સુખશાંતિ છે એમ કમળબાને સમજાવો. નહિતો પ્રજામાં અસંતોષ વધશે. ચિતોડપર સંકટ આવી પડશે. અરે ચિતોડ ક્ષણવારમાં ચંદ્ર પાસેથી સત્તા લઇ લેશે. પછી કમળબાનો કોઇ હિસાબ સરખોયે નહિ ગણે.'

'ગમે તેમ થાય પણ હું ચંદ્રની વિરૂદ્ધ રાજમાતાને નહિ સમજાવું.'

'તેમ કરવાથી તમને શો લાભ થાય તેમ છે?'

'કેવળ આત્મસંતોષ. એ લાભને હું સર્વથી મોટો લાભ ગણું છું. ક્ષુદ્ર લાભથી હું લોભાઇશ નહિ.'

'જયસિંહ! હવે આગ્રહ મૂકી દો. આત્મસંતોષની વાત અળગી કરો. સત્તાનો અમલ ભોગવો. સંસારનો લહાવો લો. પુરસ્કારમાં અત્યારે હું તમને આ મૌક્તિકમાળા આપું છું.' આમ બોલી રાધિએ તેના ગળામાં મોતીનો કંઠો નાખ્યો.

જયસિંહ ખડખડ હસ્યો. તેના સાધુ હૃદયમાં અત્યારે મલિનતા હતી નહિ. તેમાં સહજ પણ વિકાર થયો નહિ. તેના મગજમાં સત્યાગ્રહનીજ ધુન ભરાઇ ગઇ હતી. તે પોતાના નિશ્ચયમાં અડગ રહ્યો.

'સુંદરી! હું નહોતો જાણતો કે તમારે ચંદ્ર પર આટલો બધો દ્વેષ છે.' જયસિંહે વક્રદષ્ટિએ કહ્યું. ગળામાંથી માળા કાઢી તેણે પાછી આપી.

' હું પણ નહોતી જાણતી કે ચંદ્રદેવના તમે આટલા બધા પક્ષપાતી હશો. ' રાધેએ આંખનો કટાક્ષ કરતાં કહ્યું.

' ચંદ્રના નહિ, સત્યના. સુન્દરી ! હું શું વખાણું ? તમારી બુદ્ધિમતાને કે તમારી વાક્પટુતાને ! અત્યારે તમારો સર્વ બોધ નિષ્ફળ છે. તમે ગમે તેટલું કહેશો તોયે પત્થર પર પાણી ! હું સત્યાગ્રહ નહિ મુકું. '

' જયસિંહ ! દુરાગ્રહ મૂકી દો. '

' દુરાગ્રહ નહિ પણ સત્યાગ્રહ. '

' પણ તેથી તમને લાભ નથી, મારૂં કહ્યું માનો. નહિતો પરિણામ સારૂં નહિ આવે. '

' સત્તાનો મને લોભ નથી. લક્ષ્મીની મને લાલચ નથી. સુખ દુઃખની મને દરકાર નથી. કહો પછી પરિણામ ગમે તેવું આવે તેમાં મારે શું. ? સત્યાગ્રહ એજ મારૂં જીવનસૂત્ર. '

' એ સૂત્ર તમને સંકટમાં ખેંચી જશે. આખરે તમે પસ્તાશો. મારા શબ્દો યાદ કરશો. માટે હજી પણ માનો. '

' રાધે ! હવે બસ કરો. તમારો આગ્રહ હવે નકામો છે. મને અસત્ય માર્ગે ન દોરો. '

' હું સુખના માર્ગમાં ખેંચુ છું. ' આંખમાંથી અદ્ભુત કામબાણુ ફેંકતાં રાધેપ્યારી બોલી.

' સત્યને સાટે મારે સુખ નથી જોઈતું. મહેરબાની કરી હવે તમે ચાલ્યાં જાઓ. ' મહાપ્રયત્ને તેણે આ શબ્દો ઉચાર્યા.

' જયસિંહ ! હજી માનો. આખરે પસ્તાશો. આમ રાજદ્રોહી ન બનો. '

' રાજદ્રોહી ! રાજ્યસિંહે એકદમ તરવાર ખેંચી. રાધે દૂર ખસી ગઈ. '

' જયસિંહ !' રાધે ગળગળી બની બોલીઃ તમે આટલા બધા ગુસ્સે શા માટે થાવ છો ? કોઇ તમને નહિ આપે તેવી, દુનિયામાં અલૌકિક ગણાતી વસ્તુ હું તમને આપીશ.

' શી ? '

' મારો પ્રેમ !' જયસિંહ હવે વધારે શું જોઇએ ? જવાન-સિંગથી તમારી પ્રતિષ્ઠા પણ વધશે. આમ બોલી તે જયસિંહને વળગી પડી.

જવાનસીંગનું નામ સાંભળી જયસિંહના મુખ પર વિચિત્ર ફેરફાર થયો. જવાનસીંગ જયસિંહનો હરીફ હતો. તે તેને તિરસ્કારની દૃષ્ટિથી જોતો હતો. રાણી પાસે જયસિંહનું ચલણ વધારે હતું ને જવાનસીંગનું ચલણ ચંદ્ર પાસે સારૂં હતું. જવાનસીંગને જયસિંહ પ્રથમ તો મિત્ર હતા પણ પાછળથી કેટલાંક કારણથી તેમને અણબનાવ થયો હતો. જયસિંહ હંમેશાં જવાનસીંગને હલકો પાડી પોતાની પ્રતિષ્ઠા વધારવા પ્રયત્ન કરતો હતો. તેની આ હીલચાલ રાઘેના જાણવામાં હતી. જ્યારે તેણે જાણ્યું કે કોઇ રીતે જયસિંહ હાથ આવતો નથી ત્યારે તેણે છેલ્લે આ યુક્તિ વાપરી. જયસિંહે લોભથી જે કામ ન કર્યું તે માત્ર જવાનસીંગ પર સરસાઇ મેળવવા કર્યું. રાઘે સાથે તેણે ખાનગી મસલત કરી ને તે બેઉ અંતે કંઇક નિશ્ચય પર આવી છૂટાં પડયાં.

---

## પરિચ્છેદ ૧૫ મો.

---

### બે પાન્થ.

---

ભગવાન ભાનુદેવ ક્ષિતિજમાં અસ્ત થઇ ગયા હતા. ગ્રીષ્મની રમણીય સંધ્યા અંધકારમાં લય પામતી હતી. આકાશમાં તારાગણો પ્રકાશી રહ્યા હતા. શુક્લ સપ્તમી હોવાથી નક્ષત્રનાથ ધીમે ધીમે નિસ્તેજ થતો હતો. ચિતોડનો રસ્તો અત્યારે વિકટ લાગતો હતો. આજુબાજુની ઝાડીમાંથી વન્ય પશુપક્ષીઓના અવાજ સિવાય કંઇજ સંભળાતું હતું નહિ. આ રસ્તાપર બે મુસાફરો નિર્ભય બની મુસાફરી કરતા હતા.

આગળ ચાલતો સવાર પ્રચંડ, તેજસ્વી આંખોવાળો ને શરીર જણાતો હતો. તેની દૃષ્ટિ અત્યારે ચિતોડની દિશામાંજ સ્થિર હતી. તેનો પહેરવેશ ઉચ્ચ કુલીન રજપુતના જેવો હતો. તેણે બુકાની બાંધી હતી. તેનો અશ્વ ઘણી ઝડપથી દોડતો હતો, છતાં વખતો વખત તે એડી મારતો હતો. તે કંઇક જરૂરના કામ માટેજ મુસાફરી કરતો હોય એમ જણાતું હતું.

પૃષ્ઠગામી[1] મુસાફર તરૂણ હતો. તે રૂપાળો ને ભવ્ય દેખાતો હતો. તેણે આગેવાન સવાર જેવોજ પહેરવેશ પહેર્યો હતો.

---

1 પાછળ ચાલતો.

રાત્રિનો શીતળ પવન વિચરતો હતો. વાતાવરણમાં શાન્તિ હતી, છતાં બન્ને સવારો ચિન્તાગ્રસ્ત દેખાતા હતા. થોડેક આગળ ચાલી, ઘોડો જરા થોભાવી, જીન પર પાછા ફરી આગલા સવારે પૂછ્યું:

'માનસિંહ જરા ઝડપથી ઘોડો હાંક, નહિંતો આપણે સવેળા પહોંચી શકીશું નહિ.'

'બાપુ ! અંધારામાં હવે રસ્તો દેખાતો નથી. આ સાંકડી પગથી વટાવી, પછી જરા પહોળા રસ્તા પર જઇ ઝડપથી ઘોડા દોડાવીશું. વેળાસર પહોંચવા હરકત નડશે નહિ.' માનસિંહે કહ્યું.

'હા જો વેળાસર પહોંચીએ તોજ મળી શકાય. નહિતો દરવાજામાં પેસતાં આપણા બારજ વાગવાના, સમજ્યો ?' આગળના સવારે દીર્ઘ દૃષ્ટિથી, વિચારશીલ મુદ્રાએ કહ્યું.

'હા, તે ખરૂં છે.' પાછળ ચાલતા સવારે કહ્યું: 'પણ અત્યારે દરબાર ગઢ પર કોનો પહેરો હશે ? તેની આપણને શી ખબર ?'

'કેમ આપણને ખબર ન હોય ? ખબર વિના અત્યારે આપણે બહાર નીકળ્યા હોઇશું ? આજે સવારમાં આવેલો કાગળ તેં બરાબર વાંચ્યો નહિ હોય. ? આગળના સવારે ધીમેથી, આજુબાજુ દૃષ્ટિ ફેરવતાં કહ્યું.

'કાગળ મેં વાંચ્યો હતો ખરો પણ ઉપર ટપકેથીજ. પહેરાપર કલ્યાણમલ હશે નહિ વારૂ ? પાછળના સવારે પ્રશ્ન કીધો.

'ના પહેરગીરોમાં, રાજકારભારીઓમાં ને રાજ્યમાં પણ હમણાં મોટો ફેરફાર થઇ ગયો છે. લાખા રાણાના વખતનું ચિતોડ હમણાં ક્યાં છે ? સામંતો જે રાજ્યના સ્થંભરૂપ છે તેમની જાગીરો પણ જપ્ત થવા બેઠી છે. હમણાં તો નવો રાજા ને નવી પ્રજા. ખરૂં જોતાં રાજ્યમાં એક નવીન યુગ પ્રવર્તી રહ્યો છે. આ યુગમાં હજી કોણ જાણે કેટલાયે ફેરફાર થશે.'

'થાયજતો, ફેરફાર શા માટે ન થાય ?' પાછળ ચાલતા સવારે ટકોર મારતાં કહ્યું: 'સામંતો બેદરકાર રહે, પોતાની પ્રતિષ્ઠા જાળવવાની કાળજી પણ ન રાખે, ને હાથે બંગડીઓ પહેરી હોય તેમ બીરૂ બની બેસી રહે. એટલે પછી તેમની જાગીરો શા માટે જપ્ત ન થાય ? બાપુ ! નબળામાં નબળો સામંત પણ ધારે તો મગદૂર છે કે રાણો તેની જાગીર જપ્ત કરી શકે ? આપણા જેવા બધાયે હોય તો પછી મેવાડમાં એક સામંત પોતાના પદ પર શી રીતે રહી શકે ?'

'હં...શું હું ભીરૂ છું ? મારામાં શક્તિ નથી ? ' વૃદ્ધ સવારે તરવારની મૂઠ પર હાથ ફેરવતાં કહ્યું: ' માના ! મારા જેવા સામંતની જાગીર જપ્ત કરવાથી કેવું ભયંકર પરિણામ નીપજે છે, તે હવે હું થોડાજ વખતમાં બતાવી આપીશ, સમજ્યો ? '

' હા, બાપુ ! સમજ્યો. પણ કહોતો ખરા કે હમણાં પહેરાપર કોણ હશે ? ' તરૂણ સવારે પ્રશ્ન કીધો.

' પેલો આપણો જુનો સ્નેહી ગંભીરમલ હમણાં પહેરા પર હશે, માટે આપણે તે સંબંધી ફીકર કરવા જેવું નથી. '

' ઠીક, બાપુ ! જુઓ પેલા કોટના કાંગરા દેખાયા. અંગુલિનિર્દેશ કરતાં પાછળના સવારે કહ્યું.

આગળનો સવાર ટટાર થયો. તેની આંખમાં નવું તેજ આવ્યું. ટગર ટગર તેણે કોટ સામે જોયા કીધું. ખહુજ સાવચેતીથી તેણે ઘોડાને ચાંપીને હાંકવા માંડયો. પાછળના સવારે પણ તેનું અનુકરણ કીધું.

લગભગ બે પહોર રાત વીતી ગઇ હતી. નિશાદેવીએ કૃષ્ણ વર્ણની સાડી ધારણ કીધી હતી. બાજુ પરનાં વૃક્ષોમાંથી સમસમ કરતો ધ્વનિ થતો હતો. દૂરથી શિઆળવાનો કર્કશ અવાજ પણ સંભળાતો હતો. સામે ચિતોડનો કિલ્લો અડગપણે ઉભેલો જણાયો. મુખ્ય દ્વાર પર ખુલ્લે તરવારે પહેરો ભરાતો હતો. તેની ખુલ્લી તરવાર વીજળીની પેઠે ચળકી રહી હતી. આ વેળા ફકત બન્ને સવારો આવી ઉભા. કોટની બાજુ પરથી એક ત્રીજો પુરૂષ પણ ત્યાં આવી ઉભો. આવેલા ત્રણે જણે ગુપ્ત મંત્રણા કરી, પછી તેઓ દરવાજાની છેક નિકટ આવ્યા ને અંદર દાખલ થયા. ત્યાંથી તેઓ દરબાર ગઢની પાસે આવ્યા. ગઢનાં દ્વાર બંધ હોવાથી નવીન આવેલો વૃદ્ધ પુરૂષ બોલ્યો.

' ગંભીર ! દરવાજો ઉઘાડ જોઇએ. '

' કોણ ? ' અંદરથી શબ્દ આવ્યો.

ગંભીર ! એકદમ દરવાજો ઉઘાડ. તને ખબર નથી કે હું ક્યારનોયે બહાર ઉભો થઇ રહ્યો છું. ' બહાર ઉભેલા અપરિચિત સવારે જરા કડક બની કહ્યું.

' પણ આપ કોણ છો તેતો જણાવો ? ' પહેરગીરે દઢતાથી પૂછ્યું.

' એતો હું ! ' બહાર ઉભેલો સવારે સહજ ચીડાઇને કહ્યું.

'પણ હું કોણ ?' અધિક જુસ્સાથી જવાબ મળ્યો.

'હું રણમલ' બહાર ઉભેલા માણસે કહ્યું.

રણમલ આગન્તુક બન્ને સવારોની રાહ જોતો બહાર આવી ઉભો હતો. પૂર્વ સંકેત મુજબ બન્ને સવારો આવી પહોંચ્યા એટલે તેમને લઈ અંદર દાખલ થવા રણમલે દ્વાર ઉઘડાવ્યું.

'રાઠોડ !' અંદરના પહેરગીરે જરા ધીમેથી કહ્યું: 'અત્યારે દરવાજો ઉઘાડવાનો મહારાણાનો હુકમ નથી. તેથી આપ અંદર આવી શકશો નહિ. પહેરગીરે અધિકાર બજાવતાં કહ્યું.

'ગંભીર !, બહાર ઉભેલા રણમલે જરા તીખા સ્વરથી કહ્યું; 'તું અત્યારે કોની સાથે વિવાદ કરે છે તેનું તને ભાન છે ?

''જી, હા; હું રાઠોડ રણમલ સાથે બોલું છું'., ગંભીર મલે કઠોરતાથી જવાબ આપ્યો. ગંભીર કોઇ સાધારણ સિપાઇ ન હતો. તે એક નિકૃષ્ટ શ્રેણિનો સામંત હતો. મહારાણાની સંનિધિમાં મેવાડના પ્રત્યેક સામંતને અમુક મુદત સુધી રહેવું પડે છે. જે સામંત પાટનગરમાં હાજર હોય તેને એક અઠવાડીઆમાં એક વા બે દિવસ સુધી રાજગઢના મુખ્ય દ્વાર પર પહેરો ભરવો પડે. પહેરા પર જે સામંત હાજર હોય તેની સાથે મહારાણા ઘણા માનથી વર્તે છે. રાણાજી બંને વખત ભોજન કરતાં તેને સાથેજ રાખે છે.

પોતાનાથી ડરી ગંભીરમલ દરવાજો ઉઘાડવાનો નથી, એમ જ્યારે રણમલને ખાતરી થઇ ત્યારે, તેણે દમામથી કહ્યું; , ગંભીર ! કમળબા ક્યારનાંયે રાહ જોતાં હશે. માટે તું સત્વર દરવાજો ઉઘાડ, નહિ તો નાહક તેમના ગુસ્સાનો ભોગ થઇ પડીશ. રણમલે દૃઢતાથી યુક્તિ લગાડી.

'રાઠોડ ! તેમ બનવું અશક્ય છે. જો એમ હોય તો કમળબા મને પ્રથમથી ખબર આપ્યા વિના રહે નહિ.'

'તને ખબર નથી, કે હમણાં તે રાણાના મૃત્યુથી શોકાકુલ રહે છે. કોઇ પણ કામમાં લક્ષ આપતાં નથી. કદાચ તને આજે તે સૂચના આપવાનું ભૂલી ગયાં હશે.' રણમલે યુક્તિપુરઃ સર કહ્યું.

'વખતે એમ બને ખરૂં' આમ મન સાથે વિચાર કરી ગંભીર ઉઠ્યો ને કમાડ પાસે આવી દરવાજાની નાની બારી ઉઘાડી. બહાર નજર કરી તો ત્રણ જણને જોયા, તેમાંના બે તો અશ્વારૂઢ

હતા. આ જોઇ ગંભીરમલ્લ ગભરાયો. તરવાર સંભાળતાં તેણે પ્રશ્ન કીધોઃ 'રાઠોડ! આ સાથે આ બે સવાર કોણ છે?'

રણમલ ધીમેથી બોલ્યોઃ 'બંને સવારો જરૂરના કામને માટે હમણાંજ મંડોરથી આવે છે.'

'પણ પહેરવેશ જોતાં તે મંડોરના હોય તેમ નથી જણાતું. રાઠોડ! મને દગો કરવા ઇચ્છો છો કે શું?'

'દગો!!' રણમલે અટ્ટહાસ્ય કરતાં કહ્યુંઃ 'ગંભીર! મારે દગો કોને કરવાનો છે? એ બંને સવારો અહીંનાજ છે. કમળમેને તેમને મોકલ્યા હતા.'

'ઠીક' કહી ગંભીરે દરવાજો ઉઘાડયો. ત્રણે જણે અંદર પ્રવેશ કીધો.

દરબારગઢ અતિ વિશાળ હોઇ તેમાં અનેક પ્રાસાદ આવેલા હતા, તેમાંના એકમાં રણમલ્લનો અને બીજામાં જોધસિંહનો મુકામ હતો, પોતાના ઓરડામાં આવી રણમલે કપડાં ઉતાર્યાં ને બંને આગન્તુક રાજપુતોને જોધસિંહના મહેલમાં મુકામ આપ્યો. તે રાત્રિ તેઓએ તે મહેલમાંજ ગુજારી.

આવનાર રાજપુતો પૈકીના વૃદ્ધનું નામ સંગ્રામસિંહ હતું. એ સંગ્રામસિંહના પૂર્વજોએ રાજ્યની એક નિષ્ઠાથી સેવા કરેલી તેથી રાણાએ પ્રસન્ન થઇ તેને કેટલાંક ગ્રામ ઇનામમાં આપ્યાં હતાં. સંગ્રામના પૂર્વજો રાજભક્ત હતા, તેવાજ પરાક્રમ હોવાથી થોડાજ વખતમાં રાણાનું પ્રેમભાજન બની ગયા. ધીમે ધીમે તેમની પ્રતિષ્ઠા જામી, રાણાના સંપૂર્ણ અનુગ્રહથી તેમની ભાગ્યલક્ષ્મીનો ઉદય થવા લાગ્યો. આથી બીજા કેટલાક સામંતો તેમની ઇર્ષ્યા કરવા લાગ્યા. તથાપિ રાણાની સમક્ષ તેઓ તેમની વિરૂદ્ધ એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકતા નહિ. સંગ્રામના પૂર્વજોએ ધીમે ધીમે પોતાની જાગીર આબાદ કીધી. પરંતુ લોભને કાંઇ થોભ હોય છે? મેવાડની અવનત દશામાં તેમણે પોતાની જાગીરને વિસ્તૃત કરવા પ્રયત્ન કીધો, અને યવનસમ્રાટ્ અલ્લાઉદ્દીનના આક્રમણ પછી જ્યારે મેવાડમાં અશાંતિ વ્યાપી ત્યારે તેમણે આજુબાજુના કેટલાક પ્રદેશ પર પોતાનો અધિકાર સ્થાપન કીધો. ત્યાર પછી ઘણાં વરસ સુધી તેમણે તે પ્રદેશ પોતાનોજ ગણી અમલ ચલાવવા માંડયો. મેવાડનો કાર્યભાર જ્યારે ચંદના હાથમાં આવ્યો ત્યારે તેણે સંગ્રામસિંહ પાસેથી ઉક્ત

પ્રદેશ પોતાના તાબામાં લેવા વિચાર કીધો. ખરી રીતે જોતાં સંગ્રામ-સિંહે—તેના પૂર્વજોએ દબાવેલો પ્રદેશ—ચંદ્રને પાછો સોંપી દેવો જોઇતો હતો. પણ સંગ્રામ કાંઇ સીધો ને સરલ મનુષ્ય ન હતો. તે લોભી ને કપટી હતો. ચંદ્ર તેને સારી રીતે ઓળખતો હતો. તેથી સંગ્રામસિંહ જ્યારે પોતાની જાગીર છોડી ચિતોડમાં આવ્યો ત્યારે ચંદ્રે ઉક્ત વધારેના પ્રદેશ પર રાણાનો અધિકાર સ્થાપિત કરી દીધો. ચિતોડમાંજ સંગ્રામસિંહને તે બાબતની ખબર પડી. તેને ક્રોધ પણ ચડયો. ચંદ્રની પ્રતિ તે તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગ્યો, પણ શું કરે? તોફાન કરવા જેટલી તેનામાં શક્તિ ન હતી, તેથી મૂગે મોઢે તેણે સર્વ સહન કીધું. તેણે તે પ્રદેશ માટે ચંદ્રને પુનઃ પ્રાર્થના કીધી નહિ. મેવાડમાં પ્રાચીન કાળથી એવો નિયમ ચાલતો આવે છે, કે કોઇપણ સામંત પોતાનું કાર્ય સિદ્ધ કરવાને સ્વયં મહારાણાને આજીજી કરતો નથી. કારણ કે તેમ કરવાથી પોતાની પ્રતિષ્ઠા ઘટી જાય એમ તેઓ માને છે. સંગ્રામસિંહ આ કારણથી ચંદ્ર પર ગુસ્સે ભરાયો હતો. જે તે પ્રકારે તે ચંદ્રનું અનિષ્ટ કરવા પ્રયત્ન કરતો હતો, તેમાં તેને રણમલની સાહાય્ય મળી. તે વખતો વખત રણમલ્લની ખાનગી મંડળીમાં આવતો. આજે પણ જોધસિંહે તેને એજ ઉદ્દેશથી અહીં બોલાવ્યો હતો.

સંગ્રામસિંહની સાથે આવેલો રાજપૂત સવાર માનસિંહ હતો. માનસિંહને નાનપણથીજ સંગ્રામે પાળીપોષી મોટો કીધો હતો. તે માનસિંહને અત્યંત ચહાતો. તેની દરેક આજ્ઞાને માન આપતો. તે શૂરો, સ્વામિભક્ત, વિશ્વાસુ ને સ્વાભાવે ગંભીર હતો. વળી તે હિંમતવાન યોદ્ધો પણ હતો. તે દીર્ઘદર્શી હોવાથી સંગ્રામસિંહ વખતો વખત તેની સલાહ લેતો. માનસિંહ પણ નિષ્કપટભાવે પોતાના સ્વામીને યોગ્ય અનુમતિ આપતો. પોતાના પ્રભુને પગલે ચાલવું, તેમની સેવા કરવી ને તેમના હુકમને માન આપવું એ પોતાનું પ્રધાન કર્તવ્ય ગણતો. તેના સમજાવ્યાથીજ સંગ્રામસિંહ આજ સુધી ફિતુર કરી શકતો ન હતો. આજે પોતાની અંતરની વાત છૂપાવી રણમલના બોલાવ્યાથીજ તે અત્રે આવ્યો હતો, ને માનસિંહને પણ સાથે લાવ્યો હતો.



## પરિચ્છેદ ૧૬ મો.

### દગલબાજનો દરબાર.

આજે જોધસિંહની કચેરી ભરાઇ હતી. આ કચેરીમાં આળસુ, અફીણીઆ, સત્તાના લોભીને નિરૂદ્યમી માણસો ભરાયા હતા. રાજ્યની સઘળી હકીકત અહીં આવતી. અનેક માણસોની નિંદા, ચાડીચુગલી ને ગામગપાટા અહીં ચાલતા. રાજ્યની ખટપટો અને પ્રપંચોની જાળ અહીંજ ગુંથાતી. વારાંગનાઓના નાચ અને ગવૈયાઓનાં ગાન પણ અહીંજ થતાં. અત્યારે આ કચેરીમાં જોધસિંહના સર્વ ભક્તો હાજર હતા. વચમાં વૃદ્ધ રણમલ અને તેની બાજુ પર જોધસિંહ બેઠા હતા. સામે સંગ્રામસિંહ, જયસિંહ, માનસિંહ, ધીરસિંહ, વગેરે રાજપૂતો બેઠા હતા. આ મંડળનો નેતા જોધસિંહ હતો. તે મંડળમાં પ્રભુની પેઠે પૂજાતો. તેનો પ્રત્યેક શબ્દ તેનાં માણસો ફુલની પેઠે ઝડપી લેતાં. રણમલને નામે સર્વ કાર્ય જોધસિંહ કરતો.

પ્રપંચજાળ ગુંથવાને માટેજ આજે આ કચેરી ભરાઇ હતી. સંગ્રામસિંહ અને જયસિંહને આજે અહીં બોલાવવાનું કારણ પણ તેજ હતું. થોડી વાર પછી ગરદન ઉંચી કરી રણમલ્લ બોલ્યો: 'ભાઇઓ! આપ આ રાજ્યના સ્તંભરૂપ છો. મર્હુમ રાણાના મરણ પછી રાજ્યવ્યવસ્થામાં કેવું પરિવર્તન થયું છે તે આપ સર્વ જાણો છો. વળી હમણાં શી નવી જુની ચાલે છે તે કોઇને ખબર છે?'

'નવાજુનીમાં તો દરરોજ વાદળાં ઘેરાય છે, પ્રજામાં અશાંતિ વધતી જાય છે.' એક વૃદ્ધ માણુસે અફીણના નીસામાં કહ્યું.

'ચંદ્રદેવે સ્વચ્છંદી રીતે કારભાર ચલાવવા માંડયો છે. નથી સામંતોને પૂછતો કે નથી મંત્રીઓનો અભિપ્રાય લેતો. બાપુ! આપ સત્ય કહો છો. હમણાં તો સર્વ ઠીકઠીક ચાલે છે. આંખ આડા કાન કર્યા વિના છુટકો નથી.' સંગ્રામસિંહે ધીમેથી કહ્યું.

'પણ તેથી પરિણામ કેવું વિપરીત આવશે તેની કોને ખબર છે? મુકુલ હજી નાનો છે. રાણા ચંદ્રના પર વિશ્વાસ મૂકી તેને સર્વ સત્તા સોંપી ગયા. તે વખતે ભોળા રાણાને એમ કયાં ખબર હતી કે ચંદ્ર આમ કપટ કરશે.' જોધસિંહે કપાળે કરચલી ચઢાવતાં કહ્યું.

'બાપુ! આપનું કથન સત્ય છે. મહારાણાજીએ એ મોટી ભૂલ કરી છે. આપના જેવા વિચીક્ષણ પુરૂષના હાથમાં સત્તા હોત તો પ્રજાનું કંઇ કલ્યાણ થાત.' સંગ્રામસિંહે ખુશામત કરતાં કહ્યું.

'મહારાજ! પણ જુઓને દુનીઆ આંધળી છે. આટલું થવા છતાં લોકો તો હજી ચંદ્રનાં વખાણ કરે છે...' ભીમસિંહ નામના રાજપૂતે ટાપસી પુરી.

'ભીમસિંહ! લોકો ભલેને વાહવાહ કહે, પણ તેથી રાજ્યનું શું હિત થવાનું હતું? આખરે પ્રજાને માથે તો દુઃખજ આવવાનું' જોધસિંહે કહ્યું.

'પણ કમળબા હજી આવી વાત ક્યાં જાણે છે? તે તો બિચારી ભોળી છે. વિશ્વાસે તે કુટાઇ મરે છે. તે નિરભિમાની છે. બીજી હોય તો અત્યારે ક્યારનીએ નવા જુની થઇ હોય સમજ્યા?' રણમલે કહ્યું.

'સત્ય છે બાપુ! દેવી તો જોગમાયાનો અવતાર છે. તેમને હજી કળીનો વા વાયો નથી. આપના સંતાન તો આપના જેવાંજ હોય.' જયસિંહે રણમલને વખાણ કરતાં કહ્યું.

જોધસિંહે ગરદન ઉંચી કરી કહ્યું, 'ભાઇઓ! આ સર્વ બાબત આપણે જાણીએ છીએ. આપણે રાજ્યના હિતેચ્છુ છીએ. બાળરાણાના લાભને માટે, સત્યને માટે, આપણે રાજ્યભક્ત છીએ તે બતાવવા માટે, આ સર્વ બાબત બહેનને જાહેર કરી દેવી જોઇએ.'

'ચંદ્ર પાસેથી સઘળી સત્તા લઇ રાજય કારભાર આપનેજ સોંપે તેવી ગોઠવણ કરવી જોઇએ.' સંગ્રામે ટાપસી પુરી.

'સંગ્રામ! રણમલે સાકર વાટવા માંડી: 'ભા! અમારે કારભાર નથી કરવો. અમારે ઘેર રાજ્ય ક્યાં નથી? ઘરનું રાજ્યપાટ છોડી અહીં શા માટે પડી રહ્યા છીએ, તે કોઇ જાણે છે?'

'ખરૂં છે બાપુ!' સંગ્રામસિંહ મોટેથી બોલ્યો: 'આપ તો દાના છો. બાળરાણાના હિતને માટે આપ ઘરનું રાજપાટ છોડી અહીં રહ્યા છો, તેની દેવીને કે બીજા કોઇને ક્યાં ખબર છે?'

'આ બિચારા સંગ્રામસિંહની જાગીર વગર કારણે જપત થાય એ તો મહા જુલમ કહેવાય. પછી સામંતોનાં દીલ ઉંચા થાય એમાં શી નવાઇ! આજ એનો વારો તો કાલે બીજાનો' જોધસિંહે કહ્યું.

'ખરૂં છે બાપુ!' ધીરસિંહે હાજીઓ પુરતાં કહ્યું. 'ગમે તેવો અન્યાય થાય તો પણ તેની કોઈને દાદ ફરિયાદ કરવા જેવું ક્યાં રહ્યું છે?'

'ફરિયાદ!' સંગ્રામ મોટેથી બોલ્યોઃ 'આપણે વળી ફરિયાદ કોની પાસે કરવાની હોય! આપણે તો આ શમશેરોથીજ ન્યાય મેળવવો જોઈએ, કરગરીને નહિ. હું મારી સમશેરના સપથ લઈને કહું છું કે મારી જાગીર પુનઃ પ્રાપ્ત કરવા હું સમર્થ છું, પણ આ રાઠોડની શરમ નડે છે.' રણમલ તરફ હાથ લંબાવીને તે બોલ્યો.

રણમલની આંખમાં કપટનો ભાવ હતો. તેના મુખ પર કૃતિમ હાસ્ય તરી આવ્યું. એક હાથે મૂછ તાણતો તે બોલ્યોઃ 'ઠાકોર! મારા જેવા ઘરડાઓની શરમ ભરો છો, એ તમારી મોટાઈનું લક્ષણ છે. જો આપ જરા પણ સામું ડગલું ભરો તો, આ ચિતોડની ઉંઘ તરત ઉડી જાય અને કમળબેન પણ સમજે કે ચંદ્રની રાજ્યનીતિમાં આટલું પાણી છે.'

સંગ્રામ શાન્ત થયો. આખું મંડળ પણ શાન્ત થયું.

થોડી વાર પછી રણમલ બોલ્યોઃ 'જોધસિંહ! ભા, જો આ આપણા મંડળની એવી ઈચ્છા છે કે, હવે બેન પોતાના હાથમાં સઘળી સત્તા લે. નહિ તો મેવાડમાં શાંતિ રહેશે નહિ. આ બાબત તું બેનને વિદિત કર. પછી તે તેની ઈચ્છા મુજબ ચાલે. પાછળથી કોઈ આપણને ઠપકો તો દે નહિ.'

રણમલના આ વિચારને સરવેએ ટેકો આપ્યો.

'પણ કદાચ પુણ્ય કરવા જતાં પાપ થશે તો?' જોધસિંહે શંકા બતાવી.

'એમ કેમ?' રણમલે મૂછોના આંકડા વાળતાં કહ્યું.

'વખતે બેનને એમ વહેમ પડે કે આમાં આપણને કાંઈ સ્વાર્થ છે.' જોધસિંહે સ્પષ્ટ કહ્યું.

'હા, હા, ભા! રણમલે ગરદન ઝુકાવતાં કહ્યું, "તારૂં કહેવું પણ વિચારવા જેવું છે. દુનીઆ દોરંગી છે. વખતે આમ બોલે ને આમ પણ બોલે. લોકોનાં મોઢાં કાંઈ બંધ કરાય. માટે વિચાર કર્યા પછીજ પગલું ભરવું. કેમ, સંગ્રામસિંહ તમારો મત કેવો છે?'

'બાપુ! આપનું કહેવું તો વાજબી છે. પણ તેથી ડરવા જેવું નથી. આપ ભલા છો, નિસ્વાર્થી છો, ભાણેજના લાભને માટે, રાજ્ના

ના હિતને માટે, આવાં પગલાં ભરો છો. સમજુ માણસો તો સૌ સમજે છે. ઈર્ષ્યાખોર માણસો પછી ગમે તેમ બોલે તેમાં આપણે શું ? લોકો તો મોટા મોટા માણસોની પણ પાછળથી વાત કર્યા વિના રહેતા નથી. માટે આપ એ બાબતની ફીકર રાખો નહિ.'

'હા એ વાત ખરી, પણ આવું કામ પારકા હાથે થાય તોજ જશ મળે' જોધસિંહે ધીમેથી કહ્યું.

જયસિંહના તરફ મોં ફેરવી સંગ્રામસિંહ બોલ્યો:–' ઠાકોર ! જો આપ ધારો તો આ કામ પેશ જાય.'

જયસિંહ ગુંચવાયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો, એટલામાં એકદમ રાણીપ્યારી ત્યાં આવી. જયસિંહના તરફ તીરછી નજર નાખી ને બોલી: 'ઠાકોર ! આમ વિચારમાં શું પડયા છો ? રાજ્યનું હિત સાધવું એ તો તમારો કુલધર્મ છે. આપના પૂર્વજોએ રાજ્યનું કલ્યાણ સાધવા શું નથી કર્યું ? તેમની રાજ્યભક્તિનો જરા વિચાર કરો. જો આપ આ કાર્ય હાથમાં લેશો તો જરૂર પાર પડશે. કમળાબા આપનું કહેવું જરૂર માનશે અને તેથી રાજ્ય ઉપર આપનો એક મોટો ઉપકાર થશે. વળી રાઠોડ આપના કામની કદર કર્યા વિના પણ રહે તેવા નથી.'

'હા, એ વાત એમનાથી ક્યાં અજાણી છે ? રાઠોડની ઉદારતા આખા મેવાડમાં જાણીતી છે' સંગ્રામસિંહે કહ્યું.

જયસિંહ તો હજીએ વિચારમાંજ હતો. એ જોઇ રાણીએ ઉઠીને તેણે પોતાના કંઠમાંની માળા કાઢી જયસિંહને પહેરાવી દીધી.

જયસિંહે હવે રાણીને સમજાવવાનું કામ માથે લીધું. તે પછી બધા વિખરાયા. રણમલના કહેવાથી રાણી, જયસિંહને લઇ પોતાના મહેલમાં ગઇ. આખી રાત જયસિંહ રાણીના મહેલમાંજ રહ્યો.

## પરિચ્છેદ ૧૭ મો.

### ભાઇ બ્હેન.

દિવસનો પ્રથમ પ્રહર ચાલતો હતો. મેવાડની રાજમાતા અત્યારે મુખ્ય પ્રાસાદમાં મ્લાન વદને બેઠેલી હતી. તેના ઉજ્વલ કપાળ પર ચિન્તાની ઝીણી રેખાઓ તરી આવેલી હતી. પ્રથમનાથી હમણાં તેનામાં ઝનુન વધ્યું હતું. અભિમાનથી તેની ગરદન ઉંચી રહેતી.

પોતાનું ગૌરવ જાળવવા તે હંમેશાં પ્રયત્ન કરતી હતી. તેની આંખમાં કોમળતાને બદલે સખ્તાઇ આવેલી હતી.

પૂર્વે નહિ જોએલાં એવાં દશ્ય હવે તેને જોવાનો વારો આવ્યો. જોધસિંહનો ચન્દ્રની વિરૂદ્ધ ઉપદેશ, નગરમાં ચાલતી વિવિધ વાતો, અને સામંતોની બેદીલીથી તે ચિન્તાતુર રહેતી હતી. જોધસિંહની શીખવણીથી સ્વપ્ને પણ નહિ આવેલો એવો રાજમાતા હોવાનો ગર્વ હવે ધીમે ધીમે તેનામાં આવવા લાગ્યો છે. જયસિંહ પણ જોધસિંહના પક્ષનોજ હતો, તેથી રાણીને તે પણ આવું સમજાવતો. આમ હોવાથી કમળાવતી હવે પ્રથમના જેવી રહી ન હતી. પ્રથમ તે પોતાને સાદી કમળાવતી તરીકે ગણતી. પણ હવે તે પોતાને રાજમાતા તરીકે ઓળખાવે છે. જે તે પ્રકારે તે પોતાની પ્રતિષ્ઠા વધારવા પ્રયત્ન કરી રહી છે. સત્તા માટે, મહત્વાકાંક્ષા માટે, સ્વાભિમાન જાળવી મોટાઇ મેળવવા માટે હવે તે મહેનત કરે છે. વળી તેને માત્ર નામની રાજમાતા નહિ પણ ખરેખરી રાજમાતા બનવાની ઇચ્છા છે. એ ઇચ્છા પૂર્ણ કરી પોતાનું નામ અમર કરવું એવી પણ તેને અભિલાષા છે. દિનપરદિન તેની એ અભિલાષા વધતી રહી. જોધસિંહના સ્વાર્થી વિચારોથી, કપટાચારથી, અને જયસિંહના મૂકત્વથી તેને પોષણ મળ્યું. હવે તેનું માથું ફરી ગયું. ચંદ્ર પરની મમતા ધીમે ધીમે કમી થતી હતી તેમાં હવે ગતી આવી. હવે ચંદ્રની નિઃસ્વાર્થ વૃત્તિ તેને કંઇક સ્વાર્થરૂપે દેખાવા લાગી, પુરેપુરી તો નહિ. અત્યારે તે વિમાસણ કરતી બેઠી હતી. તેની પાસે તેની દાસી પ્રભાવતી હતી. રાણીને તે આસ્વાસન આપતી હતી.

'બહેન! અંદર છો કે?' જોધસિંહ બારણા પાસે આવી ગંભીરતાથી બોલ્યો. તેના સાદમાં નમ્રતા હતી. મુખપર દીલગીરી હતી.

'કોણ? ભાઇ! હું અહીંઆં છું.' અંદરના ખંડમાંથી જવાબ આવ્યો.

અંદર જઇ જોધસિંહ રાણીની સામે એક આસન પર બેઠો. સર્વ વિચાર પડતા મૂકી તે જાધસિંહના સામું જોઇ રહી.

'ભાઇ! શી નવાજુની છે?' રાણીએ બહુજ ધીમેથી પૂછ્યું.

'બહેન! પિતાશ્રી મંડોર જવા તૈયાર થયા છે.'

'કેમ?' રાણીએ આશ્ચર્ય પામતાં કહ્યું.

'સમય એવો છે!' જોધસિંહે હડે પેટે જવાબ દીધો.

'એટલે ? તારાં સંદિગ્ધ વચનો સૂણી મને શંકા થાય છે.'

'બ્હેન ! તમને ક્યાં ખબર નથી. હમણાં વાદળાં ઘેરાય છે. પ્રજામાં અશાન્તિ વધતી જાય છે.'

'એમ થવાનું કારણ શું ?'

'ચંદ્રની પ્રપંચી રાજનીતિ ને તમારી બેકાળજી.'

'હેં શું કહે છે ?! ચંદ્રની રાજનીતિ પ્રપંચી છે !' રાણી જાણે ભડકી હોય એમ બોલી.

'હા, એક નહિ પણ સત્તરવાર.'

'ઠીક, પણ પિતાશ્રી શા માટે જાય છે ?'

'તમારી લ્હાયે.'

'એમ કેમ ?'

'સાંભળો બ્હેન ! આ રાજ્ય મુકુલનું છે, ચંદ્રનું નથી. છતાં તમે કાળજી રાખતા કેમ નથી ?'

'પણ મુકુલનું રાજ્ય નથી એમ કોણ કહે છે ? ચંદ્ર મુકુલ વતીજ કારભાર કરે છે.'

'એમાં શું વળ્યું ? એ તો ચાવવાના જુદાને બતાવવાના પણ જુદા. મુકુલવતી હું કારભાર કરૂં છું એમ મોઢેથી કહેવાનું, પણ અંદરખાનેથી તો રાજ્ય દબાવી પડવાની પેરવી થાય છે.'

'ભાઇ ! તમે એ શાથી જાણ્યું ?'

'આખો દેશ જાણે ને હું ન જાણું !! તેની રાજનીતિજ તેના મલીન હૃદયની સાક્ષી પુરે છે. માટે તમે વિચાર કરી રાજ્ય સંભાળી લો.'

'ભાઇ ! હું જાણું છું કે ચિતોડની સ્થિતિ હમણાં ગુંચવણી ભરેલી છે. પિતાશ્રીને કહે, કે તે હમણાં જવાનું બંધ રાખે. તેમના જેવા રાજનીતિજ્ઞ પુરૂષથીજ ચિતોડની અશાંતિ દૂર થાય તેમ છે.' રાણીએ ગળગળા થઇ કહ્યું.

'બ્હેન તેમણે રહેવું ન રહેવું તે જાણે. હું પણ અહીં થોડાજ દિવસ રહેવાનો છું. ચંદ્ર સિવાય બીજાથી ચિતોડની અશાંતિ દૂર થાય તેમ નથી.' જોધસિંહે માર્મિક વાક્પ્રહાર કીધો.

'ભાઇ ! આટલા બધા દિવસ ઉતાવળ ન હતી ને હવે ઉતાવળ થઇ ! તારે પણ ત્યાં શું જરૂરી કામ છે ? પિતાજીએ આમ શા કારણથી કોપ કીધો ?' રાણીએ મૃદુભાવે કીધું.

જોધસિંહ ગંભીરતાથી બોલ્યો: 'બ્હેન! આટલા દિવસ ઉતાવળ નહતી એમ નહિ. તારે માટે ઘરનું રાજપાટ છોડી અમે બંને અહીં ભરાઇ રહ્યા. ભાણેજ નાનો છે, તેથી તેનો લાભ જાળવવો, એવી લાગણીએ અમને અહિં રોકયા. અમે બનતો પ્રયત્ન કીધો. ચંદ્ર સાથે વિખવાદ થયો. તેં ધ્યાન આપ્યું નહિ. હવે અમારૂં માન જળવાય તેમ લાગતું નથી. અમારૂં કંઇ ચાલતું નથી. ચિતોડની સ્થિતિ વધારે ને વધારે ખરાબ થતી જાય છે. અમારૂં દીલ દાઝે છે, પણ શું કરીએ ? સત્તા નથી, સત્તા આગળ શાણપણ નકામું છે. આ દુઃખ જોયું જતું નથી. જોઇને રહેવું ને મન બાળવું તે કરતાં દૂર જવું સારૂં, 'એમ સમજી અમે જવા તૈયારી કીધી છે. જતાં જતાં પણ હું તને કહું છું, કે સંપ વિના સુખ નથી. સર્વ સામંતો ને ભયાતો પ્રીતિથી વશ રાખવા એમાંજ રાજ્યની આબાદી છે. એજ રાજ્યનું ગૌરવ વધારવાનું સાધન છે. નજીવી બાબતોમાં સામંતોને બેદીલ કરવા એ આપણે હાથેજ આપણું અનિષ્ટ કરવા બરાબર છે. સંગ્રામસિંહ જેવાને નકામા બેદીલ કીધા છે, કેમ જયસિંહ ?'

જયસિંહ ગરદન ઝુકાવતો બોલ્યો: 'બા ! ભાઇ કહે છે તે વાજબી છે.'

પોતાનાજ ખાસ માણસને આ પ્રમાણે બોલતો સાંભળી રાણી વિચારમાં પડી. થોડીવાર પછી તે બોલી:—

'ભાઇ ! તમને મેવાડનો કારભાર સોંપુ તો તમે શું કરો ?'

હું ? મારા હાથમાં સત્તા આવે તો પ્રથમ ચંદ્રનો પક્ષ નિર્મળ કરૂં. અત્યારે ચાલી રહેલી અશાંતિ દુર કરૂં. સામંતોમાં એકતા ને વીરતા પ્રેરૂં. લોકોની રાજ્યભક્તિ ક્ષીણ પામતી જાય છે, તેને સતેજ કરૂં—કહે બેન આમ થાય એટલે રાજ્યનું ગૌરવ સ્વતઃ વધે કે નહિ ?' જોધસિંહે કપટજાળ વિસ્તારતાં કહ્યું.

વિચારમાં પડી ડોકું હલાવી રાણીએ કહ્યું: 'ભાઇ તારી વાત મને કંઇક અંશે ઠીક લાગે છે, પણ હવે કેમ કરવું કે જેથી ભાવિભય ટળે.'

આટલું બોલી રાણી બંધ થઇ. જોધસિંહ તેના સામુંજ જોઇ રહ્યો. પોતાની ધારણા સફળ થાય એવાં ચિહ્ન હવે તેને જણાયાં. દિલસોજ વૃત્તિથી રાણીના મુખ સામે ટગર ટગર જોઈ રહ્યો. તે કાંઇક જવાબ આપે તે પહેલાં વિચારમાંથી મુક્ત થઈ રાણીએ કહ્યું: 'ચંદ્રને શિખામણ દીધી હોય તો ઠીક, કેમ વારૂ ?'

રાણીનો આ વિચાર જોધસિંહને ન ગમ્યો. તેની સ્વાર્થવૃત્તિ હવે બમણી સતેજ થઈ. તે ગંભીરતાથી બોલ્યોઃ 'બહેન શિખામણ દીધાથી હવે શું વળે? જાણીબુઝીને જે આડે રસ્તે જાય તેને શું કરવું?'

'ત્યારે તેને સીધે રસ્તે ચડાવવાને શું કરવું?'

'શું કરવું? હું કહીશ તે તમને પસંદ નહિ પડે.'

'પણ કહો તો ખરા. હું વિચાર કરીશ.' રાણીએ જિજ્ઞાસાથી કહ્યું.

'તેને એકદમ રાજ્યમાંથી દૂર કરો!'

'કોને? ચંદ્રને?!' ગુસ્સાથી જોધસિંહ પર તીક્ષ્ણ દષ્ટિ ફેંકી રાણીએ કહ્યું.

'હા, ચંદ્રને!' અવનત મુખે ભયંકર શાંતિ ધારણ કરી જોધસિંહે કહ્યું.

'ભાઈ જોધસિંહ!' રાણીએ ક્રોધાન્વિત વદને કહ્યુંઃ 'તું આમ કેમ બોલે છે? શું મને ચીડવે છે?'

'ચીડવતો નથી પણ સત્ય કહું છું.' જોધસિંહ અડગપણે બોલ્યો.

'સત્ય! હા, મને અને ચંદ્રને વિખવાદ થાય એ સત્ય.'

'વિખવાદ વિના મુકુલનું કલ્યાણ નથી. પારકાંને પાળી પોતાનાને મારનાર તારા જેવું ટુંકી બુદ્ધિનું બીજું કોણ હોય? મારૂં તો દીલ બળીને ખાખ થઈ જાય છે. કકળતી આંતરડી આટલું બોલે છે. બાકી મારે શું? હું તો કાલે ઉઠીને મારા રાજ્યમાં ચાલ્યો જઈશ. આટલું બોલતાં જોધસિંહનું હૃદય ભરાઈ આવ્યું! તેની આંખમાંથી બે અશ્રુબિંદુ પણ પડયાં!!

'ભાઈ!' રાણીના અવાજમાં નમ્રતા આવી. તે બોલીઃ 'તું બધી હકીકત જાણે છે. ચંદ્ર ઉપર રાજ્યનો સઘળો આધાર છે. તે મારો જમણો હાથ છે. તેના વડે મેવાડનું ગૌરવ ટકી રહ્યું છે. તેની ઉદાર બુદ્ધિથીજ સામંતો આધીન છે. તેના વડેજ મારો દીકરો મેવાડનો મહારાણો બન્યો છે. તેના ભયથીજ યવનો આક્રમણ કરતા અટકયા છે.' રાણીએ કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું.

'બહેન!' જોધસિંહે યુક્તિથી કહ્યુંઃ 'આ વચન તારા દીલની ઉદારતા દર્શાવે છે. તું ગુણજ્ઞ છે. ચંદ્ર પરાક્રમી છે, બાહોશ છે.

પણ તેની રાજનીતિથી ભવિષ્યમાં ભય દેખાય છે. માટે મુકુલને પુનઃ રાજ્યાભિષેક કરી, સર્વ સત્તા થોડા વખત તારા હાથમાં લે.'

જોધસિંહની વાક્પટુતાથી અને જયસિંહની પૂર્તિથી રાણી ભંભેરાઇ. ચંદ્રનું વર્તન હવે તેને દોષયુક્ત દેખાવા લાગ્યું. ચંદ્રના સદ્ગુણોની છાપ રાણીના હૃદયપર પડી હતી. ચંદ્ર ખરો રાજભક્ત છે એમ તે જાણતી હતી, પણ અત્યારે તે સર્વ બાબત તેના મગજમાંથી ભુસાઇ ગઇ. ગમે તેટલું તોયે જોધસિંહ તેને પોતાનો અને ચંદ્ર પારકો જણાયો. જોધસિંહની કપટવાળી, સ્વાર્થી પણ ઉપરથી મીઠી દેખાતી વાણી રાણીને ગમી. ચંદ્ર તરફ હવે તે સંપૂર્ણ શંકાથી જોવા લાગી. તે નમ્રતાથી બોલીઃ 'ભાઇ! હું તારા વચનમાં વિશ્વાસ રાખું છું.'

'બહેન! ફીકર નહિ. હું તારો હિતેચ્છુ છું. ભાણાનું હિત જાળવવા હું અહીં આવ્યો છું. મારા જેવા નિઃસ્વાર્થવૃત્તિનો માણસ બીજો તને નહિ મળે?'

જોધસિંહની પ્રપંચ જાળમાં રાણી ફસાઇ. તેની બુદ્ધિને અનુસરવા તે તૈયાર થઇ. જોધસિંહ હવે તેને પોતાના અંતરનો, વિશ્વાસુ નિમકહલાલ, ખરો હિતેચ્છુ જણાયો.

ચિંતાયુક્ત ચહેરે રાણી બોલી. 'બગડેલી બાજી હવે શી રીતે સુધારવી?'

'પ્રથમ તો તું ચંદ્રને કહે કે તે મુકુલને પટ્ટાભિષેક કરે. પછી સઘળી સત્તા તે છોડી દે. રાજ્યનો કારભાર તું ચલવ, કે પછી વિશ્વાસ હોય તો મને કે બીજા કોઇને સોંપજે.'

'ઠીક, હું વિચાર કરીશ.' રાણીએ ગંભીર મુદ્રાથી કહ્યું.

'આ વખત વિચાર કરવાનો નથી. ચંદ્ર એકદમ સત્તા છોડશે નહિ.' જયસિંહે કહ્યું.

'છોડવતાં આવડે તો જરાયે વાર નહિ લાગે.' જોધસિંહે કહ્યું.

જયસિંહ ભવાં ચડાવી બોલ્યોઃ 'શી રીતે?'

'તે બેનની આજ્ઞા પાળનારો છે. બેન કહેશે તે પ્રમાણે તે વર્તશે.'

'પણ તેને તેમ કહેતાં મારી જીભ ઉપડવાની નથી.' રાણીએ મ્લાન વદને કહ્યું. તેના હૃદય પર સખત આઘાત થયો હતો.

'પ્રયત્ને ઉપાડવી પડશે. તેમ કર્યા વિના કાંઈ છૂટકો છે?' જોધસિંહે જરા તરડાઇને કહ્યું.

' ઠીક, હું તેમ કરીશ, પણ તેના જવાથી પ્રજા દીલગીર થશે.' રાણીએ મહા મહેનતે આટલા શબ્દો ઉચાર્યા. તેની આંખોમાંથી દડદડ આંસુ નીકળી પડયાં.

' તે તરફની તમે ચિંતા ન કરો. તેનો ભાર હું મારા માથે રાખું છું. જયસિંહની હું મદદ લઇશ ને તેનું જવું જરાયે દીઠુ પડવા દઇશ નહિ.'

બહાર ઉભેલા ચંદ્રે આ શબ્દો સાંભળ્યા. તુરત તે ત્યાંથી પાછો ફર્યો.

' બહેન !' જોધસિંહે ઉભા થતાં કહ્યું: ' જોજે ! ચંદ્રને મોઢે મારૂં નામ દઇશ નહિ. તારા પક્ષનાં માણસો તરફ તે ધૃણાની દૃષ્ટિથી જુએ છે હું તારા પક્ષમાં છું તે તેને ખબર છે.

' કાંઈ ફીકર નહિ.' રાણીએ ધીમેથી કહ્યું.

જોધસિંહ બહાર ગયો. રાણી વિચાર કરતી ત્યાંજ બેસી રહી.

---

## પરિચ્છેદ ૧૮ મો.

### ચંદ્રસિંહ ને જોધસિંહ.

જોધસિંહ બહાર નીકળ્યો. તે મનમાં મલકાતો હતો. ચિતોડમાં પ્રવેશ કરતી વખતે જે ઘટના તેણે ઘડી હતી તે હવે સિદ્ધ થએલી જણાઇ. તે પોતાના મહેલમાં ગયો. ત્યાં રાજ્યવહીવટ શી રીતે ચલાવવો તે સંબંધી વિચારોમાં મશગુલ થયો.

' મહારાજ '! એક નોકરનો સાદ આવ્યો.

' કોણ જયમલ ?' જોધસિંહે વિચાર મુકત થતાં કહ્યું.

' જી, હા. આપને મહારાજ ચંદ્રદેવ બોલાવે છે.

જોધસિંહનું મુખ મ્લાન થઇ ગયું. તે વિચારમાં પડયો. થોડી વાર પછી તેનો મનોભાવ છુપાવવાનો પ્રયત્ન કરતો બોલ્યો: ' જયમલ ! હમણાં મહારાજ કયાં છે ' '

' રાજમહેલના ખાનગી ઓરડામાં બેઠા છે.'

' ત્યાં બીજું કોણ છે ?'

' કોઇ નહિ .'

જોધસિંહને જરા હિંમત આવી. તે કપડાં પહેરી તૈયાર થયો. ચાલતાં ચાલતાં તેને અનેક વિચાર થવા લાગ્યા: શા માટે તે બોલા-

જતા હશે? રાણી સાથેની વાતચીત તેમની જાણમાં હશે? મને શું પૂછશે? હું તેમનો શો ઉત્તર દઇશ? તેનો ઉત્સાહ નષ્ટ થયો. પગ નરમ થઇ ગયા. મનમાં ક્ષોભ થયો. ચંદ્રદેવ કાંઈ સાધારણ માણસ ન હતો. તે રાજપૂત કુળતિલક સૂર્યવંશીય મેવાડનો ખરેખરો મહારાણો હતો. સર્વ સામંતો તેની સત્તાને અધીન હતા. પ્રજાને તે પ્રિય હતો. સમસ્ત પ્રજા તેને પ્રભુતુલ્ય માનતી હતી. તેના વચનમાં સર્વને શ્રદ્ધા હતી. તેના હુકમનો અનાદર કરવા કોઇ સમર્થ ન હતું. આવો માણસ કાંઇ અકારણ બોલાવે નહિ.

એક ઓરડામાં મહારાજ ચંદ્રદેવ વિચારમગ્ન બેસી રહ્યા હતા. દ્વારપર ચાર શસ્ત્રાસ્ત્રથી સજ્જ પ્રહરીઓ પહેરા પર ટેલતા હતા. જોધસિંહ અંદર ગયો. ઓરડાના એકાન્તિક ભાગમાં ગાદીપર તકીઆને અઢેલી મહારાજ ચંદ્રદેવ બેઠા હતા. તેમનું વય લગભગ પચીસેક વરસનું લાગતું હતું. મુખપર ક્ષાત્ર તેજ ચળકતું હતું. આંખો, તીક્ષ્ણ, શરીરનો વર્ણ ગૌર અને ઓષ્ઠ પર ઉગતી મૂછોની શ્યામ પંક્તિ દીસી આપતી હતી. યદ્યપિ મુખમંડળ ગ્લાનિયુક્ત હતું તથાપિ તેની સ્વાભાવિક પ્રતિભા કિંવા તેજસ્વિતા હજી બીલકુલ વિનષ્ટ થએલી ન હતી. ગૌરવાન્વિત ચહેરા પર ક્ષણે ક્ષણે ક્રોધ ને તિરસ્કારની રેખાઓ તરી આવતી હતી.

જોધસિંહને જોઇ તેના પ્રતિ એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી તેને પોતાની સન્મુખ બેસવા સૂચવ્યું. જોધસિંહ તેમને યથોચિત નમસ્કાર કરી બેઠો. જોધસિંહને દરરોજ કરતાં આજે ચંદ્રનો ચહેરો વિચિત્ર જણાયો. તેને કાંઇ કાંઇ વિચારો થયા. ચંદ્રની લોકપ્રિયતા, ઉદાર રાજનીતિ, તેનાં યશ પરાક્રમ, ને રાણી–રાજમાતા–ની સાથેનો તેનો સંબંધ, એ સર્વ તેને સાંભરી આવ્યું. ક્ષણવારમાં સર્વનું વિસ્મરણ કરી તેણે ચંદ્ર સાથે વાતો કરવા માંડી.

'જોધસિંહ!' ચંદ્રે તિક્ષ્ણ દૃષ્ટિપાત કરી ગંભીરતાથી કહ્યું: બોલો, લાંબી મુદતથી મંડોર છોડી અહીં કેમ આવી રહ્યા છો.?

'મહારાજ! હું આપના કામમાં વિઘ્ન નાખવા નથી આવ્યો, પણ આપને મદદ કરવા આવ્યો છું. મારો ભાણેજ નાનો છે, તેથીજ મારે અહીં રહેવું પડયું છે.'

ચંદ્ર તેનાં ઉક્ત વચન સાંભળી સહેજ હસ્યો ને મૂગો રહ્યો. થોડી વાર પછી વળી તે બોલ્યો: 'રાઠોડ! હમણાં શી નવાજુની ચાલે છે?'

'બાપુ! પરિસ્થિતિ ખરાબ છે. સામંતોનાં દીલ ઉઠી ગયાં છે. ચિતોડ અસંતુષ્ટ છે.'

'રાઠોડ! પરિસ્થિતિની તમને બરાબર ખબર છે. તમે અમારા-તમારા ભાણેજના—હિતેચ્છુ છો કે દુશ્મન?'

જોધસિંહ આ સાંભળી આશ્ચર્ય પામ્યો. તે ધીમેથી બોલ્યો: 'હું આ રાજ્યનો મિત્ર છું.'

'ત્યારે હું કહું તેટલું કરશો? ચંદ્રે સત્તાદર્શક અવાજે કીધું.

'જી, હા. આપ કહેશો તે કામ યથાશક્તિ કરીશ.'

'જોધસિંહ! ત્યારે હવે બસ! અત્યાર સુધી તમે જે કર્યું તે કર્યું. પણ હવે મહેરબાની કરી મારા કોઇ કામમાં આડે આવશો નહિ. મારી નિંદા કરશો નહિ ને રાજમાતાને ભંભેરશો નહિ.'

જોધસિંહ ચમક્યો. ચંદ્રે આ બધું કેવી રીતે જાણ્યું તે સંબંધી તે વિચાર કરવા લાગ્યો. ચંદ્રની રાજનીતિ હવે તેના સમજવામાં આવી, તે મનમાં ડરવા લાગ્યો.

'મહારાજ! હું કાંઇ અહીં તોફાન કરવા નથી આવ્યો. મહારાણાના મૃત્યુના સમાચાર જાણી બેનને આશ્વાસન આપવા આવ્યો. તેમાંથી અતિશય આગ્રહને લીધે રોકાવું પડયું. બેન કહેશે ત્યાં સુધી અહીં રહીશ, પછી અહીંથી ચાલ્યો જઇશ.'

જોધસિંહ પોતાને કેવી રીતે ઠગવા માગે છે તે ચંદ્ર સમજી ગયો. તે દ્રઢતાથી બોલ્યો: 'રાઠોડ! આમ તેમ બોલી મને છેતરવા પ્રયત્ન કરો નહિ. મને તમારો સારો પરિચય છે. તમે શા માટે અહીં આવ્યા છો, આટલી મુદતથી શા માટે અહીં રહો છો, અને શી પ્રવૃત્તિ આદરો છો, તે સર્વ મને ખબર છે. હવે તમે સામંતોમાં ખટપટ ન કરો. મારૂં ભુંડુ ન બોલો. રાજમાતાને સાચું જુઠું ન સમજાવો. એ સઘળાં કારસ્થાન મૂકી દો નહિ તો મારે ને તમારે બનશે નહિ! રાઠોડ! આપણી વચ્ચે વેર ઉભું થશે. પરિણામ ખરાબ આવશે, સમજ્યા?'

જોધસિંહ બેહોશ બની ગયો. તેનાં ગાત્ર શિથિલ થઇ ગયાં. બે હાથ જોડી ધીમેથી તે બોલ્યો: 'મહારાજ! આપને કોઇએ આડુંઅવળું સમજાવ્યું છે. આપ ધારો છો તેવો હું અધમ નથી. હું આપનો મિત્ર છું.'

'કેવી રીતે?' ચંદ્રે ભ્રકુટી ચડાવતાં કીધું.

'આપનો અને મારો હેતુ એકજ છે. અર્થાત્ આપણે બંને બાળરાણાના હિતેચ્છુ છીએ.'

ચંદ્ર ખડખડ હસ્યો. તિરસ્કારભરી દૃષ્ટિ નાંખી તે બોલ્યોઃ

'રાઠોડ! સંભાળજો. મારાં વચન યાદ રાખજો.'

'બાપુ! મારા પર વહેમ ન રાખો. હું આપનો મિત્ર છું. કહો તો મિત્રરૂપે એક સૂચના કરૂં.'

'શી?' ચંદ્રે તિરસ્કારભર્યું સ્મિત કરી કહ્યું.

'રાજમાતા હમણાં આપના પર ગુસ્સે થયાં છે.'

'કારણ?'

'કોણ જાણે. તેમના મનનો મેલ આપણને શી રીતે જણાય?'

'પણ તેમને વહેમ ઘાલનાર કોણ? કયો નરાધમ મારી કીર્તિને કલંકિત કરવા પ્રયત્ન કરે છે? તેણે સારી પેઠે સમજી લેવું જોઇએ કે પડિહારો ને સીસોદિઆઓમાં જમીન આશમાનનો તફાવત છે.'

જોધસિંહ દિંગમૂઢ બની ગયો. શો ઉત્તર દેવો તે ન સૂઝ્યું. તથાપિ અત્યારે મૂંગા રહેવું એ ગુનો કબુલ કરવા જેવું છે એમ ધારી સ્વાસ્થ્ય મેળવતાં તે બોલ્યોઃ 'મહારાજ! હું તે સંબંધી કાંઈ જાણતો નથી.'

'નથી જાણતા?! ઠીક, રાધે પ્યારીને અહીં બોલાવી, તેની મારફત જયસિંહને ફોડયો. ગંભીરમલને પક્ષમાં લીધો, અન્ય સામંતોને પણ લાલચમાં નાખી આડુંઅવળું સમજાવ્યા. આજ સવારથી અત્યાર સુધી રાણી જોડે વાતો કરી. મેવાડની સત્તા તેમના હાથમાં લેવા તમે સમજાવ્યું, આગ્રહ કર્યો ને છેવટે કબુલ કરાવી અહીં આવ્યા. આ સર્વ વાતો કાંઇ મારી જાણ બહાર છે? રાઠોડ! સઘળી ખટપટ મૂકી દઇ છાનામાના ચાલ્યા જાવ. નહિ તો ચકમક ઝરશે.'

જોધસિંહ શરમિંદો બની ગયો. તેનો ગર્વ જરા ઉતર્યો. અત્યારે નમતું જોખવું તેને ઠીક ન લાગ્યું. તે બોલ્યોઃ 'એમ કરવામાં મને શો લાભ થવાનો હતો?'

'રાઠોડ! લાભાલાભ તપાસવાનું કામ મારૂં નથી. પુનઃ પણ કહું છું કે મારી રાજનીતિમાં વચમાં ન આવશો. એવો ગુનો કરનારને હું શું માનું છું. તેનો ગુનો ક્ષમા કરતો નથી સમજ્યા?'

જોધસિંહ ચતુર હતો, નીડર હતો. ચંદ્રના ગૌરવે તેને અવાક્ બનાવી દીધો. તેનો ગર્વ ઉતર્યો, મન પીગળી ગયું. તે કાંઇ પણ ઉત્તર આપી શકયો નહિ, મનનો બળ્યો મનમાંજ રહ્યો.

'રાઠોડ ! હવે જવું હોય તો જાવ. અત્યારે મને વધારે ફુરસદ નથી. મારે માતાજીને પ્રણામ કરવા જવું છે.'

'ઠીક' કહી જોધસિંહ ચાલતો થયો.

ચંદ્ર તેની પુઠળ જોઇ રહ્યો. અદ્દષ્ટ થતાં તે ઉભો થયો ને પોતે કપડાં બદલી રણવાસ તરફ ચાલ્યો. ગૌરવથી ઝપાટાબંધ ડગલાં ભરતો, નીડર ચહેરે તે રણવાસના દ્વાર પાસે આવ્યો. બારણું બંધ હતું. ચંદ્રે આવી તે ધકેલ્યું. તરતજ એક સુંદર યુવતીએ મૃદુ અવાજે અંદરથી પુછ્યું 'કોણ ?'

'એ તો હું' ચંદ્રે શાંતિથી કહ્યું.

'મહારાજ ! પધારો.' બા આપનીજ રાહ જુએ છે.

ચંદ્રનું આગમન જાણી જયસિંહ કાંઇક મિષ કાઢી ત્યાંથી ચાલતો થયો.

## પરિચ્છેદ ૧૯ મો.

### સત્તાનો નીશો.

ચંદ્ર સપાટાબંધ રાણીની સન્મુખ આવ્યો. કમળાવતીએ અત્યારે શ્યામ સાડી ધારણ કીધી હતી. મુખ મ્લાન હતું. આંખો તેજસ્વી ને તેમાં સત્તાનો નીશો દેખાતો હતો. નિત્યના નિયમ પ્રમાણે ચંદ્રે આવી તેને નમન કીધું પણ રાણીએ તેને કાંઇ કહ્યું નહિ. તેની આંખોમાં અત્યારે વાત્સલ્ય ભાવને બદલે શત્રુભાવ દેખાતો હતો.

રાણીનાં આવા વર્તનથી ચંદ્ર દીલગીર થઇ ગયો. પોતે ધારેલી સર્વ બાબતો તેને સત્ય જણાઇ. જે માતા પોતાના પર અતુલ પ્રેમ રાખતી, હસિત વદને આવકાર આપતી ને કુશળતાના સમાચાર પૂછતી તે માતાની આંખમાં અત્યારે પ્રેમ નથી પણ કઠોરતા છે. વિચારમાંથી મુક્ત થઇ હમણાં આવકાર આપશે એમ ધારી ચંદ્ર થોડી વાર એમને એમ-કાંઇ પણ બોલ્યા વિના- ઉભો રહ્યો. પણ રાણીના મુખમાંથી એક પણ શબ્દ ન નીકળ્યો!

'માતાજી! આપ કેમ વિચારમાં પડયાં છો? શું મેં કાંઇ અપરાધ કીધો છે? આપને કાંઇ માઠું લાગ્યું છે? આપને ઉદાસ જોઇને મને ઘણો ઉદ્વેગ થાય છે. ચંદ્રે વિનયથી કહ્યું.

'ચંદ્ર!' રાણીએ ઉગ્રપણે, સિંહનો સીનો ધારણ કરી, સત્તાદર્શક અવાજે કહ્યું : ' હવે તું મિથ્યા દંભ ન કર. તારો સઘળો પ્રપંચ મારા જાણવામાં છે. તારા આડંબરથી હું છેતરાઉ તેવી નથી. માટે જુઠું બોલી, ડોળ બતાવી છેતરવાની સઘળી યુક્તિઓ તજી દે. લુચ્ચાઇ કર નહિ.'

રાણીનાં ઉકત વચનો ચંદ્ર સાંભળી રહ્યો. આવાં કઠોર વચન પૂર્વે કદી તેણે સાંભળ્યાં હતાં નહિ. તેનું આવું રૂદ્રસ્વરૂપ પણ પૂર્વે કદી તેણે દીઠું ન હતું. રાણીનું ચિત્ત આજે અશાન્ત, વ્યગ્ર લાગ્યું. તે ધૂનમમાં નેધૂનમાંજ આમ બોલે છે એમ ધારી ચંદ્ર પુનઃ નમ્રતાપૂર્વક બોલ્યોઃ

'પૂજ્ય માતાજી ! આપ આ શું બોલો છો? સોનામાં શ્યામતા કયાંથી? આપનું મગજ અત્યારે અશાન્ત તો નથી ને ? મારા વિરૂદ્ધ કોઇએ કાંઇ ખરૂં ખોટું ભેરવ્યું છે? બાળક ઉપર આજે આમ કોપ કરવાનું શું કારણ? મારી રાજનીતિ શું આપને પ્રપંચ વાળી લાગી? મારૂં વર્તન સ્વાર્થીને દંભ વાળું જણાયું? કમળાબા ! આપનાં એ કઠોર વચન મને બહુ સાલે છે. આપ કહોછો તેવી મલિનતા મારા હૃદયમાં નથી. હું દુર્ગુણી કે સ્વાર્થી નથી બન્યો. માટે મારાપર કૃપા કરો, દયા કરો.

રાણી પુરતા દમામથી બોલી, 'ચંદ્ર! તુ આવાં વચન બોલી મને ઠગવાનું છોડી દે. આવા ઢોંગથી હું તને પ્રામાણિક નહિ ગણું હું નહોતી ધારતી કે તું મને દગો કરશે;

ચંદ્રના હૃદયમાં દુર્નિવાર્ય વ્યથા થવા લાગી. શું ઉત્તર આપવો એ તેને ન સુઝયું. નીચે મુખે તે ફકત સર્વ સાંભળી રહ્યો.

ચંદ્રના મૂકત્વથી રાણીનું અભિમાન ઉછળી આવ્યું. સત્તાનો નીશો ચઢી આવ્યો. આંખમાં ક્રુરપણું દેખાયું. તે બોલીઃ ' કપટી! તારી રાજનીતિનું ખરૂં સ્વરૂપ હું સમજી શકી છું. તને ખબર નથી કે આ રાજ્ય તારૂં નથી પણ મુકુલનું છે? રાજ્ય સાથે તારે હવે શો સંબંધ છે?'

'કંઇજ નહિ. ચંદ્રે નમ્રતાથી કહ્યું.' આ રાજ્ય પર સંપૂર્ણ

સ્વામિત્વ મારા કનિષ્ઠ બંધુ મુકુલનુંજ છે. મુકુલના વતીજ પિતાશ્રીની આજ્ઞાથી અને પ્રજાની ઇચ્છાથી હમણાં હું શાસન કરૂં છું.'

'શું તું શાસન કરે છે કે રાજા થઇ બેઠા છે?' રાણીએ તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકી ધુરકતાં કહ્યું.

'માતુશ્રી! રાજા થઇ બેઠા નથી ને તેવી ઇચ્છા પણ નથી.'

'ત્યારે રાજ્યનો અધિકાર તું મુકુલને સોંપતો કેમ નથી. ?'

'સોંપીશ.' ચંદ્રે શાંતિથી કહ્યુ.

'ક્યારે ?' રાણીએ ભવાં ચડાવી કહ્યું.

'વખત આવશે ત્યારે.' ચંદ્રે દૃઢતાથી કહ્યું.

કમળાવતીનો મિજાજ હવે હાથ ન રહ્યો. તે ગુસ્સાથી બોલી 'ચંદ્ર! સોંપતાં સોંપતાં વર્ષોનાં વર્ષ વીતી ગયાં. હજી તું કાંઇ સોંપતો નથી.'

'દેવી! તમે ઉતાવળાં થાવ નહિ. હું સત્તા છોડતો નથી તેમાં તમનેજ લાભ છે, સમજ્યાં ?'

'મને લાભ !' રાણીએ આશ્ચર્ય પામતાં કહ્યું.

'હા તમને લાભ છે. તમારા પુત્ર વાસ્તે મેવાડનું રાજ્ય દૃઢ, નિષ્કંટક અને ગૌરવશાળી બની રહે, તેટલા માટે હું સત્તા મારા હાથમાં રાખી રહ્યો છું. મને કાંઇ સ્વાર્થ નથી.'

'હા, હા. રાણી જરા ચીડાઇ, હસતાં હસતાં બોલી: 'મર્હુમ મહારાણાના ગમન પછી રાજ્યની કેટલી ઉન્નતિ થઇ છે, તે કેટલું દૃઢ થયું છે તે હું સારી પેઠે જોઇ શકું છું.'

રાણીનાં આ વચનથી ચંદ્રને ગુસ્સો ચડયો. તથાપિ તે પ્રકટ ન કરતાં ધીમેથી બોલ્યો: 'દેવિ ! મને આવો અન્યાય ન આપો. આત્મશ્લાઘાના દોષનું વિસ્મરણ કરીને હું કહું છું, કે આજે સોળે સામંતો મુકુલને મહારાણા તરીકે માન આપે છે, તમને રાજ્યમાતા ગણે છે, ને સર્વ રાજ્યની ઉન્નતિ સાધવામાં યથાશક્તિ મદદ આપે છે એ સર્વ કોનો પ્રતાપ ? ભીષણ અત્યાચારી યવનો આ રાજ્યની સીમામાં પણ પ્રવેશ કરવાની હિંમત પકડતા નથી તેનું કારણ શું ? દેવિ ! હું નહોતો ધારતો કે તમે આ સર્વનો બદલો આવોજ આપશો.'

'ચંદ્ર! રાણીએ કહ્યું:' તારી લાંબી કથની મારે સાંભળવી નથી. હવે સર્વ સત્તા તું મુકુલને સોંપી દે. તારા વિના ભલે રાજ્ય ઉંધુ વળે !'

ચંદ્ર શાંતિથી બોલ્યો:—' માતુશ્રી ! હવે સોંપવાનું શું બાકી

છે? તમારા લગ્ન વખતે મેં પ્રતિજ્ઞા કરી ત્યારથીજ મેં આ રાજ્ય તેને સોંપેલું છે. પિતાશ્રીના પ્રયાણ વખતે પણ મેં મુકુલજીનેજ મારા હાથે અભિષેક કીધો છે. હવે મેવાડનો મહારાણો તેજ ગણાય છે. હું તો માત્ર તેના વતી અમલ ચલાવું છું.

આ સાંભળી રાણી વધારે ચિડાઇ. તે મોટેથી બોલી: રાજ્ય, મુકુલનું છે! તે મેવાડનો મહારાણો ગણાય છે! કેવો ઠંડો જવાબ! ચંદ્ર મારે મુકુલને એવું રાજ્ય નથી અપાવવું. અત્યારે રાજ્યનો બધો વહીવટ તારા હાથમાં છે. બીજા રાજાઓ પણ તનેજ મહારાણા તરીકે ઓળખે છે. રાજ્યના નોકરચાકર પણ તારીજ આજ્ઞા પ્રમાણે ચાલે છે. પ્રજા પણ તારાજ યશોગાન ગાય છે. મોટા મોટા અધિકારીઓ પણ તારાજ પક્ષમાં છે. સર્વ સામંતો પણ તારાજ ભક્ત છે. તેઓ મુકુલને કે મને ક્યાં ઓળખે છે? અમે તો માત્ર શોભાનાં પુતળાં છીએ. રાજ્યનો ખરો માલિક તો તુંજ છે.'

રાણીનાં આ વચન સાંભળી ચંદ્રનો ક્રોધ વધી ગયો. તે બોલ્યો 'હા, તમે શોભાના પુતળાં હોત, તમારી આજે કાંઇ પણ કીંમત ન હોત, પણ અત્યારે તેવું ક્યાં છે? મારી પ્રતિજ્ઞાથી, મારા નિશ્ચયથીજ અત્યારે તમે રાજમાતા બન્યાં છો. મુકુલ મહારાણો બન્યો છે અને હું જે રાજ્યનો ખરેખરો હકદાર તે તમારો સેવક બન્યો છું. સમજ્યાં હવે?'

'હા સમજી. હવે કાંઇ કહેવું છે?'

'ના.'

'બસ! ત્યારે હવે જો તારે રાજ્ય પચાવી પડવાની ઇચ્છાજ ન હોય, જો તું દૃઢપ્રતિજ્ઞ હોય, તો રાજનો સઘળો અધિકાર મુકુલને સોંપી તેને મહારાણો જાહેર કર. તું રાજ પરથી તારો હાથ ઉઠાવી લે.'

'જેવી આજ્ઞા માતાજી! અત્યારથીજ હું આપની આજ્ઞાને આધીન થાઉં છું. હવેથી રાજની કોઇ પણ બાબત ઉપર હું ધ્યાન નહિ આપું પણ...'

રાણીએ ગર્વથી ઉંચું જોયું. તેણે ધાર્યું કે ચંદ્ર કાંઇક આગળ બોલવા જાય છે, તેથી પોતાનું ગૌરવ દાખવવા માટે, તેને બોલતો અટકાવવા માટે, તે દૃઢતાથી, સખ્તાઇથી, ગંભીરતાથી સત્તાવાહી અવાજે બોલી: 'ચંદ્ર! ચંદ્ર! બસ! હવે વધારે ન બોલ તારી સાથે

લાંબો વખત વાત કરવા હું ખુશી નથી. તું જાણે છે કે હું કોણ છું?'

ચંદ્રનો દબાયેલો ગુસ્સો ઉછળી આવ્યો. તે ભયંકર રીતે સ્મિત કરી બોલ્યો:' તમે રાઠોડ પુત્રી, મારી પ્રતિજ્ઞા વડે બનેલાં મેવાડનાં મહારાણી, હમણાં કપટીઓની પ્રપંચ જાળમાં ફસાઇ પડેલાં મેવાડનાં રાજમાતા, કહો હવે તમારા વિશેષ ઓળખાણની જરૂર છે?

રાણીનો ગર્વ જરા ઉતર્યો. તેનો જુસ્સો નરમ પડયો. ચંદ્રનાં વચનથી તેના ભ્રમિત હૃદય પર સખત આઘાત થયો. થોડી વાર સુધી તે સર્વ સાંભળી રહી. તે મનમાં વિવિધ તર્ક વિતર્ક કરવા લાગી. તે નહોતી ધારતી કે ચંદ્ર આમ સાહજમાં અધિકાર છોડી દેશે. તેનું હૃદય કોમળ હતું. ચંદ્રનાં વિનય અને વિવેક હજી સુધી નિર્વિકાર જોઇને તેને નવાઇ લાગી, તથાપિ તેમાં પણ રખેને દંભ હોય એમ તેને ડર લાગ્યો.

માતાજી ! ચંદ્રે માથું નમાવી કહ્યું : 'આપને જરૂર કોઇ માણસે ભરમાવ્યાં હશે, નહિ તો આમ બને નહિ.'

'મને ભરમાવનાર કોણ હતું? હવે હું કાંઇ નાની કાલી છું કે મારો–મારા પુત્રનો–લાભ ન સમજું?' રાણીએ નીડરતાથી જવાબ દીધો.

'ઠીક, હવે બીજી કાંઇ આજ્ઞા?' ચંદ્રે વિનયથી પૂછયું

રાણી કાંઇ પણ જવાબ આપે તે પહેલાં બહારથી રણમલ ત્યાં આવી ઉભો રહ્યો. જાણે પોતે કાંઇ જાણતોજ નથી એવો ડોળ કરી ચંદ્રને જુહાર કરી બાજુ પર બેઠો. ત્યાર પછી વર્તમાન પ્રસંગ જાણવા તેણે રાણી સાથે વાતચીત કરવા માંડી. રાણીએ તેને અથેતિ વાત કહી સંભળાવી. રાણીના વર્તનથી જાણે પોતે નારાજ થયો હોય, અથવા ચંદ્રને અન્યાય થયો હોય તેથી દીલગીરીનો ભાવ ધારણ કરી તે ધીમેથી બોલ્યો:

'બહેન ! તું આવી ગાંડી વાત ન કર. તને આવી બુદ્ધિ કયાંથી સૂઝી ? ચંદ્રદેવ કાંઇ પરાયા માણસ છે? તે શાણા, સમજુને નિર્લોભ છે. તેમના સદ્ગુણોથી શું તું અજ્ઞ છે ? તેમની રાજ્યનીતિ શુદ્ધ છે. તેમનું વર્તન પવિત્ર છે. તને આમ અધીરાઇ આવવાનું કારણ શું ?' રણમલે ઠપકો આપવાનો ડોળ કરી કહ્યું.

'જાણ્યું, જાણ્યું તમારૂં ડહાપણ ! તમને કોણે કહ્યું કે આવી ડાહી ડાહી વાતો કરવા મંડી ગયા છો. તમારી સલાહ મને શું કામ આવે ? ચંદ્રની રાજ્યનીતિ ભલે તમને વાજબી લાગે, પણ મને તો

ભયભરેલી લાગે છે, મારે હવે ભાણાને અભિષેક કરાવવો છે. હું મારી મેળે રાજ્ય ચલાવી લઇશ વા કોઇ યોગ્ય પુરૂષને સોંપીશ.'

'ચંદ્રદેવ કરતાં વધારે યોગ્યતાવાળો પુરૂષ તને ક્યાંથી જડશે? બેન તું આવું સાહસ ન કર.'

રાણીએ રણમલનાં વચનની અવગણના કરતાં કહ્યું: 'જેવી મારી મરજી.'

ચંદ્ર બાપદીકરીનું આ નાટક સમજી ગયો. તેને પ્રતિત થયું કે આ સઘળાં કારસ્થાન કરનાર જોધસિંહ છે. રાણી હવે કોઇ પણ રીતે માની શકવાની નથી એમ જાણી ચંદ્રે તેને સમજાવવાનો પ્રયત્ન કીધો નહિ. મૂળથીજ પોતાને રાજ્યસત્તા લેવાની ઇચ્છા હતી નહિ, તથાપિ પિતાની આજ્ઞાને લીધેજ તેણે આજ સુધી કારભાર ચલાવ્યો હતો. હવે તેણે સઘળી સત્તા છોડી દેવા નિશ્ચય કીધો. પોતાની કીર્તિને કલંકિત કરનાર દુષ્ટ રણમલને પોતાની સન્મુખ જોઇ ચંદ્રનાં ચક્ષુમાંથી ક્રોધની જ્વાળા બહાર નીકળવા લાગી. મહા પ્રયત્ને ક્રોધને દાબી તે બોલ્યો:—

'સઘળી સત્તા અત્યારથીજ હું આપને સોંપી દઉં છું. આપને યોગ્ય લાગે તેવો બંદોબસ્ત કરો. આપે કરેલું આ સાહસ પાછળથી આપનેજ પશ્ચાત્તાપ કરાવશે. સવારે હું આપને અને આ રાજ્યને છેલ્લા પ્રણામ કરી ચાલ્યો જઇશ. આપ સંભાળથી ચાલજો નહિ તો ફસાઇ પડશો. મેવાડનું ગૌરવ છે તેવું ટકાવી રાખજો, પૂર્વજોની પ્રકાશિત કીર્તિને વિશેષ પ્રદીપ્ત કરજો, સીસોદિઆની શાખ વધારજો.' આટલું કહી ચંદ્ર ત્યાંથી ઉઠી પોતાના ગૃહ તરફ ચાલ્યો ગયો.

---

## પરિચ્છેદ ૨૦ મો.

### જવાનસીંગ

ચંદ્ર ઉઠીને ઘેર આવ્યો. તે પોતાના ઓરડામાં વિચારમગ્ન બની બેસી રહ્યો. ક્યાં સુધી તેણે આમ તેમ ફર્યા કર્યું પણ તેને શાન્તિ ન મળી. પોતાની ઉજ્જ્વલ કીર્તિ આમ કલંકિત થશે, એમ તે સ્વપ્ને પણ ધારતો નહતો. તે બાબત અત્યારે પ્રત્યક્ષ જોઇ. સવારે લોકોમાં વાત ફેલાઇ જશે. લોકો પોતાના તરફ ધિક્કારની નજરે જોશે. આવા આવા વિચારોથી તેનું હૃદય ફાટી જવા લાગ્યું.

વિચાર સાથે હૃદય-વ્યથા વધવા લાગી. જોધસિંહની પ્રપંચજાળ પોતે તોડી ન શકયો એ પોતાની મોટી ખામી છે એમ તેને લાગ્યું, પણ હવે એ ખામી શી રીતે સુધારવી? તેને સત્તાનો લોભ હતો નહિ, તથાપિ આમ સત્તા છોડી સર્વની દૃષ્ટિએ હલકા પડવાનું તેને ન ગમ્યું. વળી જો સત્તા ન છોડે તો મોટું ફિતુર જાગે ને તેમાં વગર કારણે પોતાની ફજેતી થાય એ પણ તેને યથાસ્થિત લાગ્યું. લાંબો વિચાર કર્યા છતાં પણ અધિકાર છોડયા વિના બીજો માર્ગ તેને જડયો નહિ. મેવાડનો મહિમા વધારી તેને દૃઢ કરવાની સર્વ શુભેચ્છાઓ નષ્ટ થઇ ગઇ. આથી તેના હૃદય પર સખત ફટકો લાગ્યો. વીતી ગએલી વાતો તેને પુનઃ સાંભરી આવી. રાણીના વિવાહ પ્રસંગે મર્હુમ રાણાએ કીધેલી મશ્કરી, પોતે કરેલી ભીષ્મપ્રતિજ્ઞા, પિતાની ઇચ્છાથી હાથમાં લીધેલી સર્વ સત્તા, અને આજ સુધી ચલાવેલો રાજ્યકાર્યભાર આ સર્વ દૃશ્ય તેની દૃષ્ટિ સમીપ તરી આવ્યાં. આટલું બધું કર્યા છતાં પણ પરિણામ આવું વિષમ આવ્યું, એ તેનાથી સહન થયું નહિ. તેના મનમાં પ્રશ્ન ઉપસ્થિત થયો કે હવે કરવું શું? તોફાન કરી રાણીને સત્ય બાબત સમજાવી? જોધસિંહની દુરાકાંક્ષા તોડવી? ના, ના તેમ તો નજ કરવું. તેમ કરવાથી આજ સુધી ધારણ કરેલી નિઃસ્વાર્થ વૃત્તિ લોકોને સ્વાર્થમયી જણાય. આમ વિચાર કર્યા પછી તે નિશ્ચય પર આવ્યો કે અધિકાર છોડી ચિતોડનો ત્યાગ કરવો, રાણીને તેની ઇચ્છા પ્રમાણે ચાલવા દેવી, મેવાડની ઘટનાઓ દૂર રહી અવલોકવી ને પ્રસંગ આવે મેવાડનું ગૌરવ જાળવવું. દુષ્ટોની પ્રપંચજાળ તોડી રાણીને સત્ય બાબતનું દર્શન કરાવવું ને પુનઃ રાણીનો સ્નેહ સંપાદન કરવો.

રાણીનું અવિચારી કૃત્ય ને ચંદ્રને થએલો અન્યાય ધીમે ધીમે બહાર પડયાં. રાણીના આ સાહસથી સર્વ માણસો દીલગીર થયા. સર્વના હૃદયમાં ચંદ્રના સદ્‌ગુણોની છાપ પડેલી હતી. તે સર્વ ચંદ્રને ચહાતા હતા, અને તેથી સર્વ ગમગીન જણાતા હતા.

'અન્નદાતા! બહાર જવાનસીંગ આવી ઉભા છે, તે આપને મળવા માગે છે. આજ્ઞા હોય તો તેમને અંદર લાવું.' એક નોકરે આવી કહ્યું.

'કેમ? અત્યારે શું કામ છે?' ચંદ્રે ધીમેથી કહ્યું.

'બાપુ! શી ખબર? તે આપને ખાનગી મળવા માંગે છે.

'ઠીક, તેમને અંદર બોલાવ,'

'થોડીજ વારમાં જવાનસીંગ અંદર આવ્યો. તે લગભગ ૭૦ વરસનો, મજબુત બાંધાનો, કાળનો ખાધેલો, દૂરદર્શી શૂરવીર યોદ્ધો હતો. તેનું બધું જીવન રાજદરબારમાં ગયું હતું. દરબારની ખટપટો તે સારી રીતે સમજતો હતો. રણમલને જોધસિંહના સ્વભાવનો તેને સારો પરિચય હતો. કમળાવતીના આવા વર્તનથી તે ખિન્ન થયો. પરિસ્થિતિનો વિચાર કરતાં વાદળાં ઘેરાતાં જણાયાં. તે દેશભક્ત હતો. ચંદ્ર પર તે પરમ પ્રસન્ન રહેતો હતો. વૃદ્ધ થએલો હોવાથી હવે તેના વપુમાં પૂર્વના જેટલો જુસ્સો ન હતો, તથાપિ તેની સ્વદેશભક્તિ હજી તેવીને તેવી તીખી હતી. મર્હુમ રાણાના વખતથી તે દરબારમાં રહેતો હતો. સઘળા તેની તરફ માનની દ્રષ્ટિથી જોતાં હતા. કમળાવતી પણ મુંઝવણ વખતે તેની સલાહ લેતી. આજે આ બાબતમાં રાણીએ પોતાને કાંઇ પૂછેલું ન હતું તેથી કાંઇક પ્રપંચ છે એમ તેને લાગ્યું. બારીક તપાસ કરી તો તેને જયસિંહ ફુટેલો માલમ પડયો. મૂળથીજ જયસિંહ તરફ તે ધૃણાની દષ્ટિથી જોતો હતો. જયસિંહ દરેક બાબતમાં જવાનસીંગની વિરૂદ્ધ પડતો. જવાનસીંગ દરબારમાં કરતો કારવતો હતો. તે તેનાથી સહન થતું ન હતું, તેથીજ તે ફુટયો હતો. આ સર્વ બાબત તેને જણાઇ આવી ત્યારે તે ચંદ્રની પાસે આવ્યો હતો.

'બાપુ! જય જય!' જવાનસીંગે સન્મુખ આવતાં કહ્યું.

નીસ્તેજ ચહેરે ચંદ્રે ધીમેથી કહ્યું, 'કોણ જવાનસીંગ? બહુ દિવસે આપનું અત્ર આગમન થયું.'

'બાપુ! મહારાણા ગયા, ઉદાર ને અડગ સામંતો ગયા, મારવાડીઓનું આગમન થયું, અનેક પ્રકારના ષડ્‌યંત્રો રચવા લાગ્યાં, રાણીનું ચલન થયું, આપ સ્વદેશનો ત્યાગ કરવા બેઠા, ત્યારે છેક છેલ્લી ઘડીએ આપને મળવા કેમ ન આવું? બાપુ! મેવાડની જુની જાહોજલાલી આપની વીરતા પર અવલંબી રહી છે. માટે અહીંથી જવાનો વિચાર માંડી વાળો.'

ચંદ્ર પોતાના વખાણથી શરમાયો. તે મૃદુ અવાજે બોલ્યો: 'ઠાકોર! તમે આવું ન બોલો. મેં મારૂં કર્તવ્ય બજાવ્યું છે. કર્તવ્યની પ્રબળ લાગણીથી, સ્વદેશભક્તિના મહામંત્રથી, આપણું પ્રાચીન ગૌરવ જાળવી રાખવાના અભિમાનથી, અત્યાર સુધી મેં જે કંઇ કર્યું છે તે આપની જાણ બહાર નથી. હવે વખત બદલાયો, માણસ બદલાયાં, એટલે મારી વૃત્તિઓ પણ બદલાઈ.'

‘ બાપુ ! પૂર્વનાં સ્વપ્ન હજી મારાથી ભૂલાતાં નથી. તમારાં કૃત્ય, તમારી રાજ્યનીતિનું ધોરણ, ને તમારી વીરતાનું મને વિસ્મરણ થતું નથી. પણ હવે શો વિચાર છે ? ’ તીવ્ર દૃષ્ટિપાત કરી જવાનસીંગે કહ્યું.

‘ વિચાર માત્ર આ ભૂમિનો પરિત્યાગ કરવાનો. ’ ચંદ્રે જવાબ દીધો.

‘ મેવાડનો ત્યાગ કર્યા વિના ગૃહકલહનો નાશ થાય એમ નથી લાગતું શું ? ’ જવાનસીંગે હુક્કો હાથમાંથી નીચે મૂકતાં કહ્યું.

‘ ના, ઠાકોર ! હમણાં મને કંઇજ સૂઝતું નથી. થોડા દિવસ જોવા દો કે રાજ્યકારભાર કેવી રીતે ચાલે છે. ’

‘ જોઇને શું કરશો ? ’ જવાનસીંગે ધીમેથી કહ્યું.

’ જો કારભાર ઠીક ચાલશે, મેવાડનું ગૌરવ જળવાશે, તો તો કંઇજ નહિ, નહિ તો— ’

જવાનસીંગ સમજ્યો, કે હજી તેનામાં સ્વદેશભક્તિની લાગણી જાગૃત છે. પ્રજા પરની મમતા હજી નિર્વિકાર છે. હજી કોઇ પણ રીતે તેને જતાં અટકાવી શકાય તેમ છે.

‘ મહારાજ ! ’ જવાનસીંગ ઠપકો આપતો હોય તેમ બોલ્યો: ‘ તમે મેવાડના હકદાર વારસ છો. રાજનીતિજ્ઞ છો, પરાક્રમથી દેશનું ગૌરવ જાળવી શકો તેવા છો. મહારાણા સર્વ ભાર તમારા શિરપર મુકી ગયા છે. આ સર્વ બાબત ભૂલી જઇ, બેદરકારી બતાવી, રાણીનાં વચન સંભારી, દેશનો ત્યાગ કરવા બેઠા છો ? આવું બોલતાં તમને શરમ નથી આવતી ? ’

‘ હા, તે સર્વ ધારો કે ખરૂં હશે પણ હવે શું કરવું ? અત્યારે મારાથી શું બને તેમ છે ? ’ ચંદ્રે કહ્યું.

‘ બસ ! હવે થઇ રહ્યું ! સર્વ તમારા હાથમાંથી જતું રહ્યું ! મહારાજ ! આપ આ શું બોલો છો ! ! ’ જવાનસીંગ જુસ્સાથી બોલ્યો.

‘ ઠાકોર ! હું ખરૂં બોલું છું. હવે મારા પ્રતિ, મારા કારભાર પ્રતિ, માનની દૃષ્ટિથી જુએ એવું કોણ છે ? ’

‘ મેવાડની બધી પ્રજા, સોળે સામંતો, બધા સેવકો. ’

‘ ઠાકોર ! ’ ચંદ્રે હસતાં હસતાં કહ્યું: ‘ શી ગાંડી વાત કરો છો ? હવે રાણી પાસે કોનું ચાલે તેમ છે ? ’

‘ આપનું. આ રાજ્યના હકદાર વારસનું. પરદેશીઓનું નહિ સમજ્યા ? ’ જવાનસીંગે હુક્કાની નળી હાથમાંથી મૂકી દેતાં કહ્યું.

'હા, સમજ્યો તો ખરો, પણ પ્રથમથીજ મારી પ્રતિજ્ઞા છે તેથી હવે શું થાય? આપ પાછલી સઘળી બાબત જાણો છો.'

'હજી થાય તેમ છે, વખત છે. આ વખતનો ઉપયોગ કરી લો તો સારૂં.' ધીમેથી ડોસાએ કહ્યું.

ચંદ્રને આશ્ચર્ય લાગ્યું. ડોસાનાં વચન પર તે જરા હસ્યો ને બોલ્યો: 'પ્રતિજ્ઞા પાસે વખતની શી કિંમત?'

'કેમ વખતની કિંમત નહિ? જો કિંમત નહિ કરો તો હજીયે વધારે દુઃખી થશો, ને બીજાને દુઃખી કરશો સમજ્યા?' ડોસાએ સહજ ચીડાઇ, ડોળા ફાડી કહ્યું. તેના હૃદયની બળતરા બહાર નીકળી હોય એમ ભાસ્યું.

'ઠાકોર! દુઃખની મને દરકાર નથી. સુખ કરતાં ટેક મને વધારે કીમતી લાગે છે. હું મારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ નહિ થાઉં.' ચંદ્રે દઢતા બતાવી.

'મહારાજ! વિચાર કરો. આ વૃદ્ધનું વચન માન્ય રાખો. રાજ્યખટપટમાં વચનની કિંમત નથી, પણ વખતની છે. હું તમારાથી વરસે મોટો છું. મને વધારે અનુભવ થએલો છે. તેથી પુનઃ કહું છું કે વચનને વળગી રહેશો તો વધારે દુઃખી થશો. સામે રણમલને જોધસિંહ બંને દગાખોર, લોભી, ને દુરાકાંક્ષી પુરુષો છે. જયસિંહ પણ તેમને મદદગાર છે. કમળબા તેમના હાથમાં રમકડા સમાન છે, માટે મારાં વચન માનો, વિચાર કરો ને પછી યોગ્ય લાગે તેમ પગલું ભરો.'

'ઠાકોર! આટલાં બધા વર્ષો વીતી ગયાં, આ જિહ્‌વાએ પ્રતિજ્ઞા લીધી, આ હાથે મુકુલને રાજતિલક કીધું, જીવનપર્યંત રાજભક્ત રહેવાને મહારાણાને ખાતરી આપી અને આજ સુધી નીતિએ વળગી રહી કારભાર ચલાવ્યો તે સવ પર અત્યારે શું હું પાણી ફેરવું? સ્વાર્થ સાધી લોકોમાં અપયશ મેળવું? લોકોમાં લોભીના નામથી ઓળખાઇ પિતૃદ્રોહી ઠરૂં? ઠાકોર હું સત્યને વળગી મારી પ્રતિજ્ઞા પાળીશ. તે સિવાય અન્ય માર્ગ ગ્રહણ નહિ કરૂં.' ચંદ્રે દઢતા દર્શાવી.

'બાપુ! દુરાગ્રહ ન કરો. જમાનો પલટાયો છે. હજીયે વિચાર કરો.' સમજાવવાનો પ્રયત્ન કરતાં ડોસાએ કહ્યું.

'હવે વિચાર કરવાનો વખત નથી. વિચાર કરવાનો વખત હતો ત્યારે ન કર્યો ને હવે કરૂં?'

'હા, હવે કરો ! હજી વખત છે. જન્મભૂમિના રક્ષણ માટે, મેવાડનો મહિમા વધારવા માટે વિચાર કરો.'

'વખત આવશે ત્યારે વિચારીશ. મેવાડનો મહિમા નષ્ટ કરનારને સખત શિક્ષા કરી દેશનું રક્ષણ કરીશ. તે વખતે મારૂં પરાક્રમ બતાવીશ, હમણાં નહિ.'

ભવિષ્યનાં દશ્ય જવાનસીંગની દૃષ્ટિ સમીપ તરી આવ્યાં. તેને મેવાડનો મહિમા અસ્ત થતો જણાયો. ક્ષણવારમાં વિચાર કરી તે બોલ્યો: "ઠીક, મહારાજ ! આપ વચનને વળગી રહો, પણ જરૂર પડે અમને મદદ કરશો તેનું વચન આપો.'

'હા, લો આ વચન. જરૂર પડે ત્યારે મને યાદ કરજો. હું અવસ્ય આવીશ.'

'બાપુ ! ઠીક, હવે હું રજા લઇશ.' જવાનસીંગે પાન લઇ છુટવા માંડયું.

'ઠાકોર ! પધારજો. મારા પર માઠું નહિ લગાડતા. આપના વિચાર પ્રમાણે ચાલત પણ શું કરૂં ? પૂર્વે વચનથી હું બંધાઇ ગયો છું તેથી ઉપાય નથી. આજ સુધી દેશના હિતનું મેં ચિન્તવન કીધું હવે તે ભાર હું તમારા પર મુકું છું.' આમ બોલતાં ચંદ્રનું હૃદય ભરાઇ આવ્યું.

'મહારાજ ! આપ ઓછું ન આણો. આપના વચનને માન આપી હું બનતી સેવા કરીશ. દેશસેવા એ પ્રભુસેવાનું ભિન્ન સ્વરૂપ છે.

## પરિચ્છેદ ૨૧ મો.

### પતીપત્ની.

જવાનસીંગના ગયા પછી થોડી વાર સુધી વિચારમાં વિલીન બની ચંદ્ર ત્યાંજ બેસી રહ્યો. પોતાના થએલા અપમાનથી તેનું હૃદય દગ્ધ હતું. જવાનસીંગના શબ્દો તેણે પુનઃ સંભાર્યા; તથાપિ તે પ્રમાણે ચાલવું તેને અનુચિત લાગ્યું. વિચારમાં ને વિચારમાં તે ગાદી ઉપર આડો પડ્યો. આવી સ્થિતિમાં પણ તેની મુદ્રા ભવ્યને ચહેરો રાજતેજથી વિભૂષિત દેખાતો હતો. **संभावितस्यचाकीर्तीर्मरणादतिरीच्यते** । આબરૂદારને અપકીર્તિ મરણથી પણ વિશેષ દુઃખદ લાગે છે, એ ભગવાન કૃષ્ણચંદ્રના કથન પ્રમાણે અત્યારે

ચંદ્રની માનસિક સ્થિતિ આવી હતી, તથાપિ તેની મનોદેવતા રાણીને ન્યાય આપતી હતી. તે સારી પેઠે સમજતો હતો, કે રાણી કમળાવતી કાંઇ છેક નાદાન વા મૂર્ખ નથી. સારાસાર તે સમજી શકે તેવી છે. તેની ન્યાયબુદ્ધિ ઉત્તમ છે, તથાપિ તે બુદ્ધિને કામે લગાડવાની તેનામાં શક્તિ નથી. તે એટલી બધી ભોળી છે કે બીજા માણસોના વિચાર તે તરત પકડી બેસે છે. તે પોતાની વિચારશક્તિનો ઉપયોગ કરી શકતી નથી. રાણીના આ ભોળપણનો અથવા માનસિક નબળાઇનો લાભ રાઠોડ પિતાપુત્રે લીધો છે, એમ તેને ચોકસ સમજાયું. તે સારી પેઠે સમજતો હતો કે નબળા મનનાં માણસો હમેશાં અન્યની મતિએ દોરાય છે અને તેથી તેઓ સગાં સંબંધીમાં વૈર ઉભું કરે છે. આવા વિચારમાં તે થોડી વાર સુધી અવાક્ બની ગયો.

આ વખતે લગભગ એક પહોર રાત વીતી ગઇ હતી. તે જવાનસીંગ સાથે વાત કરવામાં રોકાયલો હતો ત્યારે એક નવયૌવન લલિત લલના ચંદ્રના મુખચંદ્રનું દર્શન કરવાને ઉત્સુક બની અંદરના ખંડમાં બેસી રહી હતી. તે અકલ્પ્ય અનુભવો અનુભવતી હતી. રૂપમાં તે કામદેવની પ્રિયા રતિને પણ લજ્જિત કરે તેવી હતી. તેના મુખપર મુગ્ધત્વનો ભાવ તરી આવ્યો હતો. તેના હૃદયમાં અસ્પષ્ટ વિચારો ઉછાળા મારતા હતા. ગાલ ઉપર ગૌરવની, યૌવનની, પ્રભુતાની લાલી તરી આવી હતી. ચક્ષુમાં ભગવાન પુષ્પધન્વાના મૃદુ ધનુષ્યનો ટંકારવ થતો હતો. હૃદય પતિકર પાશમાં લુબ્ધ થવા તલપી રહ્યું હતું. અત્યારે તેના પ્રત્યંગ પર પ્રેમની સુરખી ઉડી રહી હતી. તે પ્રેમમત્ત રમણીને પ્રતિ ક્ષણ એક વર્ષ સમાન ભાસતી હતી. પતિને પ્રસન્ન કરવા અત્યારે તેણે બહુમૂલ્ય સુશોભિત અલંકારો ધારણ કીધા હતા. ભાલ પ્રદેશ પરનો, મન્મથને વિશેષ પ્રમત્ત કરાવનાર ચંદ્રક, તેના વદનમંડળને વિશેષ દીપાવતો હતો. ભીંત પર ટાંગેલા અરીસામાં તેણે પોતાનું પ્રતિબિંબ નીહાળ્યું. ધારણ કીધેલાં આભૂષણ બદલી નાખ્યાં. ચંદ્રક પુનઃ સમાર્યો. વેણી ફરીને બાંધી. કંચુકી તંગ કરી ને નયન કૃષ્ણ કર્યાં. પ્રેમઘેલી પ્રિયાએ પતિને પ્રસન્ન કરવાના વ્યવસાયમાં અતીવ શ્રમ લીધો. જવાનસીંગના ગયા પછી તે દ્વાર પાસે આવીને દ્વાર સહજ ઉઘાડ્યું. પતિપર દૃષ્ટિ પડતાં તે સ્થિર થઇ ગઇ. પતિ જોશે, પ્રેમ ચેષ્ટા કરશે, એ વિચારોમાં મુગ્ધ બની તે પાષાણપ્રતિમાવત્ નિશ્ચેતન બની ગઇ. ક્ષણ બે ક્ષણ સુધી ચંદ્રની દૃષ્ટિ તેના પર પડી નહિ. માનભંગ થએલી પ્રિયા પાછી

ફરવા પ્રયત્ન કરવા લાગી, પણ પ્રેમબળે તેને અટકાવી. લજ્જાએ આગળ વધવા પણ દીધી નહિ. હવે શું કરે ? લજ્જાને દબાવી દૃષ્ટિ ઉંચી કરી તે પતિને જોવા લાગી. પતિનું મુખ શોકથી ગમગીન જણાયું, તેથી તે ખિન્ન થઇ એક દીર્ઘ નિશ્વાસ મૂકી, હૃદયની ખિન્નતાને દબાવી મહા પ્રયત્ને આગળ વધી ને બારણું ઉઘાડી બહાર આવી. સાડીના ઝુલતા પૃષ્ટ ભાગને પગ નીચે દાબી, કરલતાને ઝંઘા પર ટેકવી, અધરને અંગુલિનો આશ્રય આપી તે અસ્વસ્થ ચિત્તે મૌન ધારી, પતિના મુખ પર થતી પરિવર્તિન રેખાઓ જોતી હતી. તેનાં તેજ ભર્યાં, આનંદપ્રફુલ્લ ચક્ષુઓ પતિના મુખ પર સ્થિર થયાં. તેને શંકા થઇ કેઃ—' આજે પ્રાણેશ મારા પર રીસાયા તો નહિ હોય ? ને તેમ ન હોય તો તેઓ અહીંજ શા માટે આમ પડી રહે ? ગમે તેમ હોય તથાપિ તેમનું મન આજે ઉદ્વિગ્ન છે એ તો નક્કી. અત્યારે તેમના હૃદયમાં મારે માટે પ્રેમજ ક્યાં છે ? ' આવા વિચારથી તેની આંખોમાંથી અશ્રુબિંદુ સરી પડ્યાં. મુખ પર પ્રસ્વેદ થઇ આવ્યો. કેશકલાપ અવ્યવસ્થિત થઇ ગયો. સ્કંધ પરથી કંચુકીની કોર નીચે સરી આવી. ક્ષણ પૂર્વનો આનંદ નષ્ટ થઈ ગયો. થોડી વાર પછી તે આ સ્થિતિમાંથી મુક્ત થઇ. કપાળે હાથ ફેરવી પ્રસવેદ વિસર્જન કીધો. કેશ વ્યયસ્થિત કર્યા. કંચુકી ઉંચી ચડાવી સર્વ વિચારો દાબી દીધા. હવે તેને પ્રિયતમનું દર્શન અનુપમ લાગ્યું પોતાના હૃદયમાં તેમનો પ્રેમ પ્રવાહ અસ્ખલિત વહન થતો અનુભવ્યો. સ્મૃતિપટ પર પૂર્વના અનેક સ્મરણ જાગ્રત થયાં. વાંચનાર ! યદિ તું પ્રેમના પ્રાબલ્યનો વિચાર કરશે, તો તને તે તરૂણીની આંતરિક સ્થિતિ યથાર્થ સમજાશે.

ઉક્ત બાલા અન્ય કોઇ નહિ પણ વીરવર ચંદ્રદેવની ધર્મપત્ની હતી. આ પતિપ્રાણા સ્ત્રી અતિ સુશીલ, વિવેકી અને મધુરભાષિણી હતી. તે ભારતની સર્વ સાધ્વી સ્ત્રીઓના પંથે પ્રવર્તનારી સન્નારી હતી. પતિના સદ્‌ગુણોએ તેના હૃદયમાં પણ કેટલાક સારા ગુણો ઉદિત કર્યા હતા. તેને સદ્‌ગુણી પતિએ યથાયોગ્ય પોષણ આપી ઉછેર્યા હતા. આ સાધ્વી બાળા ઉચ્ચ કુળમાં જન્મેલી હતી અને પૂર્વપુણ્ય ઉદિત : થવાથીજ જગપ્રસિદ્ધ ઉચ્ચ કુળમાં તે વરી હતી. આર્યશાસ્ત્રને અનુસરીને તે પોતાના સ્ત્રીધર્મનું જતન કરતી. અત્યારે પતિની અશાન્ત પ્રકૃતિ જોઇ તે પોતાનું કર્તવ્ય બજાવવાને તત્પર થઇ. પુનિત પ્રેમ પ્રવાહને હૃદયમાં વહેતો કરી, આસ્તેથી પતિના

માથાને ખોળામાં લઇ સાડીના પાલવથી પવન નાખવા લાગી. પત્નીની સુશ્રુષાથી ચંદ્ર જાગૃત થયો. પોતાની પાસે પ્રિયાને બેઠેલી જોઇ તે બોલ્યો:

'પ્રિય! અત્યારે અત્ર આવવાનું કારણ?'

'આપની સેવાના અભિલાષાથીજ અહીં આવી છું. અત્યારે આપની પ્રકૃતિમાં આમ એકદમ ફેરફાર થવાનું કારણ શું?' બાળાએ ધીમેથી કહ્યું.

'સ્વસ્થ છે.' માત્ર ટુંકોજ ઉત્તર મળ્યો.

'હૃદયવલ્લભ! આપ મારાથી છુપાવો નહિ. આજે આપ દીલગીર છો.'

'પ્રાણપ્રિયે! તું જાણે છે કે રાજ્યનીતિ કેટલીક વખત ભયંકર ફળદાતા છે? જગતમાં દ્વેષ, ઇર્ષ્યા ને લોભવૃત્તિ અનિષ્ટ ઉત્પાદક છે. અન્યત્ર કરતાં રાજદરબારમાં તેનું પ્રાબલ્ય બહુ દેખાય છે. આજે સત્યનો પરાજય અને ઇર્ષ્યા અને લોભવૃત્તિનો જય થયો છે! રાજમાતા કમળબાની માનસિક દુર્બળતાને લીધે આજે ભયંકર ઘટના બની છે.' આટલું બોલતામાં ચંદ્રની આંખો લાલચોળ થઇ ગઇ. માથું ભમી ગયું.

'નાથ! આજે શી ભયંકર ઘટના બની છે, કે જેને લીધે આપ આટલા બધા ક્રુદ્ધ બની ગયા છો?'

રક્તવર્ણું નેત્ર અંતઃસ્થ કોપાગ્નિને વ્યક્ત કરતો તે બોલ્યો: 'મારા જેવો પ્રમાણિકને સત્યવકતા પુરુષ આજે મરણથી પણ વિશેષ દુઃખદ અપમાનને પાત્ર થયો છે. એ અપમાનનો આઘાત મારા સરળ હૃદયથી સહન નહિ થઇ શકવાને લીધે અત્યારે મારું હૃદય બળે છે ને તેને લીધેજ મારા ચક્ષુમાંથી ક્રોધાગ્નિની શિખાઓ બહાર નીકળે છે.'

'હૃદયેશ! આપનું અપમાન!! ગિહલોતકુળતિલક વીરવર બાપ્પાના વંશનુંજ આજે અપમાન!!! નાથ! કયો નરપિશાચ આપનું અપમાન કરવાનું સાહસ કરી શકયો છે?' આટલું બોલતાં તે વીરપત્નીના હૃદયમાં કંપારી છુટી.

કિંચિત્ ઉગ્રતા ધારણ કરી ચંદ્ર બોલ્યો:—'કમળબાએજ મારું અપમાન કીધું છે. અરે અપમાન કીધું હોત તો ઠીક પણ તિરસ્કાર કીધો છે.' ત્યાર પછી તેણે અથેતિ હકીકત કહી સંભળાવી.

તે રમણી ચંદ્રના સમાગમથી, દીર્ઘ દૃષ્ટિવાળી બની હતી તેથી થોડી વાર પછી તે ખિન્નતામિશ્રિત સ્વરે બોલી:—

'દઢવૃત્તિ અને તુલનાશકિતના અભાવને લીધેજ કમળબાએ આ બાલિશતા કીધી છે. નિઃસંશય તેમની આ કસુર ભવિષ્યમાં ભયંકર પરિણામમાં પરિણિત થશે. કિન્તુ નાથ ! તે પછી આપે શો જવાબ દીધો ?'

'ત્રણ દિવસમાં આ ભૂમિનો ત્યાગ કરી અન્યત્ર ચાલ્યા જવાનો નિશ્ચય મેં કમળબાને તેજ વખતે દર્શાવી દીધો.'

'નાથ'! આપે આ એક સાહસ કીધું છે. પ્રાણેશ્વરોપિગરીયસી જન્મભૂમિનો રાઠોડોના કરાલ ગ્રાસમાંથી બચાવ કરવો, એ આપણું કર્તવ્ય છે. આ કર્તવ્યથી આપ ખરેખર ભ્રષ્ટ થયા છો.'

'શું ત્યારે મારે અપમાનિત થઇ અહીં રહેવું ?' ચંદ્રે ઉગ્રતાનો ભાવ ધારી કહ્યું. 'અપમાન સહન કરવા કરતાં મરણને આધીન થવું એ શ્રેષ્ઠ છે. વીરવર બાપ્પાનો વંશજ કદી પણ અપમાન સહન કરી અહીં રહી શકશે નહિ.

'ત્યારે શું પ્રાતઃસ્મરણીય બાપ્પાનો વંશજ પોતાની જન્મભૂમિને પાપાત્માઓના મલિન પાદથી, દલિત થતી જોઇ શકશે ?' બાળાએ જુસ્સાથી કહ્યું.

'નહિ, કદી નહિ ! જે તે પ્રકારે મેવાડનું હિત સાધવું એ મારૂં પરમ કર્તવ્ય છે. એ કર્તવ્ય સિદ્ધ કરવામાંજ મારૂં ખરૂં પુરુષાર્થ છે. દૂર રહીને હું એ પુરૂષાર્થ કરીશ.'

'નાથ ! આપ સર્વ સત્તા કમળબાને સોંપી દો. પછી અહીં રહેવામાં શો વાંધો છે ?' બાળાએ નવીન માર્ગનું સૂચન કર્યું.

'તેમ કરવાનું કારણ ?'

'અહીં રહેવાથી મેવાડનું જેવું હિત સધાશે, તેવું દૂર રહીને નહિ સધાય.'

'પ્રિયે ! તારાં વચન સત્ય છે, કિન્તુ માતાની દૃષ્ટિએ હવે લોભી બની રહેવું મને અનુચિત લાગે છે. હલકી વૃત્તિનાં મનુષ્યના સહવાસથી કમળબાની મતિ પણ અધમ થઇ ગઇ છે. એ સંગતિદોષ નીચ પ્રકૃતિનેજ જન્મ આપે છે. નીચ સહવાસથી આચાર વિચાર ને વાણીમાં પણ નીચતા આવે છે. હવે તેમની નિકટ રહેવું એ હાથે કરીને દુઃખ વહોરવા સમાન છે.'

'આપ મેવાડનું દુઃખ દૂર કરવા વિચાર નહિ કરો. ?'

'મેવાડને શું દુઃખ છે ?'

'નથી પણ ભવિષ્યમાં થશે.'

'શાથી જાણ્યું ?'

'અત્યારે આપ સર્વ સત્તા તજી દીધી છે તેથી. અત્યારે મેવાડમાં એક પણ મંત્રી એવો નથી કે જે સારી રીતે કારભાર ચલાવી શકે. હમણાં મેવાડના શત્રુ અનેક છે. આપના પરાક્રમથીજ તેઓ શાંત થઇ બેસી રહ્યા છે.'

'કમળબા રાજ્યશાસન સારી રીતે ચલાવી શકે તેવાં છે.' ચંદ્રે ધીમેથી કહ્યું.

'ન્યાયબુદ્ધિ, હિતાહિતની તુલના કરવાની શકિત, ને દીર્ઘદૃષ્ટિ એ ત્રણ રાજ્યનીતિનાં તત્વ છે. એનું વિસ્મરણ કરી માતાએ એક પ્રકારનો પ્રમાદ કહો, કે બાલિશતા બતાવી છે. તેથી તેઓ રાજ્યતંત્ર ઉત્તમ રીતે ચલાવી શકે એમ મને તો લાગતું નથી.'

'પણ તેમની પાસે તેમના પિતા ભ્રાતા ક્યાં નથી ? તેઓ તો રાજ્ય કારભાર સારો રીતે ચલાવી શકે તેવા છે.' ચંદ્રે સહજ સ્મિત કરી કહ્યું.

'હૃદયવલ્લભા ! હું નિષ્કપટપણે કહું છું, કે વૃદ્ધ રણમલથી આપની રાજનીતિ અતિશ્રેષ્ટ છે. પેલા જોધસિંહ કરતાં આપની બુદ્ધિ કાંઇ ઉતરે તેવી નથી. અન્ય સામંતો કરતાં આપનાં પરાક્રમ વિશેષ પ્રશંસનીય છે. આખા મેવાડમાં તો શું પણ ભારતવર્ષમાં આપની સ્પર્ધા કરે તેવો એક પણ પુરૂષ નથી. મેવાડમાં આપનાં ગુણગાન કોણ નથી ગાતું ? આપનાં પરાક્રમથી કયા દુષ્ટોનાં દીલ દુઃખાતાં નથી ? આપના ગૌરવની છાપ કયા મનુષ્યના મન પર નથી પડી ? આપના જેવું ઔદાર્ય અન્ય કોણે બતાવ્યું છે ? આપનાં સમાન મહાધૈર્યશીલ કોણ છે ? શું આપનામાં આટલો પ્રપંચ તોડવાની શકિત નથી ? આપ મહિમાવાન રત્નપ્રસૂતા મેવાડ ભૂમિના બલિષ્ઠ સિંહ છો. આપના ઉપર સીસોદીઆ કુળની ઉજ્જવલ કીર્તિનો આધાર છે. આપ મેવાડની પ્રજાના આનંદદાતા છો, માટે હું પુનઃપણ કહું છું કે આપ બાલરાણાના કલ્યાણને ખાતર જન્મભૂમિના રક્ષણને ખાતર, દુષ્ટોને શિક્ષા કરવાને ખાતર, મેવાડની કીર્તિ અવિચલ રાખવાને ખાતર, ચિતોડ નગરનો ત્યાગ ન કરો.'

'પ્રિયે ! અહીં રહી રાજ માતાના પથમાં કંટકરૂપ બનવું ઠીક નથી. દૂર દેશ ચાલ્યા જવું એમાંજ આપણી શોભા છે.' નાથ ! આપ વિચાર કરો કે અન્યત્ર આપના પદગૌરવની પ્રતિષ્ઠા કેવી રીતે જળવાશે ? સાહસ કરી સ્વદેશનો ત્યાગ કરવામાં કંઈ લાભ થાય; એવી મને તો આશા નથી. વળી દૂર જવાથી સ્વદેશનું કલ્યાણ કરવાની વૃત્તિ પણ ઓછીવત્તી દૂર થાય છે. દેશ, કાળને પાત્રનો વિચાર કરી આચરણ કરવું ઉચિત છે. આ નિયમનો ભંગ કરનારને કદાપિ પ્રતિષ્ઠા પ્રાપ્ત થતી નથી. આ મારો નમ્ર મત છે. પછી આપની ઇચ્છા. આપ અલૌકિક બુદ્ધિશાળી, દીર્ઘદર્શી, ચતુર પુરૂષ છો. આપના અગાધ પાંડિત્ય આગળ મારા જેવી રંક કિંકરીનું ક્ષુદ્રમત નિઃસાર હોય એ અસંભવનીય નથી.' ચંદ્રની પત્નીએ નમ્રતા દર્શાવતાં ઉપદેશ કીધો.

'પ્રિયે ! તું એક ઉચ્ચ કુલીન કન્યા છે તેથી તારા વિચાર સંમાનનીય હોય એમાં નવાઇ શી ? તું મહાચતુર ને વિચીક્ષણ છે, એ હું કબુલ કરૂં છું. પણ અત્યારે હું તારા વિચારોને આદર આપી શકતો નથી. હવે કમળાબા આપણા પ્રત્યેક આચરણ પર શંકા રાખે છે. સાહસ વિના ઉન્નતિજ થઇ શકતી નથી, એ વિષય સર્વ માન્ય છે. બીજે ઠેકાણે આપણું ગૌરવ જળવાશે કે નહિ તે બાબત અત્યારે વિચારવાની નથી. મનુષ્યના સદ્‌ગુણો ગમે તેવા સ્થળમાં ને ગમે તેવી સ્થિતિમાં પણ પ્રકાશિત થયા વિના રહેતા નથી. મનુષ્યના ગુણજ પૂજવા યોગ્ય છે, શરીર કે વય નહિ. વળી પરદેશમાં જવાથી પોતાના દેશનું કલ્યાણ કરવાની વૃત્તિ મંદ થવાને બદલે ઉલટી બમણી વૃદ્ધિ પામે છે. વળી દેશ કાળનો વિચાર કરવા બાબત તું જે કહે છે, તે હું કબુલ કરૂં છું. પણ તે બાબત મારૂં તો એવું માનવું છે કે જે દેશમાં આપણું સન્માન ન જળવાય, ને કુટુંબનાં માણસો આપણા પર પ્રીતિ રાખે નહિ, તે દેશનો અને કુટુંબનો આપણે સત્વર ત્યાગ કરવો જોઇએ. દૂર ગયા વિના આપણી કીંમત પણ થવાની નથી. માટે હવે તું વિશેષ આગ્રહ કરશે એમ હું ધારતો નથી.'

ચંદ્રના આવા ઉદ્‌ગાર સાંભળી તેમના મત વિરૂદ્ધ વર્તવું અનુચિત ધારી તે વીરબાળા મૃદુ વચને બોલીઃ 'નાથ ! આપની જેવી ઈચ્છા. પણ મારી એટલીજ માગણી છે કે મને હંમેશાં સાથે રાખશો.'

'ભલે તારી ઇચ્છા હોય તો તું પણ સાથે આવજે. પ્રભાત થતાં દરબાર ભરાશે એટલે સર્વની સમક્ષ સઘળી સત્તા કમળબાને સોંપી આપણે પ્રયાણ કરવાનું છે. માટે તું તૈયાર થઇ રહેજે. વધારે વિલંબ થશે તો આપણા પ્રસ્થાનની વાત નગરમાં ફેલાઇ જશે ને તેથી પ્રજા ઉદાસ થશે. આપણને લોકો આગ્રહ કરવા આવશે માટે બનતાં સુધી તેવો પ્રસંગ ન આવે તેવી રીતે નીકળી જઈએ તો ઠીક'

'નાથ ! આપની આજ્ઞાનું હું સર્વાંશે પાલન કરીશ.,

રાત્રિનો દ્વિતીય પ્રહર ચાલતો હોવાથી, બંને જણે નિશ્ચિંત બની નિંદ્રાદેવીના સુખદ શાંતિદાતા અંકનો આશ્રય લીધો.

---

## પરિચ્છેદ ૨૨ મો.

---

### જન્મભૂમિનો ત્યાગ.

પ્રભાત થયું. પ્રાણિમાત્ર જાગૃત થઇ પોતાના વ્યવસાયમાં ભળ્યાં. પૂર્વથી પ્રબંધ કરેલો હોવાથી મેવાડના ઘણાખરા સામંતો, મંત્રીઓ, ઉચ્ચાધિકારીઓ અને શ્રીમંત પ્રજાજનો પોતપોતાની યોગ્યતા મુજબ ઉત્તમ વસ્ત્રો પરિધાન કરી આજે દરબારમાં ઉપસ્થિત થયા હતા. આજનો દરબાર મહારાણીના હુકમથીજ ભરવામાં આવ્યો હતો. તેથી તેમાં રાજમાતા પણ પધારવાનાં હતાં. તેમના પર કોઇની દૃષ્ટિ ન પડે તેવી રીતે તેમની બેઠક તૈયાર કરી હતી. સભામાં એક તરફ રણમલ ને તેનો પુત્ર જોધસિંહ તથા બીજી બાજુ ચંદ્ર ને અન્યાન્ય સામંતો બેઠા હતા.

જોધસિંહનું મુખ અત્યારે ગર્વના ગૌરવથી પ્રફુલ્લિત દેખાતું હતું. પોતે ચંદ્રની રાજનીતિને દુષિત ઠરાવી, રાણીને ભંભેરી ચંદ્રની કીર્તિને કલંકિત કરવાના પ્રયત્નમાં જાણે વિજયી થયો હોય એવું તેના મુખ પરથી દેખાતું હતું. તેના હૃદયમાં વિવિધ આશાઓનો ઉદય થતો હતો. તે આકાશકુસુમ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતો હતો, પણ તેને બિચારાને ભવિષ્યની ક્યાં ખબર હતી ? ચંદ્રનું મુખ અત્યારે નિસ્તેજ, માનસિક ઉગ્રતા દર્શાવતું, ગંભીરતાથી છવાયલું હતું. તે પર જો કે ક્રોધનો સંપૂર્ણ અભાવ હોવા છતાં ક્ષાત્રત્વનો વિશુદ્ધ ભાવ ઢંકાઇ રહેતો હતો નહિ. તેના મનમાં રાણી પ્રતિ જે માન હતું તે જરા કમી થયું હતું, કિન્તુ ઉદારતાએ તેને મનમાં ઝાઝીવાર સ્થાન ન આપ્યું. ચંદ્રની પેઠે કેટલાક મંત્રીઓનાં મન આજે અશાન્ત

હતાં. આમ હોવાથી દરરોજની સભામાં જેવો આ આનંદ રહેતો તેવો આનંદ આજની સભામાં હતો નહિ.

સર્વ સભાસદો બાળ રાણાના આગમનની રાહ જોતા હતા. એટલામાં " અખંડ પ્રૌઢ પ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ક્ષત્રિયકુળ તિલક સૂર્યવંશીય મહારાણા મુકુલજીનો સદા જયજયકાર હો " ! એવો શબ્દધ્વનિ સર્વના કાને પડયો. સઘળા પોતાના સ્થાનપર ઉભા થયા. રાણાએ સભામાં પ્રવેશ કીધો એટલે સર્વેએ ભૂમિપર્યંત મસ્તક નમાવી યથોચિત પ્રણામ કીધા. રાણાએ પણ સર્વનો ઘટિત સત્કાર કીધો. તેમના બેઠા પછી સઘળા પોતાના સ્થાનપર બેસી ગયા. આખા દરબારમાં શાન્તિ પ્રસરી ગઇ. થોડી વાર પછી રાણીની આજ્ઞાથી મુખ્ય મંત્રીએ ઉભા થઇ સર્વને ઉદ્દેશી ગંભીર ધ્વનિથી કહ્યું: સર્વ સામંતો, મંત્રીઓ ને પ્રતિષ્ઠિત સજ્જનો ! આપ સર્વને આજની સભામાં પધારવાની જે તસ્દી આપેલી છે તેનું કારણ રાજમાતા એમ ફરમાવે છે, "કે રાજ્યનો ખરો હકદાર મુકુલજી છે. મર્હુમ રાણાએ રાજ્ય કાર્યભાર ચંદ્રને સોંપેલો તે મુજબ ચંદ્રદેવે આજ સુધી તે ભાર યથાશકિત વહન કીધો છે; પરંતુ તે વખત કરતાં હાલની પરિસ્થિતિ ઉલટી છે. તેથી કેટલાંક કારણસર રાજ્યની સઘળી સત્તા થોડા વખતને માટે ચંદ્રદેવ પાસેથી લઇ રાજમાતા પોતાના હસ્તક રાખવા ઇચ્છે છે. વળી આજે બાળરાણાને પુનઃ પટ્ટાભિષેક કરી, આજથી તેને ખરેખરો મહારાણો માનવો એમ શ્રીમતીની આજ્ઞા છે. જો આપ સઘળા તે શ્રીમતીની ઉકત ઇચ્છાને અનુમોદન આપવા તૈયાર હો, તો તે કાર્ય આજેજ કરવાની ઇચ્છા છે."

સચિવના મુખથી રાજમાતાનો ઉકત સંદેશો સાંભળી સઘળા સ્તબ્ધ બની ગયા. રાણીનાં સંદિગ્ધ વચનોપર તેઓ અનેક પ્રકારના તર્ક કરવા લાગ્યા. સઘળાનાં મુખપર ગ્લાનિ પ્રસરી ગઇ. ફકત રાઠોડ પિતા પુત્ર અને તેમના અનુયાયીઓનાંજ દીલ પ્રસન્ન દેખાતાં હતાં. રણમલ્લના પક્ષના માણસો અહીં વધારે પ્રમાણમાં હાજર હતા. વૃદ્ધ જવાનસીંગ ને અન્ય કેટલાક ચંદ્રના ભકત પણ ત્યાં હાજર હતા. જવાનસીંગ આ સઘળું નાટક જોઇ વિસ્મિત બન્યો, પણ ચંદ્રની ઇચ્છા વિરૂદ્ધ તે કંઇજ કરી શકયો નહિ. તેને મૂક રહેલો જોઇ બાકીના સામંતો પણ છાનામાના બેસી રહ્યા. બાકીના જે રહ્યા તે રાણીની ઇચ્છાનો અનાદર કરવાને અસમર્થ હતા. કેટલાક એમ પણ ધારતા હતા કે રાણી શાસનભાર સારી રીતે ચલાવી શકશે. થોડીવાર સુધી સર્વેએ માંહોમાંહે વાતચીત કરી રાણીની ઇચ્છાને સંમત થવાનો

ઠરાવ કરી એક સામંત મારફત તે સંમતિ જણાવી. તે પછી ચંદ્રદેવે ઉભા થઇ કહ્યું.

"મેવાડના માનવંતા સામંતો ને સજ્જનો! આપ સર્વને વિદિત છે કે નીતિધર્મને વળગી રહી મેં રાજ્યપરનો મારો હક પૂર્ણ થીજ ઉઠાવી લીધો છે. મહારાણાશ્રીએ જતી વખત શાસનભાર મને સોંપેલો તેથી મારી ઇચ્છા નહિ હોવા છતાં મારે તેમની આજ્ઞા માનવી પડી. અદ્યપર્યન્ત મેવાડનું શાસન મેં યથાશક્તિ કર્યું છે.

એક શાસ્તાની પદવી જેટલી મોટી છે, તેટલીજ જોખમદારી પણ છે. આ વિચારને લક્ષમાં રાખી મારા શાસનકાળમાં પ્રજાને સુખી કરવા મેં બનતા પ્રયત્ન કીધા છે. પ્રત્યેક કાર્યમાં મેં મેવાડનું સુખ, સંપત્તિને પ્રતિષ્ઠા તથા ગૌરવ વધે એજ ઉદ્દેશ રાખેલો છે. અત્યાર સુધી પ્રજાને સંતતિ સમાન ગણી મેં નિષ્પક્ષપાતપણે ન્યાય આપ્યો છે, અને પ્રજાએ પણ મને ઉત્તમ રાજનિષ્ઠા બતાવી છે. અત્યારે શાસ્તાની પદવીનો હું ખાસ રાજમાતાની ઇચ્છાથી ત્યાગ કરું છું, કારણ કે જો તેમ ન કરૂં તો તે એક પ્રકારનો મારો લોભ ને સ્વામિદ્રોહ ગણાય. વિશ્વમાં એ મારી કૃતઘ્નતાજ ગણાય. અને તેમ થાય એટલે મારી કીર્તિ કલંકિત થાય. અંતમાં હવે હું એટલીજ આશા રાખી વિરમું છું કે રાજમાતા નિષ્પક્ષપાતપણે અમલ ચલાવી પોતાના અમલમાં પ્રજાને અધિક સંતોષ આપશે ને મેવાડનો મહિમા વધારશે. અસ્તુ."

ત્યાર પછી મુકુલજીના પટ્ટાભિષેકની સર્વ તૈયારીઓ થઇ. પહેલો પટ્ટાભિષેક કેવળ નામનો થયો હતો. શોભાનો અથવા ખરો પટ્ટાભિષેક આજે થવાનો હતો, તેથી વખત થતાં નગરમાંથી ઘણા માણસો સભામાં આવી પહોંચ્યા. ચંદ્રના ભાષણની સમાપ્તિ થતાંજ અભિષેક સમય થયો. સભાના મધ્ય ભાગમાં એક મોટું સિંહાસન ગોઠવેલું હતું તેના પર મુકુલજીને બેસાડ્યો તેની એક પડખે વૃદ્ધ રણમલ ઉભો રહ્યો ને બીજી બાજુ હોઠ દાબી તેજસ્વી ચહેરે સત્તાના અવતારરૂપ ચંદ્ર ઉભો. તેના ચહેરામાં અત્યારે શાંતિની નહિ કિન્તુ ઉગ્રતાની છટા જણાતી હતી. આંખોમાંથી એક પ્રકારની વિલક્ષણ જ્યોતિનાં કિરણો બહાર નીકળતાં હતાં. મંત્રોચ્ચાર સાથે પ્રથમ રાજપુરોહિતે બાળકુમારના કપાળમાં તિલક કીધું. તે પછી લોકોના જયધ્વનિ વચ્ચે ઉભા થઇ કુમાર ચંદ્રે હાથમાં ચંદનપાત્ર લઇ પ્રફુલ્લ વદને મુકુલને તિલક કરી, વીરવર બાપ્પાનું બે ધારવાળું ખડગ તેની કમરે બાંધ્યું. પછી તેની સન્મુખ પોતે ત્રણવાર નમન કરી તેને હંમેશાં

વફાદાર રહેવાની અને સ્વદેશનું હિત સાધવાની પ્રતિજ્ઞા લીધી ! ચંદ્ર ત્યાંથી પાછો ફર્યો ને બોલ્યો ' મહારાણા મુકુલજીની જય ! ' લોકોએ તેના એ જયઘોષને વધાવી લીધો.

થોડીવાર પછી સિંહાસનપર બેઠેલા બાળ રાણાએ—જાણે ગોખેલા શબ્દોનું સ્મરણ કરી બોલતો હોય તેમ બોલવા માંડયું; સામંતો અને મંત્રીઓ ! મારા વડીલ ભાઇ પાસેથી આજે કારભાર મારા હાથમાં લેવા માટે હું દીલગીર છું. હું નાનો હોવાથી અત્યાર સુધી તેમણે ઘણી ચતુરાઇથી રાજતંત્ર ચલાવ્યું છે. આ ગાદીપર આજે મને પુનઃ અભિષિક્ત કીધો છે તેથી આજે મારે કેટલાક ફેરફાર કરવાના છે" બાળરાણો બોલતાં અટકી ગયો. તેને શ્વાસ ચડી આવ્યો. લોકો બધા સ્વસ્થ હતા, સઘળા શાંતિથી સાંભળતા હતા. ફેરફાર શબ્દ સાંભળી સઘળા વિચારમાં પડયા. એટલામાં રાણાએ આગળ બોલવા માંડયું. ' હવે હું સઘળો અધિકાર ચંદ્રદેવ પાસેથી લઇ મારા દાદાને સોંપું છું. કારણ કે તે વિશ્વાસપાત્ર ને બાહોશ છે. ' સઘળા સામંતો આ સાંભળી આશ્ચર્ય ચકિત બની ગયા. રમણલના હર્ષનો તો પાર ન હતો. પોતાની ધારણા સફળ થએલી જોઇ જોધસિંહને જે આનંદ થયો તે વર્ણવવા અમારી લેખિની અસમર્થ છે. કેટલાક ભોળા માણસો તો બાળરાણાનું આ ભાષણ સાંભળી હસવા લાગ્યા. પણ ચંદ્રદેવ તો સઘળી રમત પારખી ગયો. કમળાવતીએજ જોધસિંહની શીખવણીથી મુકુલને એ શબ્દો ગોખાવ્યા હતા એમ તેને તરત સમજાયું. તેણે જોધસિંહ તરફ એક વક્ર, તિરસ્કારભરી દૃષ્ટિ નાખી ને જરા હસ્યો પણ ખરો. '...અને સૈન્ય વિભાગના મંત્રીપદપર હું મારા મામા જોધસિંહજીની નીમણુંક કરૂં છું.' આટલું બોલી રાણાએ મૌન ધારણ કીધું. જોધસિંહે ધ્યાનપૂર્વક ચંદ્ર તરફ જોયું, તો તેને જણાયું કે ચંદ્રનો કોપાગ્નિ વધી ગયો છે. પણ વખત ઓળખી તે શાન્ત રહ્યો.

જવાનસીંગ અને બીજા ચંદ્ર તરફના સામંતો જાણે વિજળી પડી હોય એમ ચમક્યા, દીલગીર થયા, મનમાં કચવાયા, પણ આ વખતે ચંદ્રની બીકથી કોઇ બોલી શક્યા નહિ. ક્ષણવાર ઉહાપોહ કરી સઘળા શાન્ત રહ્યા. અપમાનિત થએલો ચંદ્રદેવ સહસા પોતાની જગાએથી ઉભો થયો. તેણે સઘળા સમક્ષ રાણી પાસે વિદાયગીરી માગી. તે વખતે રાજમાતાના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ ! જેની ઉદારતાને લીધે પોતે રાજમાતાનું પદ પ્રાપ્ત કરી શકી હતી તેને જતો અટકાવવાને તે પિશાચિની માતાએ જરા પણ

આગ્રહ ન કીધો. ઉલટી તે તેના જવાને લીધે વિશેષ આનંદ પામવા લાગી. ખરેખર પૃથ્વીપર કૃતજ્ઞતા ક્યાં છે? સંસારમાં વ્યાપી રહેલા દ્વેષ, વિશ્વાસઘાતક ને સ્વાર્થી વૃત્તિઓમાં કૃતજ્ઞતા જેવી અમૂલ્ય, સ્વર્ગીય રત્નસમાન વૃત્તિને સ્થાન શી રીતે મળે? સાધુ મનુષ્યોના હૃદયમાંજ આવી અલૌકિક દિવ્ય વૃત્તિઓ ઉદ્ભવે છે. આવી વૃત્તિઓ જેના અંતઃકરણમાં હોય તે મનુષ્ય નહિ પણ દેવતા સમાન છે. જગતમાં તેજ મનુષ્ય પૂજનીય છે, વંદ્ય છે, સ્મરણીય છે. વીરવર ચંદ્ર આવી શ્રેષ્ઠ પંક્તિનો પુરુષ હતો. પોતાના શિરપરનો રાજમુકુટ તેણે પોતાનાજ હાથે મુકુલના શિરપર મૂકી દીધો હતો! સેવ્યના પદવાળો મનુષ્ય પોતાના હાથેજ સેવક બની ગયો હતો! વાંચનાર! આવી ઉદાર વૃત્તિ બીજા ક્યા માણસનામાં તું નજરે જુએ છે. યુરોપને અમેરિકાના હરેક દેશના ઇતિહાસનાં પાનાં ફેરવ. પ્રત્યેક પંક્તિનું ધ્યાનપૂર્વક અવલોકન કર, ને બતાવ કે ક્યા યુવરાજોએ દેવવ્રતને ચંદ્રની પેઠે પોતાની ગાદીનો હક પોતાના હાથેજ નાશ કીધો છે? આવા સ્વાર્થ ત્યાગના બદલામાં ચંદ્રને શું મળ્યું? દ્વેષ, ઇર્ષ્યાને કપટથી ભરેલા સંસારમાં તેની કદર કોણે કરી? અદ્ભુત ઔદાર્યનો બદલો આપ્યો? તેને માનભંગ થઈ પોતાના પૂર્વજોનું રાજ્ય છોડી ચાલ્યા જવાનો પ્રસંગ આવ્યો! અફસોસ! રાજમાતા કેવી પાષાણ હૃદયની બની ગઇ! તેણે કેટલી બધી કૃતઘ્નતા દર્શાવી? રાજલોભ રાખી રણમલે ને જોધસિંહે કેટલી બધી પ્રપંચબાજી વિસ્તારી! ખરેખર, લોભવૃત્તિનાં મનુષ્યો નિષ્ઠુર હૃદયનાં હોય છે. એવાં મનુષ્યો પશુથી શ્રેષ્ઠ છે એમ કોણ કહી શકશે? તેમનામાં કેવળ હિંસા, દ્વેષ ને ઇર્ષ્યાજ ભરેલાં હોય છે. મનુષ્યત્વનો એક અંશમાત્ર પણ તેમાં હોતો નથી.

ઉદાર દીલના મહારાજ ચંદ્રદેવે પોતાની જન્મભૂમિનું હિત સાધવાને માટેજ ચિતોડનો ત્યાગ કરી દીધો! તેમણે પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો! રાણીએ તેમને વિદાયગીરીનું બીડું આપ્યું!! એ બીડું લઇ ચંદ્રદેવ સભામાંથી ઉઠી ચાલતા થયા! ખરેખર, મહારાજ ચંદ્રદેવ મેવાડના બલકે ભારતવર્ષના ભૂષણરૂપ હતા. પણ મેવાડના દુર્ભાગ્યથીજ રાણીએ તેમને શત્રુ માન્યા. યદ્યપિ તેમને જતાં રાણીએ અટકાવ્યા નહિ એ ખરૂં પણ એ ઉપરથી કોઇએ એમ ન સમજવું કે તે વખતે મેવાડમાં સદ્ગુણની પરીક્ષા કરનાર કોઇ હતું નહિ કિંવા ભારતવાસીઓ સદ્ગુણની પરીક્ષા કરવા તૈયાર નથી. જેઓ ભારત-

વાસીઓને શુષ્ક હૃદયના માને છે. તેમને એમના સ્વભાવનો બીલકુલ પરિચય નથી. ચંદ્રના ગમન વખતે પ્રજાએ તેમને અટકાવવા પુષ્કળ પ્રયત્ન કીધો, ઘણીએ આનાકાની કીધી, પ્રાર્થનાઓ કરી, રડકકળાણુ કીધું ને પુષ્કળ ખેદ બતાવ્યો પણ તે સઘળું વ્યર્થ ગયું ! પ્રજાના રૂદન વચ્ચે મહારાજ ચંદ્રદેવ ચિતોડનો ત્યાગ કરી ચાલ્યા ગયા ! વાચનારને હવે સમજાયું હશે કે પ્રથમ પ્રકરણમાં શોકોદ્દગાર મૂકતો તે વીરવર ચંદ્ર હતો. બીજા પરિચ્છેદમાં બતાવ્યા પ્રમાણે તેમને માંડુ રાજ્યમાં આશ્રય પ્રાપ્ત થયો.

સુવર્ણને ગમેતો કાપો, ઘસો, તપાવો વા ટીપો કિન્તુ હમેશાં સુવર્ણજ રહેવાનું. તેમાં કિંચિત પણ ફેરફાર થવાનો નહિ. ઉચ્ચ ચારિત્ર્યશીલ મનુષ્યો પણ હંમેશાં પોતાના ચારિત્ર્ય બળથી પ્રકાશી નીકળે છે. પોતાના ગુણોની જ્યોતિ તેઓ સઘળે પ્રસારી દે છે. માંડુ રાજ્યમાં વીરવર ચંદ્ર ગયા ને ત્યાં પોતાનાં ગુણપરાક્રમથીજ માંડુપતિનું પ્રીતિભાજન થઇ પડ્યા. ત્યાં પોતાની પદપ્રતિષ્ઠા સારી રીતે જળવાવાથી કાયમ નિવાસ કરવાનું ઉચિત માન્યું. માંડુપતિએ ભરદરબારમાં ચંદ્રદેવની ને તેમના કુળની મુક્ત કંઠે પ્રશંસા કરી અને તરતજ તેમને હલ્લર નામનો પ્રદેશ ભૂમિવૃત્તિમાં આપી દીધો. ચંદ્રે ઘણા ઉપકાર સાથે તેનો સ્વીકાર કર્યો.

પોતાની આ જાગીરમાં ચંદ્ર સુખચેનથી દિવસ ગુજારતા હતા ચિતોડ કરતાં તેમને અહીં વધારે આનંદ થતો હતો કારણ કે:—

**उत्तमं स्वार्जितं वित्तम् मध्यमं पितुरर्जितम् ।**
**कनिष्ठं भ्रातृवित्तंच स्त्रीवित्तम धमाधमम् ॥**

અર્થાત્ પોતે જાતેજ પ્રાપ્ત કરેલું ધન સર્વોત્તમ છે, પિતાનું રળેલું ધન મધ્યમ મનાય છે, બંધુનું કમાવેલું ધન કનિષ્ઠ ગણાય છે, ને સ્ત્રીનું રળેલું તો અધિકમાં અધિક કનિષ્ઠ ગણાય છે. આ નીતિ સિદ્ધાંતને આધારે પોતાના પરાક્રમથી મેળવેલી જાગીરમાં ચંદ્રને વિશેષ આનંદ થાય એ સ્વાભાવિક હતું. ચંદ્ર હવે આમ સુખી જીવન ગુજારતો હતો તથાપિ વાચનાર ! તેને ચિંતા તો હતી જ. મેવાડની સ્થિતિ કેવી હશે ? રાજતંત્ર કેમ ચાલતું હશે ? જોધસિંહની લોભવૃત્તિમાં મેવાડ બદ્ધતો નહિ થાય ? આમ તેને ચિંતા રહેતી. કમળાવતીએ ચંદ્રનું અનિષ્ટ કીધું પણ ચંદ્ર તો રાણીનું શ્રેય સાધવાજ વિચાર કરતો હતો. ઉદાર દીલમાં આવી પવિત્ર ભાવનાઓ જન્મે એ સ્વાભાવિક છે. ચંદ્રમાંથી અમૃત વરસે તેમાં શી નવાઇ !

# ભીષ્મ પ્રતિજ્ઞા.

## ઉત્તર ખંડ.

### પરિચ્છેદ ૧ લો.

#### પાપીઓનું પ્રાબલ્ય.

ચંદને માંડુ રાજ્યમાં રહેવા દઇ પ્રિય પાઠક! ચાલો આપણે પુનઃ મેવાડમાં પ્રવેશ કરીએ. જુઓ પૂર્વના મેવાડમાંને વર્તમાન મેવાડમાં કેટલો બધો ફેરફાર થઇ ગયો છે! અહા! કાળનું કેટલું બધું અપૂર્વ માહાત્મ્ય છે! પરિવર્તન શક્તિ કેટલી બધી વિશાલ છે! જે ભૂમિ એક વખત નંદનવન સમાન હતી, તે ભૂમિ આજે સ્મસાન જેવી બની ગઇ છે! હે મેવાડ! હે રત્નપ્રસૂતા મેવાડ! અત્યારે આ શી તારી સ્થિતિ! તને ખબર હતી કે કોઇ વખત તારી આવી સ્થિતિ થશે! જે સિંહાસન પર પૂર્વે બાપ્પા, સમરસિંહ, ખુમાન, હમ્મીર આદિ ગિહલોત કુળભૂષણ પ્રચણ્ડ પરાક્રમી નૃપતિઓ અધિષ્ઠિત થયા હતા, તેજ સિંહાસન પર આજે વિલાસપ્રિય, ઇંદ્રિયાસક્ત સ્વાર્થાંધ રાઠોડ રણમલ બેસવાની ચેષ્ટા કરી રહ્યો છે! વીરવર બાપ્પાનું સ્થાપિત પુનિત સિંહાસન આજે તે પાપાત્માના મલિનપાદ સ્પર્શથી પતિત થઇ ગયું છે! ખરેખર કાળ તારી કૃતિ અગમ્ય છે! તારો મહિમા વિચિત્ર છે! તારા અંગમાં વિલક્ષણ શક્તિ હોય એમ જણાય છે! જગતમાં પરિવર્તન કરનાર તુંજ છે. તને સર્વ અધીન છે. મનુષ્યોના ગર્વને, આશાને, ઇચ્છાને ખંડિત કરનાર તુંજ છે. અફસોસ! આજે મેવાડ ભૂમિમાંજ તેં તારૂં સઘળું સામર્થ્ય વાપરી દીધું જણાય છે! મેવાડ! તારી પૂર્વની જાહોજલાલી, શોભાને ગૌરવ હમણાં ક્યાં છે? તારી પ્રજાની શાંતિ, આબાદી ને વૈભવ કોણ હરી ગયું? દિવ્ય ભૂમિ! તારી આ દીન સ્થિતિ જોઇને અમને અત્યંત દુઃખ થાય છે. તારી ભયાનક સ્થિતિનું ચિત્ર આલેખતાં

અમારી લેખિની કંપે છે, તેથી અમે તેનું સહજ સૂચન કરી વિરમવું ઉચિત ધાર્યું છે.

મહા કવિ ચંદે સત્યજ કહ્યું છે કે જે દેશમાં બાળક અથવા સ્ત્રી સિંહાસનરૂઢ થાય છે તે દેશ વિપત્તિના પંજામાં સત્વર સપડાય છે. ભાગ્યહીન મેવાડને તો આજે ઉભય વ્યક્તિઓ એકી વખતેજ પ્રાપ્ત થઇ છે. જો કે રાણી કમળાવતી બુદ્ધિમાન્ હતી, સારી રીતે રાજ્ય ચલાવવાને સમર્થ હતી પણ દુરાચરણી, સ્વાર્થી રણમલે તેના પર સંપૂર્ણ રીતે પોતાનો પ્રભાવ બેસાડી દીધો હતો. હવે તે પોતાની ઇચ્છા મુજબ વર્તી શકતી નથી. રણમલની સલાહ વિના તે કોઇ પણ કાર્ય કરતી નથી. ખરેખર રીતે રાજતંત્રનો સૂત્રધાર જોધસિંહ હતો. કમળાવતી પ્રથમ તો એમ ધારતી હતી કે ચંદ્રના જવાથી રાજતંત્ર ઉત્તમ રીતે ચાલશે, સઘળો કારભાર મારી ઇચ્છા મુજબ રણમલ ચલાવશે, મારી ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ ઘટના બની શકશે નહિ; પણ હવે તેને જણાયું કે રાજ્યમાં કોઇ તેનો હિસાબ ગણતું નથી. તેની આજ્ઞા પ્રમાણે કોઇ ચાલતું નથી. તેની પ્રતિષ્ઠા પણ પ્રથમ જેટલી રહી નથી. ખરેખર હતભાગિની રાજમાતાનું સુખસ્વપ્ન નષ્ટ થઇ ગયું. હવે તેને જણાયું કે પોતે હાથે કરીને દુઃખ વહોર્યું છે. પોતે કેવી ગંભીર ભૂલ કરી છે એ હવે તેને સમજાયું. ચંદ્રનું વર્તન કેવળ વિશુદ્ધ હતું, એનું તેને ભાન થયું, પરંતુ પાછળથી સૂઝેલી આ મતિ જો તેને પ્રથમથીજ સૂઝી હત તો '**स्त्री बुद्धिः प्रालया वहा**' એ ઉક્તિ અસત્ય નીવડત.

મેવાડની સર્વ સત્તા જોધસિંહે પોતાના હાથમાં લઇ લીધી. મારવાડનો ત્યાગ કરી તેઓ અહીં શા માટે આવ્યા છે તે હવે લોકો ધીમે ધીમે સમજવા લાગ્યા. તેમના મનમાં રમણ કરતા વિચારો નીતિનિપુણ મેવાડવાસીઓને અસ્પષ્ટરૂપે ભાસવા લાગ્યા. પણ કાંઇ કપટીને લોભી માણસોના હૃદયનો ભાવ એકદમ પારખી શકાય છે? ચંદ્રના ગયા પછી થોડો વખત તો ઠીક ચાલ્યું. બાપ દીકરો મેવાડનું હિત સાધવા પ્રયત્ન યરતા હોય તેવો ડોળ કરવા લાગ્યા, પણ થોડાજ વખતમાં તેનું સત્ય સ્વરૂપ જણાયું. ધીમે ધીમે તેમણે પ્રપંચજાળ વિસ્તારવા માંડી. મૂષકની પેઠે ફુંકી ફુંકીને તેમણે સઘળી સત્તા કરડવા માડી. જુવારના રોટલા ખાઇને જેમનાં ગળાં છોલાઇ ગયાં છે એવા સેંકડો મારવાડીઓ મેવાડમાં આવવા લાગ્યા અને તેઓ સુખ ચેનથી રહેવા લાગ્યા. રણમલે પ્રથમ તો મુલકી ખાતાના

સર્વ મેવાડીઓને રજા આપી દીધી. કોઇને સમજાવીને, કોઇને સતાવીને, કોઇને ગુનેગાર ઠેરવીને અને કોઇને બરતરફ કરીને મેવાડીઓને સ્થાને મારવાડીઓને દાખલ કરી દીધા. દુર્ગપાળના પદપર જયસિંહને નીમ્યો. સંગ્રામસિંહ ફરતા ફારવતા થઇ પડયો. હવે જવાનસીંગનો કોઇ ભાવ પણ પૂછતું નથી, છતા તે રાણી પાસેજ રહે છે. સૈન્ય વિભાગના મંત્રી જોધસિંહે પણ એમજ કીધું. લશ્કરમાં તેણે મારવાડી લોકોની ભરતી કરવા માંડી. રાજમહેલના રક્ષકો પણ રાઠોડો! દરબાર ગઢના રક્ષકો પણ રાઠોડો! તોપખાતું પણ રાઠોડોને હસ્તક! ન્યાય ખાતામાં મોટા અમલદારો પણ રાઠોડો! જયાં ત્યાં રાઠોડો! મેવાડમાં રાઠોડોનોજ રાફડો ફાટી નીકળ્યો!

ધીમે ધીમે રણમલ બાળરાણાને ખોળામાં લઇ સિંહાસનપર બેસવા લાગ્યો. બાળરાણાની ગેરહાજરીમાં પણ તે સિંહાસનારૂઢ થતો. મેવાડના સૂર્યવંશીય મહારાણાનાં છત્રચામર રણમલના શિરપર ઝુકી રહ્યાં. સંપૂર્ણ રાજચિહ્નથી તે વિભૂષિત બન્યો. મેવાડવાસીઓ આ જોઇ ચકિત થયા, પણ રાઠોડોનો પક્ષ એટલો બધો બળવત્તર થઇ પડયો હતો, કે હવે તેમને પૂછવા જેટલી પણ કોઇની હિંમત પહોંચતી નહિ. સઘળા તે તરફ આંખમીચામણું કરવા લાગ્યા, અને તેમ ન કરે તો કરે પણ શું? મેવાડનો સુખ સૂર્ય હવે ધીમે ધીમે અસ્ત થવા લાગ્યો. સઘળા કામધંધા વિનાના થઇ ગયા. વેપાર હુન્નર, કળા, ખેતી કે બીજા કોઇ પણ ધંધાને રાજ્ય તરફથી મદદ મળતી નહિ. કરનો બોજો પણ પ્રથમ કરતાં પુષ્કળ વધી ગયો. આખા રાજ્યમાં જુલમ સખ્તાઇ અન્યાય ને અધર્મ પ્રવર્તી રહ્યાં. લોકો ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા. પ્રજાની આવી સ્થિતિ જોઇ રાણી રૂદન કરવા લાગી. પિતાની રાજનીતિમાં કાંઇક પ્રપંચ છે, એમ તેને ભાસ્યું. ચંદ્રનો અમલ કેવો સુખદ હતો તે હવે તેને સમજાયું. રણમલ હવે કમળાવતીનું કહ્યું માનતો નથી, તેની પ્રતિજ્ઞા જાળવતો નથી, બાળરાણાની ઇચ્છા વિરૂદ્ધ કાર્ય કરતાં પણ હવે ડરતો નથી, ને જુજ બાબતમાં પણ રાણી સાથે લડી પડે છે! તેનો તિરસ્કાર પણ કરે છે! કમળાવતીને ખાતરી થઇ કે રાજપૂતોની વીરતા મહત્તાને ગૌરવગરિમા ધીમે ધીમે નષ્ટ થાય છે. તેને કાને મેવાડવાસીઓના આર્તનાદ સંભળાવા લાગ્યા. પ્રજાનો દ્વંસ થતો તેણે નજરે જોયો. રાઠોડોના અત્યાચારથી ઉજ્જડ થતાં સેંકડો ગામો પણ તેની દ્રષ્ટિએ પડયાં. શ્રીમંતોની લક્ષ્મી જોધસિંહે હરણ કરવા

માંડી. સર્વ સત્તાનો ધણી તે થઇ પડયો. મેવાડભૂમિ સ્મશાનવત્ બની ગઇ. તેમાંનાં મનુષ્યો પાષાણ પ્રતિમા જેવાં દેખાવા લાગ્યાં. તેમનામાંથી શૌર્ય, ઉત્સાહ ને આશા લુપ્ત થવા લાગ્યાં. જેમના પૂર્વજો એક વખત રણહાકથી પૃથ્વીને કંપાવતા, તેમનાજ વંશજો કાયર જેવા દેખાવા લાગ્યા. એક વખત જે ભૂમિમાં વીર રાજપૂતો દેશને માટે પ્રાણોત્સર્ગ કરવા તત્પર થઈ જતા, તે ભૂમિમમાં આજે ભીરૂ મનુષ્યો ભરપુર છે ! જેઓ સ્વદેશનું યત્કિંચિત્ પણ અપમાન થતું જોઇ શકતા નહિ, તે પ્રાણેભ્યોપિગરીયસી જન્મભૂમિનું અપમાન થતું આજે જોઇ રહ્યા છે ! વીરવર સમરસિંહને ખુમાન કયાં છે? ભગવતી કર્મદેવી કયાં ગયાં ? ખરેખર કાળચક્રની ગતિના પ્રભાવે આજે મેવાડની ઉન્નતિ સમાપ્ત થઇ તેની અવનતિનો પ્રારંભ થયો. અફસોસ ! જગતમાં હંમેશાં પરિવર્તન થયાંજ કરે છે. કોઇ પણ પદાર્થ સ્થિર રહી શકતો નથી.

---

## પરિચ્છેદ ૨ જો.

### સતીનું સતીત્વ.

લગભગ મધ્ય રાત્રિ થઇ હતી. સઘળાં મનુષ્ય નિદ્રાદેવીને અધીન થઇ ગયાં હતાં. રાજગઢના એક નાની સરખી ઓરડી હતી. તેમાં અત્યારે એક મંદ પ્રકાશવાળો દીવો સળગતો હતો. તેના ઝાંખા પ્રકાશમાં બેઠેલી બે સ્ત્રીઓ મેવાડના પ્રાચીન ગૌરવની વાતો કરતી હતી. તેમાંની એક સ્ત્રી વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થએલી હતી. તેના કેશ તદન શ્વેત થઇ ગયા હતા. મુખ પર કરચલીઓ પડી ગઇ હતી. દંતાવલિ પણ ભ્રષ્ટ થઇ ગઇ હતી, તથાપિ તેની આંખોમાં હજી એક પ્રકારનું વિલક્ષણ તેજ હતું. તેનામાં હજી ઉત્સાહ હતો. તેની હિંમત જબરી હતી. તે અત્યંત ધૈર્યશીલ દેખાતી હતી. તેની સાથે વાત કરતી બીજી સ્ત્રી નવયૌવના, સુંદર સ્વરૂપા, લલિત લલના હતી. દીપકના ઝાંખા પ્રકાશમાં પણ અત્યારે તેનો વદનચંદ્ર જ્યોતિર્મય ભાસતો હતો. ઠંડોના અભાવે અત્યારે ઓરડીનાં દ્વાર ખુલ્લાં હતાં. વાતમાંને વાતમાં તે વૃદ્ધા મેવાડની વર્તમાન સ્થિતિની ચિંતામાં લીન બની ગઇ. તેનું નામ કૃષ્ણા હતું. કૃષ્ણાની આવી સ્થિતિ જોઇ તેની સાથેની બાળા બોલીઃ ' માજી ! હવે મધ્યરાત્રિ થઇ ગઈ છે, માટે જો સૂઇ રહેવાની ગોઠવણ કરીએ તો ઠીક. '

'હા, ચાલ તું પથારી કરી દે, એટલે આપણે સૂઇ રહીએ.' ડોસીએ કહ્યું.

પેલી બાળા પથારી કરવાના વ્યાપારમાં પ્રવૃત્ત થઇ. એટલામાં એક પ્રૌઢાએ તે ઘરમાં પ્રવેશ કીધો. તેના હાથમાં કાચરક્ષિત બળતો દીપક હતો. કિન્તુ તેનું તેજ ઓરડીમાં બળતા દીપકથી અધિક ન હતું. પેલી આગન્તુક પ્રૌઢાને જોઇ પથારી પર ચાદર પાથરતાં બાળા બોલીઃ લીલાવતી ! અત્યારે કેમ આવવું પડ્યું ?'

'પ્રભાવતી ! અત્યારે ખાસ કામ માટેજ હું આવી છું.'

'ઠીક, બેસ લે આ તપખીર.' આવનારી સ્ત્રીનો સત્કાર કરતાં વૃદ્ધાએ કહ્યું.

'અત્યારે બેસવાનો વખત નથી. દેવીએ મને જરૂરના કામ માટેજ અહીં મોકલી છે.'

'એવું કામ શું છે કે અત્યારે તને અહીં મોકલી ?'

'કોણ જાણે બા. સાયંકાળ થતાંજ આજે દેવી શયનખંડમાં ગયાં હતાં. તેમણે વાળુ પણ કીધું નથી. ત્યાં ઉંઘ પણ ન આવી તેથી બહાર આવી તેમણે મને કહ્યું કે તું હમણાં ને હમણાં પ્રભાવતીને બોલાવી લાવ; કારણકે મારે તેની સાથે કેટલીક આંતરિક વાતચીત કરવી છે. દેવીની ઉક્ત આજ્ઞાથીજ હું પ્રભાવતીને તેડવા ગઇ પણ તે સંધ્યાકાળથી અહીં આવેલી છે એમ મને ખબર પડી તેથી હું અહીં આવી છું.'

'ભલે ત્યારે તેડી જા. પ્રભાબેન ! તું સત્વર જા ને દેવીના મનનું સમાધાન કર.' ડોસીએ સૂચના આપતાં રજા આપી.

ડોસીની રજા લઇ પ્રભાવતી લીલાવતી સાથે રણવાસ તરફ ચાલી. રાજગઢના જે ભાગમાં પ્રભાવતી રહેતી હતી તેનાથી થોડે છેટેના મહાલયમાં રાજમાતા રહેતાં હતાં. તે મહાલય અંતઃપુરના નામથી ઓળખાતો હતો. તે તરફ બંને સ્ત્રીઓએ ચાલવા માંડયું, આગળ ચાલતાં એક ઉદ્યાન આવ્યો. તેમાં બંને સ્ત્રીઓએ પ્રવેશ કીધો. આ ઉદ્યાનથી ભિન્ન ભિન્ન મહાલયો ઓછાવત્તા અંતર પર હતા. પ્રત્યેક મહાલયમાં જવાનો માર્ગ અહીંથીજ છૂટો પડતો. લીલાવતીએ અંતઃપુરના મહાલય તરફ જવાનો માર્ગ પડતો મૂકી અન્ય માર્ગે ચાલવા માંડ્યું, એટલે સહજ ખમચાઇને પ્રભાવતીએ કહ્યુંઃ

'આપણે રસ્તો ભૂલતાં તો નથી ને ?'

સહજ સ્મિતમંડિત મુદ્રાએ લીલાવતી બોલી: ' ના આપણે રસ્તો ભૂલ્યાં નથી. તું મૌન ધારી મારી પાછળ આવ. '

સહજ આશ્ચર્ય પામી, વિચારમાં પડી, પ્રભાવતી બોલી: ' અંતઃપુરમાં જવાનો માર્ગ આ ન હોય. '

' હા આ રસ્તો ન હોય, પણ આપણે જે મહાલયમાં જવાનું છે ત્યાં આ રસ્તેથીજ જવાશે. '

' આપણે ક્યાં જવાનું છે ? ' રૂષ્ટ ભાવ ધારણ કરી પ્રભાવતી બોલી.

' મહારાજશ્રી રણમલના આવાસ તરફ આપણે જવાનું છે. '

' ત્યાં શા માટે ? તમે તો અંતઃપુરમાં જવાનું કહેતાં હતાં ને ? ' હા, હું અંતઃપુરમાં જવાનું કહેતી હતી, પણ આપણને વધારે વાર થઇ તેથી દેવી હવે રાઠોડના મહાલય તરફ ગયાં હશે. ' પ્રભાવતીની શંકા દૂર કરવા લીલાવતીએ કહ્યું.

આ સાંભળ્યા છતાં પણ પ્રભાવતીનો વહેમ મટ્યો નહિ. તેના પગ સ્થંભી ગયા. આશ્ચર્યચકિત બની તે બોલી: ' કોઇ દિવસ નહિ ને આજે દેવી આટલી મોડી રાતે ત્યાં શા માટે જાય ? અત્યારે ત્યાં મને શા માટે બોલાવે ? '

' તેનો કોણ જાણે. હું વધારે જાણતી નથી. તેમના કહેવા પ્રમાણે હું તને માત્ર બોલાવવા આવી છું. તારે આવવું હોય તો ચાલ નહિ તો સુખેથી પાછી વળ. ' શાંત મુદ્રાએ ગંભીરતાથી, મંજુલ સ્વરે લીલાવતી બોલી.

પ્રભાવતીએ હવે કાંઈ પણ બોલ્યા વિના તેની પાછળ ચાલવા માંડ્યું. તે બંને એક લતાકુંજ વટાવી આગળ વધ્યાં, અને જે મહાલયમાં રણમલનો મુકામ હતો તે મહાલયના પાછલા ભાગમાં જવાનો માર્ગ પકડ્યો. આ ભાગમાં એક નાનું ઉપવન હતું. તેમાં વિલાસક્રીડાના સાધનની વિપુલતા હતી. મધ્ય ભાગમાં જળવિહાર માટે નિર્મળ વારિથી પરિપૂર્ણ એક રમણીય પુષ્કરિણી બાંધેલી હતી. તેમાં પ્રભાવતી એક બે વખત દેવી સાથે નહાવા પણ આવી હતી. આમ હોવાથી આ સ્થાન જોઇ પ્રભાવતીને વધારે વહેમ પડ્યો. તે ધીમેથી બોલી: ' આપણે મહાલયના પાછલા ભાગમાં આવ્યાં છીએ નહિ વારૂ ? '

' હા આ રસ્તેજ આપને લેઇ જવાની સખ્ત આજ્ઞા છે. '

'બહુ સારૂં !' એમ બોલી તે બંનેએ એક વક્ર માર્ગનું પરિક્રમણ કરી. મહાલયના પાછલા બારણામાં પ્રવેશ કીધો. આ દ્વાર પર શસ્ત્રધર મારવાડીઓનો પહેરો હતો. તેમણે પ્રભાવતીને અંદર પ્રવેશ કરતાં અટકાવી એટલે લીલાવતી કિંચિત્-રોષ ધારણ કરી બોલી: 'શું તમે નથી દેખતા કે દેવીની મુખ્ય દાસી પ્રભાવતી મારી સાથે છે ? ગમે તે વખતે ગમે તે મહાલયમાં પ્રવેશ કરવાનો તેને સંપૂર્ણ અધિકાર હોવાથી, અત્યારે તે મારી સાથે આવી છે. માટે તેનો તમારે જરા પણ પ્રતિરોધ કરવો જોઇએ નહિ.' પ્રભાવતીનું નામ સાંભળી પહેરગીરો ઠંડા થઇ ગયા. પ્રભાવતીને તેઓ સારી રીતે ઓળખતા હતા. વળી પ્રભાવતી રાણીનું પ્રેમભાજન થઇ પડેલી હોવાથી તેનો પ્રતિરોધ કરવો તે રાણીનોજ પ્રતિરોધ કરવા સમાન હતું. આમ વિચાર કરી તે પહેરગીરોએ પ્રભાવતીને નમન કરી તેને પ્રવેશ કરવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. આ મહાલયના અંદરના ભાગમાં તે બંને જણે પ્રવેશ કીધો, ને મધ્યના એક ઓરડામાં પેઠી. આ ઓરડો તે રાઠોડ રણમલનું રતિમંદિર ! આ મંદિરમાંજ તે અનેક પરકીયાઓની સાથે રતિક્રીડા કરતો; અનેક સતીઓનાં શીલ પણ અહીંજ કલંકિત થતાં; નાયિકાઓનો ખાનગી મુજરો પણ આજ ભાગમાં થતો; રાઠોડનું શયનસ્થાન પણ અહીંજ હતું.

પ્રિય પાઠક ! વિષયાંધ રણમલનું રતિમંદિર કહ્યું એટલે તેની મનોહરતાનો ખ્યાલ તને ક્યારનોએ આવી ગયો હશે. વિવિધ પ્રકારની મનોહર વસ્તુઓથી આ મંદિર શણગારવામાં આવ્યું હતું. તેમાં વિશેષે કરીને કામોદ્દીપક વસ્તુઓનેજ પસંદ કરવામાં આવી હતી. દિવાલો પર પ્રખ્યાત ચિત્રકારોની પીંછીથી આલેખાયેલાં સુરસુંદરીઓનાં અનેક ચિત્રો ટાંગી દીધેલાં હતાં. સતાર, સારંગી, વીણા, આલ્મેરા આદિ વિવિધ વાદ્યોની પણ ત્યાં વિપુલતા હતી. આખા ઓરડામાં એક ઇરાની બનાવટનો અત્યુત્તમ ગાલીચો પાથરેલો હતો. તેના પર સુવર્ણજડિત એક ઉત્તમ આસન ગોઠવેલું હતું. આ આસન પર સુંદર કીનખાબની એક ગાદી ને બે બહુમુલ્ય તકીઆ ગોઠવેલા હતા. જેમાંના એક તકીઆને અઢેલીને રણમલ અને બીજાને અઢેલી તેની તે દિવસે કૃપાભાજન બનેલી વા જાળમાં ફસાએલી પરકીયા બેસતી. ગાદીની જમણી તરફ હાથીદાંતના બાજઠ ઉપર સુવર્ણની રત્નજડિત સુરાહીઓ ઉત્કૃષ્ટ મદ્યોથી ભરી ગોઠવેલી રહેતી. આ વખતે આખા મંદીરમાં સૌગંધિક પદાર્થની સુવાસ પ્રસરેલી હોવાથી,

આખા મંદિરની હવા સુગંધિ યુક્ત બનેલી હતી. બેઠકની આજુબાજુ ચાર દીપકો હતા. તે ચારે દીપકનાં પાત્રો સુવર્ણનાંજ બનાવેલાં હતા અને તેમાં બહુમૂલ્ય સૌગંધિત અત્તર બાળવામાં આવતું હતું.

આ મંદિરના મધ્ય ભાગમાં આવી પ્રભાવતીને ત્યાં બેસાડી લીલાવતી માળ ઉપર ગઇ. દેવી હમણાં આવે, હમણાં આવે એમ રાહ જોતી થોડી વાર સુધી તો તે ત્યાંજ બેસી રહી. પણ તેની આશા પૂર્ણ ન થઇ. હવે તેને ભય લાગ્યો. તે ગભરાઇ. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. આજુબાજુ દૃષ્ટિ ફેરવી તે સ્વતઃ બોલવા લાગીઃ

' અરે ! આ શું ? હું અહીં ક્યાંથી ? તે દુષ્ટા મને અહીં શા માટે લાવી હશે ? દીપક હોવા છતાં મને સર્વત્ર શૂન્યકાર કેમ ભાસે છે ? આ શું મહાલય છે, પાતાળ છે કે નર્કની ખાણ છે ? શું આ પ્રેતભૂમિ તો નહિ હોયની ? દિશાઓ પણ કેમ ભયાનક દેખાય છે ? કોઇ મનુષ્યનો અવાજ સરખો પણ સંભળાતો નથી ! અરે કુલટા ! તું મને ફસાવી ચાલી ગઇ કે શું ? ' આમ બોલતી તે આખા ઓરડામાં ફરવા લાગી. એક ભીંતથી બીજી ભીંત જાય ને અથડાઇ કુટાઇ પાછી આવે. થોડીવાર પછી વળી તે પુનઃ બોલવા લાગીઃ અહીં અંધકારથી ઘેરાએલા નરકવાસમાં મને તે પાયાત્માએ શા માટે આણી હશે ? હા, હવે હું સમજી. તેણે મને ભ્રષ્ટ કરવા અહીં આણી છે. રે નરાધમ ! તારી મતિ કેમ ભ્રષ્ટ થઇ ગઇ છે ? હા પાપાત્મા ! મારા જેવી નિરપરાધી બાળાઓને તું આમ શા માટે પજવે છે ? રે ભુંડા ! શું તેં મને કારાગૃહમાં પુરી છે ? શું અહીંથી મારો છૂટકો થવાનો નથી ? જો એમજ હોય તો હે પ્રાણ ! હવે તમે સત્વર ચાલ્યા જાઓ. આવા ઘોર નરકમાં તમે અપવિત્ર શા માટે બનો છો ? તમારી વિશુદ્ધિ આવા સ્થાનમાં શી રીતે જળવાશે ? પાપી રણમલ ! તારાં દુરાચરણ માટે અત્યાર સુધી મેં જે સાંભળેલું છે, તે સર્વ સત્ય જણાય છે. લોકો જેને તારા રતિમંદિરના નામથી ઓળખે છે, એજ આ તારૂં નરકમંદિર હશે કે શું ? ' આજુબાજુ અવલોકન કરી તે બોલીઃ હા, હા, તેંજ આ નરકમંદિર, પાપાત્માનું શાંતિનિકેતન. રે હાય ! આવા નરકકૂપમાં હું નિઃશસ્ત્ર હોવાથી મારૂં રક્ષણ શી રીતે કરી શકીશ ! ' આમ બોલી તે મૂર્છાવશ થઇ ગઇ.

થોડીવાર પછી ત્યાં રણમલ આવ્યો. તે મૂર્છિત સુંદરીને જાગૃત કરવા વિવિધ પ્રયત્નો કરવા લાગ્યો. પ્રભાવતીના મસ્તકને ખોળામાં

લઈ તે વાનર ચેષ્ટાઓ કરવા લાગ્યો. કેટલીકવાર સુધી અનેક ઉપચારો કર્યા છતાં તેને સંજ્ઞા પ્રાપ્ત ન થઇ. રણુમલ ત્યાંથી ઉઠીને સિંહાસન તરફ ગયો ને પુષ્કળ સુરાપાન કરી પ્રમત્ત થયો. પછી તે પ્રભાવતીની પાસે આવ્યો. નિશાને લીધે તે અસંબદ્ધ શબ્દો બોલતો, આમ તેમ ઝોકાં ખાતો હતો. આ વખતે પ્રભાતીને સહજ ભાન આવ્યું હતું. તે રણુમલના હસ્તસ્પર્શથી એકદમ જાગૃત થઇ. એક છલંગ ભરી દૂર ખસી ગઇ. તે ધૈર્ય ધારી મનમાંજ બોલી:

'ચાલ જીવ ! તૈયાર થા. આમ ગભરાય છે શા માટે ? શું તને આ ક્ષણભંગુર કાયા પ્રિય છે ? હે પ્રાણ ! હવે તમે તેનો મોહ છોડી દો. આજ નહિ તો થોડા દિવસ પછી પણ તમારે એનો વિયોગ તો થવાનોજ છે, તો પછી અત્યારેજ કેમ જતા નથી ? વિશુદ્ધિ ખોઇ જીવવું તે કરતાં મરવું બહેતર છે, એમાંજ આત્માનું કલ્યાણ છે, એમાંજ જીવનનું સાર્થક છે, એમાંજ નારીમહત્તા છે, એમાંજ પરમ શાંતિ છે.'

હવે તે નિર્ભય બની ઉભી. તેના મુખ પર ભયને સ્થાને આનંદ દેખાયો. શરીરમાં એક પ્રકારની વિલક્ષણ શક્તિનો સંચાર થયો. હૃદય નિષ્કંપ બની ગયું. ચક્ષુમાંથી વિશુદ્ધિની પ્રભા બહાર સરવા લાગી. તેણે હાથ વડે વેણી વિખેરી નાખી કેશકલાપમાંથી કાંઇક વસ્તુ કાઢી, હાથમાં રાખી મુઠ્ઠી વાળી સાડીના પાલવમાં હાથ છુપાવ્યો.

વિષયાંધ રણુમલ તેને જોતાંજ અંધ બની ગયો. તે બોલ્યો 'પ્રિયે પ્રભાવતી ! તું કેમ બોલતી નથી ? શરમાય છે શા માટે ? ચાલ, અહીં આવને તારાં મિષ્ટ વચનથી મારા કર્ણને આનંદ આપ.'

પ્રભાવતી સર્પની માફક છંછેડાઇ ક્રુદ્ધ થઇ બોલી: ઓ પાપાત્મા ! આવા કટુ શબ્દપ્રયોગથી તું જરાયે શરમાતો નથી ? વિચાર કર કે હું કોણ છું ?'

'સુંદરી તું નયનાન્દિનિ પ્રભાવતી છે. પ્રિયે મારી વાત સાંભળ. આમ ક્રોધ કર નહિ. આવા નવયૌવનને આમ પુષ્પની પેઠે કરમાવી નાખવાનું શું પ્રયોજન છે ? કુદરતની આ અમુલ્ય બક્ષીસને ફોકટ ન ગુમાવ. અત્યારે હું તને મારા મહેલની, મારા વૈભવની, મારી સંપત્તિની ભોક્તા બનાવી દેવાને તૈયાર છું. મારી ઉપપત્ની બની તું સુખેથી આ મહાલયમાં નિવાસ કર ને સ્વર્ગનું સુખ અનુભવ.'

તે દુષ્ટનાં આ વચનો પ્રભાવતી નીચું જોઇ સાંભળી રહી શાન્તમપાપમનો ઉચ્ચાર કરી તે બોલીઃ ' પાપાત્મા ! આવાં પાપી વચનો પુનઃ બોલ નહિ. તારા પ્રપંચમાં ફસાઇ અત્યારે હું અહીં કેદ પુરાઇ છું, તેથી તારે જરાયે ખુશી થવા જેવું નથી. આકાશકુસુમને પ્રાપ્ત કરવાની પેઠે તું મારા પ્રેમને પ્રાપ્ત કરવા આશા રાખીશ નહિ. નરપિશાચ ! તું ઘોર પાપી છે. તારાં પાપકૃત્યોથી હું અજ્ઞ નથી. તારા વિચાર, તારી વાણી અને તારી સર્વ પ્રવૃત્તિ પાપમય છે. કુતરા ! તારૂં મુખ જોવાથી પણ મને પાપ લાગે છે. હવે વાનરચેષ્ટા બંધ કરી તું અહીંથી સત્વર ચાલ્યો જા. '

પ્રભાવતીનાં ઉક્ત તિરસ્કારવ્યંજક વચનોની અવગણના કરી રણમલ્લ બોલ્યોઃ ' પ્રિયે ! તું આમ ગુસ્સે શા માટે થાય છે ? આ મારાં હિતાવહ વચનો સ્વીકાર અને અન્યને દુર્લભ એવું રાઠોડરાણીનું પદ સ્વીકાર. હું ઘણા દિવસથી—તારા પ્રથમ દર્શનથી—તારા લાવણ્યમાં લુબ્ધ થયો છું. તારો પ્રેમ પ્રાપ્ત કરવાને ઉત્સુક છું. અત્યારે તારા પ્રેમની ભીક્ષા માંગુ છું. માટે મારી ઇચ્છા પૂર્ણ કર. મારા ઉપર તારા ભાવિસુખનું અવલંબન છે. ' ધીમેથી ગંભીરભાવ ધારી રણમલ બોલ્યો.

' બળ્યું એ ભાવિસુખ ! મારા સતીત્વસુખથી એ ભાવિસુખની કિંમત કાંઇ વધારે નથી. તારા અલ્પ અનુભવ ઉપરથી તું જાણતો હોઇશ કે રમણીઓનાં હૃદય કોમળ હોય છે, બીકથી તે ગભરાય છે, લાલચથી તે લલચાય છે, પ્રપંચ જાળમાં તે ફસાય છે, પણ દુષ્ટ ! તારો એ અનુભવ ખોટો છે ! મારૂં હૃદય તેવું નથી. શીળરક્ષણ માટે મારૂં હૃદય નીડર છે. લાભમાં લુબ્ધ બની હું સ્ત્રીધન ગુમાવી બેસું તેવી નથી. સ્ત્રીધન વિહિન—પતિત—નારીને સમાજમાં કોણ માન આપે છે ? લોકોનો તિરસ્કાર પામી જીવવું તે કરતાં મરણ મને વિશેષ પ્રિય લાગે છે. કામી ! મદનને આધીન થવું એ પોતાના અકલ્યાણને આધીન થવા બરોબર છે. વ્યભિચાર સિવાય અન્ય ઘોર પાપ બીજું કયું છે ? દુરાત્મા ! તારો વૈભવ, તારૂં ઐશ્વર્ય, તારી શ્રીસંપત્તિ, તારી પદપ્રતિષ્ઠા એ સર્વ મારા પવિત્ર શીલવૃત્ત આગળ કાંઇજ હિસાબમાં નથી ! રણમલ ! જો તું સદાચરણી હોત તો આજે તારે આવો તિરસ્કાર સહન કરવો પડત કે ? તું એક ક્ષણ વાર હૃદયમાંથી મલિન વાસનાને દૂર કરી જરા સદ્ગુણો પ્રતિ દૃષ્ટિ ફેંક, ને જો કે તેમાં કેવું અલૌકિક સુખ સમાએલું છે ! '

'પ્રભાવતી! શું હું પાપી?' રણમલે ક્રોધથી પૂછ્યું.

'હા પાપી! મહા પાપી! ઘોર પાપી!' પ્રભાવતીએ જુસ્સાથી સામો ઉત્તર આપ્યો.

રણમલ તેના આ સાહસથી સ્તબ્ધ બની ગયો.

પ્રભાવતી આગળ બોલવા લાગી, 'નિર્લજ્જ કુતરા! તું જાણે છે કે પરપત્નીપર આવી દૃષ્ટિ કરવી એ ઘોર પાપ છે. એ પાપ મનુષ્યની પાયમાલી કરનાર છે.'

'પ્રિયે! પુણ્યપાપ એવી કાંઇ વસ્તુજ નથીઃ એતો અરસ્પરસ એક બીજાની વિરૂદ્ધ બોલાતા શબ્દો માત્ર છે! તેનાથી ડરી જઇ મદનની વિડમ્બના સહન કરવી, એ એક પ્રકારની મૂર્ખાઇ છે.'

'આવા દુષ્ટ વિચારથી તું તારા જીવનને કલંકિત બનાવ નહિ.'

'હું મારા જીવનને યશસ્વી, વધારે કીમતી બનાવવા માગું છું. તારા જેવી રમણીય રમણીને પત્ની બનાવી તેની સાથે યથેચ્છ સુખ ભોગવવાથી જીવન કીમતી બને છે. તારા જેવાં સ્ત્રીરત્નની પ્રાપ્તિ કંઈ સાધારણ માણસોને થતી નથી. તે સુખ તો મારા જેવા ભાગ્યશાળી કોઇક વિરલનેજ મળી શકે છે. માટે ચાલ, પ્રિયે! મને હસિત વદને સત્વર આલિંગન આપી મદનના મદનું શમન કર.' આમ બોલી પ્રભાવતીના શરીરને સ્પર્શ કરવા તે આગળ વધ્યો.

પ્રભાવતી છલંગ ભરી એકદમ દૂર ખસી ગઇ. સિંહનો સીનો ધારણ કરી ધુધવાટો કરી બોલીઃ પાપાત્મા! બસ! એટલેજ ઉભો રહે. જો મને સ્પર્શ કરીશ તો ક્ષણમાં તારા જીવનું જોખમ થશે.'

'હા, હા, હા,' રણમલ હસતાં હસતાં બોલ્યોઃ 'પ્રભાવતી! બોલતાં લગાર શરમ રાખ. હું પુરુષ છું, તું અબળા છે. મારી પાસે તારૂં કેટલું ગજું? ક્યાં બલિષ્ઠ સિંહ ને ક્યાં નિર્બળ શિઆળ!'

'હા! તું સિંહ ખરો! સતીઓનાં શીલ લૂંટવામાં તું સિંહત્વ બતાવનારો ખરો! પાપાત્મા! જરા વિચાર, સિંહનાં પરાક્રમ આવાં હોય? વળી તું બલિષ્ઠ હોવાનો ગર્વ રાખે છે, પણ વિચાર, કે અબળાના નામથી ઓળખાતી સ્ત્રી જાતિ ખરેખર નિર્બળ નથી. જગત તેમને અબળાના નામથી ઓળખે છે પણ તેમનામાં એક પ્રકારનું ગુપ્ત બળ રહેલું છે. એ બળ અગાધ, અપાર ને અમિત છે. છતાં તે મનુષ્યના દેખવામાં આવતું નથી. એ એની અલૌકિકતા છે. અનેક સ્ત્રીઓએ શીયળવ્રતના રક્ષણ માટે એ વિશુદ્ધિબળનો આશ્રય લઇ મદાંધ પાપીઓને મ્હાત કીધા છે. રાવણના પાશમાં

સપડાયલી સીતાએ વિશુદ્ધિબળથીજ પોતાનું રક્ષણ કીધું હતું. એ મહાબળનો પ્રભાવ ભારત વર્ષની પ્રજાજ સારી પેઠે જાણી શકે છે. વળી કોમળ હૃદયને કોમળ શરીરવાળી અબળા કહેવાતી રાજપૂત સ્ત્રીઓએ, પ્રસંગ આવે શસ્ત્રાસ્ત્ર ધારણ કરી, શત્રુઓને કેવા કંપાવ્યા છે! વીરમાતા કર્મદેવીનું દૃષ્ટાંત જો. આર્ય મહિલાઓનું આ સામર્થ્ય આખા જગતને વિદિત છે, સમજ્યો?'

સહજ રૂષ્ટ ભાવ ધારણ કરી રણમલ બોલ્યો:—

'હા, સમજ્યો! પ્રભાવતી! હજી પુનઃ વિચાર કર અને મારી આશા પૂર્ણ કર. તું અહીં એકલી છે. અહીં તારૂં કોઇ નથી માટે–'

'હા દુરાત્મા! એ તારી વાત સાચી છે! તારાં જ્ઞાનચક્ષુ બીડાઇ ગએલાં હોવાથી તું મને એકલી દેખે છે, પણ હું એકલી નથી. મારી પાસે દુઃખીનો બેલી, જગત્ પિતા પરમેશ્વર ઉભેલા છે. તે શું મને અત્યારે ભ્રષ્ટ થવા દેશે? માટે તું એ મલિન વિચાર તજી, પ્રભુથી ડરી, નીતિને માર્ગે ચાલ. તેમાંજ તારૂં શ્રેય છે.'

'પ્રભાવતી! બધો બકવાદ મેલી મારી ઇચ્છા તૃપ્ત કર. એમાંજ તારૂં ને મારૂં શ્રેય છે.'

'દુરાત્મન્! મને આવાં પાપી વચન ન સંભળાવ? પ્રભુથી ડરી જરા નીતિને માર્ગે ચાલ.'

'ક્યાં છે તારો પ્રભુ? એમ બોલી તેણે ધસારો કરી પ્રભાવતીનું કાંડું પકડયું ને બોલ્યો. 'પ્રિયે પ્રભાવતી! લજ્જાને તિલાંજલિ આપી મારી ઇચ્છાને અધીન થા.'

'મને ભ્રષ્ટ ન કરો. મને તમે પતિત કરી શકશો નહિ. હમણાં હું મારા પ્રાણ કાઢી નાખીશ. આપ નાહક સ્ત્રીહત્યા ન લો. મને છોડી દો. દૂર ખસો.' પ્રભાવતીએ આક્રન્દ કરતાં કહ્યું.

પ્રભાવતીના આ શબ્દો સાંભળી જરા ગભરાઈ તે ધીમેથી બોલ્યો: 'ઘેલી! તારા જેવી તે કોઇ હશે? આટલું બધું રૂપ સૌન્દર્ય પ્રાપ્ત કરી, ભર યૌવનમાં પણ યથેચ્છ વિલાસ ન ભોગવવો, એ તારી મૂર્ખાઇ નહિ તો બીજું શું? કોઇ કવિએ સત્યજ કહ્યું છે કે:—

'ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનીઆં ધની હોય;
ગયાં ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોય.'

પ્રભાવતી બોલી: 'યૌવનને જીવનની કિંમત આવા સમય ના હોય, કારણ કે:—

ભૂખે મરે યદિ સિંહબાળ, કદિ ચરે નહિ ઘાસ તે,
તાપે તપે સુખડ સદા પણ, ગંધ પોતે ના તજે;
બાળે ફરી ફરી તાપમાં, સોનું તજે નિજ વર્ણ નહિ,
તેમ આર્યબાળા પ્રાણ જાતાં, શીલ નીજ ત્યાગે નહિ.

'પ્રભાવતી! ત્યારે શું તું મારી આશા પૂર્ણ નહિ કરે?'

'શાન્તમ્ પાપમ્! મહારાજ! આપ હવે અભદ્ર વચન ન વદો. આશા સમાન બીજું મહા દુઃખ નથી ને નિરાશા સમાન અન્ય સુખ નથી. ખરૂં જોતાં નિરાશામાંજ અમર આશા—ખરૂં સુખ—સમાએલું છે. માટે જો આપ આવી દુરાશાનો ત્યાગ કરશો, તો આપને માનસિક વ્યાધિ મટશે ને અલૌકિક સુખનો સાક્ષાત્કાર થશે.' પ્રભાવતીએ પ્રાર્થના કરતાં ઉપદેશ કીધો.

'પ્રભાવતી! તેમ બનવું મુશ્કેલ છે. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી આશાનો ત્યાગ કરી શકાય નહિ.' આશા અમર છે. આશાને લીધેજ જીવન ટકી રહે છે. આશા લુપ્ત થતાં જીવન પણ નષ્ટ થઇ જાય છે.'

રણુમલનો ઉક્ત ઉત્તર સાંભળી પ્રભાવતી બોલી: 'જો આપ એ દુરાશાનો ત્યાગ કરી શકતા નથી, તો હું કહું છું કે આ ભવમાં તો આપની એ આશા પૂર્ણ થવાની નથી.'

'ત્યારે તારો અહીંથી છૂટકો પણ નથીજ થવાનો.' રણમલે દઢતાપૂર્વક આ શબ્દો ઉચાર્યા.

'મહારાજ! આપ દયા કરી મને છોડી દો. દુનિઆમાં વ્યભિચાર સિવાય બીજું મોટું પાપ નથી. ક્ષણિક સુખને માટે પોતાને હાથે પોતાનું અમંગળ કરવું એ મોટી ભૂલ છે.'

'તારો એ ઉપદેશ મારે નથી સાંભળવો.' રણુમલે કહ્યું.

'શું તમે મારા પર બળાત્કાર કરવા નિશ્ચય કીધો છે? મહારાજ! આ અસાર સંસારમાં દયા એ ઇશ્વરી અમૂલ્ય ચીજ છે. આપના હૃદયમાં દયાનો અંશ માત્ર પણ નથી?'

'ના,' રણુમલે કઠોરતા દર્શાવી.

'ત્યારે શું આપનું હૃદય પાષાણનું છે?' પ્રભાવતીએ તિરસ્કારથી પુછ્યું.

'હા, તેમ. બોલ હવે કાંઇ કહેવું છે?' રણુમલે જવાબ આપ્યો.

'મને અહીંથી મુક્ત કરો.' પ્રભાવતીએ પ્રાર્થના કીધી.

'મારી આશા પૂર્ણ કર.' રણમલે દીનતાથી કહ્યું.

'તેમ નહિ બને.' દઢતાથી પ્રભાવતી બોલી.

'નહિ બને?' ક્રોધ ધારણ કરી રણમલ બોલ્યો.

'હા નહિ બને' અત્યંત શાંતિ ધારી પ્રભાવતી બોલી.

'ઠીક હું જોઉં છું.' આમ બોલી તે પ્રભાવતીને પકડવા દોડયો. અને તે એને પકડે તે પહેલાં—

'દુષ્ટ! દૂર થા. મને સ્પર્શ કરી મારા દેહને અપવિત્ર કર નહિ.' આમ બોલી પ્રભાવતી છલંગ ભરી દૂર ખસી ગઇ.

હવે પોતે મહાસંકટમાં આવી પડી છે એમ પ્રભાવતીને જણાયું. તેના શરીરમાં ધર્મનો જુસ્સો વ્યાપી ગયો. તેના પ્રત્યંગમાં શૌર્યનો સંચાર થયો. રૂદ્ર સ્વરૂપ ધારણ કરી હાથમાં છુપાવેલું તીક્ષ્ણ ખંજર મ્યાનમાંથી બહાર કાઢી તે બોલી: 'દુષ્ટ! તાકાત હોય તો હવે સામો થઇ જા. તારા બાહુમાં વધારે બળ છે કે મારા બાહુમાં તેની ખાતરી ખર. '**જો હું આ ખંજરથી તારો પ્રાણ ન લઉં તો મારૂં નામ પ્રભાવતી નહિ.**'

ઉન્મત્ત બનેલી પ્રભાવતીને જોઇ રણમલ દિગ્મૂઢ બની ગયો. તેના હાથમાં પકડાયલી એક પણ સ્ત્રીએ પ્રભાવતીના જેવું પરાક્રમ બતાવ્યું હતું નહિ. ક્ષણવારમાં તેના હૃદયમાંથી મલિન વાસના દૂર થઇ ગઇ. તેનાં જ્ઞાન ચક્ષુ ખુલ્લાં થઇ ગયાં. ભયભીત બની સિંહાસન પાસે પડેલી તરવાર લેવા તે પાછો ફર્યો. એટલામાં પ્રભાવતીએ ખંજર ઉગામી તેનાપર પ્રાણઘાતક હુમલો કીધો. પણ તે રણમલ ઉપર પ્રહાર કરે તે પહેલાં:—

'પિતાશ્રી! આપ અંદર છો કે?' બારણાની બાજુમાંથી અવાજ આવ્યો.

ઉક્ત અવાજ સાંભળી રણમલ એકદમ છલંગ ભરતો દ્વાર વાટે બહાર નીકળી ગયો. બીજા દ્વાર વાટે થઇ કમળાવતી અંદર આવી. અંદર તેણે ચંડીના સ્વરૂપમાં પ્રભાવતીને જોઇ. હજી પણ પ્રભાવતી ઉન્મદાવસ્થામાં હતી. 'પાપી! દુષ્ટ!' આદિ સંબોધન કરતી, હાથમાંના ખંજરને આમતેમ ફેરવતી, ચક્ષુમાંથી ક્રોધાગ્નિ વર્ષાવતી, તે કંપિત શરીરે આમતેમ ભ્રમણ કરતી હતી. રાણીના આગમનની તેને ખબર ન હતી. ગાલપર અંગુલિ ટેકવી, વિચારમાં

પડી, દીલગીર બની ક્ષણવાર રાણી પ્રભાવતીની આ ચેષ્ટા જોઇ રહી. પ્રભાવતીની સ્થિતિનું કારણ સમજતાં રાણીને વાર લાગી નહિ.

'પ્રભાવતી ! બહેન પ્રભાવતી !' રાણીએ ધીમા સ્વરે બોલાવી.

'પાપાત્મા ! દુષ્ટ ! આમ દૂર શા માટે ચાલ્યો જાય છે ?' ઉભો રહે ! ઉભો રહે ! હું તને તારા કૃત્યના ફળ ચખાડું ! પ્રભાવતીએ લવવા માંડ્યું.

આમ ગાંડી કેમ બની ગઇ છે, પ્રભાવતી ? રાણીએ સત્તાવાહી અવાજે કહ્યું.

રાણીનો તીક્ષ્ણ અવાજ કાનપર અથડાતાં પ્રભાવતીનો ઉન્માદ દૂર થયો. તેને સંજ્ઞા પ્રાપ્ત થઇ. હાથમાંનું ખંજર તેણે નીચે ફેંકી દીધું. તેનું આખું શરીર થરથર કંપવા લાગ્યું. તે એકદમ દોડીને રાણીને ગળે વળગી પડી. આ વખતે રાણીને જણાયું કે પ્રભાવતીનું હૃદય હજી કંપે છે.

'બહેન ! ગભરાઇશ નહિ. હવે તારે કોઇ પણ જાતની બીક નથી.' રાણીએ આશ્વાસન આપ્યું.

'દેવી !–' આગળ શું બોલવું તે નહિ સમજાયાથી પ્રભાવતી અટકી ગઇ.

'પ્રભાવતી ! સર્વ પ્રપંચ હવે હું સમજી ગઇ છું. હવે વિસ્તારનું પ્રયોજન નથી. અપરાધીને હું યોગ્ય શિક્ષા કરીશ.'

'કોને ? વ્યભિચારી દુરાત્મા આપના પિતાને ?'

'હા, હવે તું કોઇ રીતે ડરીશ નહિ. તું મેવાડની મહારાણીની મુખ્ય દાસી છું. એ ખાસ ધ્યાનમાં રાખજે.'

'તેથી શું થયું ? મહારાણીની દાસીની આવી સ્થિતિ હોય !'

પ્રભાવતીએ રાણીની ઉશ્કેરાયલી વૃત્તિને સતેજ કરવા ટકોર મારી: જવાબમાં રાણીએ ગંભીર હાસ્ય કીધું ને દીર્ઘ નિશ્વાસ મૂક્યો.

ત્યાર પછી બંને જણ ત્યાંથી બહાર નીકળ્યાં. પ્રભાવતીને માલૂમ પડ્યું કે રાણીને ત્યાં મોકલનાર, મેવાડની મુખ્ય ધાત્રી (ધાવ) કૃષ્ણા હતી.

# પરિચ્છેદ ૩ જો.

## પ્રભાવતી.

પ્રભાવતીનો જન્મ મેવાડ રાજ્યના એક નાના ગામડાંમાં થયો હતો. તેનો બાપ એક રજપુત સરદાર હતો. તે સાધારણ સ્થિતિમાં જન્મેલી હોવાથી વૈભવનું સુખ તેને મળેલું ન હતું, પણ ધર્મનિષ્ઠા ને સદાચરણ વગેરે બીજા સદ્ગુણો પ્રાપ્ત કરવાને તે ભાગ્યશાળી નીવડી હતી. પ્રભાવતીની બાલ્યાવસ્થામાંજ તેના પિતાનું મૃત્યુ થવાથી તે તેની માતા સાથે રહેતી હતી. પ્રભાવતીની માતા બિચારી આંધળી હતી. ધાર્મિકવૃત્તિની સરલ હૃદય પ્રભાવતી ખરેખર તેની અંધ માતાને દિવ્યચક્ષુ સમાન હતી. પતિવિયોગની મહાન વ્યથાથી રૂદન કરી કરી તે પતિપ્રાણા સ્ત્રીએ પોતાનાં ચક્ષુ ગુમાવ્યાં હતાં. તેનામાં કાંઇ કામ કરવાની શક્તિ પણ હતી નહિ. તેના ગુજરાનનો સઘળો આધાર પ્રભાવતી પરજ હતો. પોતાની દુઃખી માતાને વિશુદ્ધ વર્તનથી, મીઠી વાણીથી, અને જ્ઞાનવાર્તાઓથી આનંદ આપવા પ્રભાવતી હંમેશાં પ્રયત્ન કરતી હતી. ઘરનું સઘળું કામકાજ ધ્યાનપૂર્વક કરી પોતાની માતાને સંતોષ પમાડતી.

ઘરના કામકાજથી મુક્ત થઇ નવરાશના વખતમાં તે કથાવાર્તા વાંચતી, કવચિત્ સતીસાધ્વીનાં ચરિતો કે નીતિપ્રધાન વાતો કહી તે તેની વૃદ્ધ માતાનું મન રંજન કરતી. વળી તે ભજન કીર્તન ગાઈ અન્ય માણસોનાં મન પણ પોતાના તરફ આકર્ષતી. પ્રભાવતી ખરેખર પ્રભાનીજ મૂર્તિ હતી. તે સર્વાંગે સૌન્દર્યવિભૂષિત હતી. ખરે; ખર આવા મૃદુ શરીરવાળી, રૂપલાવણ્યવતી, આનંદદાયી, સારી રીતભાત વાળી સરલ હૃદયા બાળા કોઇ રાજકુટુંબમાંજ અવતરવાને યોગ્ય હતી. પરંતુ તે આવી ગરીબાઇમાં જન્મી તે ખરેખર ભવિતભવ્યતાની [1] ખામીજ હતી. દલપતરામે પણ કહ્યું છે કે–

અરે ! ન કીધાં ફુલ કેમ આંબે ?
કીધા વળી કંટક શા ગુલાબે;
સુલોચનાને શીર અંધ સ્વામી,
ખરે ! વિધાતા તુંજ કૃત્ય ખામી.

વિધિના વૈચિત્ર્યથી બિચારી પ્રભાવતીના નસીબમાં તો તેવળ

---

૧ નસીબ દેવી.

દુઃખ, દુઃખને દુઃખજ લખેલું હતું. યદ્યપિ તે પોતાના દિવસો દુઃખમાંજ ગુજારતી હતી, તથાપિ તેની રીતભાત ઉમદા હતી. તેની મગજશક્તિ ઘણી ખીલેલી હતી. તેની કલ્પના એવી તો ગહન હતી કે સમર્થ વિદ્વાનોની કલમમાં તે ઉતરી શકે નહિ. તે હંમેશાં વિવિધ અકલ્પ્ય તરંગો બાંધતી. મૂળથીજ સદ્ગુણો તેને પ્રિય હતા. અંધ માતા પાસેથી તે હંમેશાં સદ્ગુણો ગ્રહણ કરવા ઉત્સુક રહેતી. જન્મથીજ તે ધૈર્યશીલ ને ગંભીર હતી. તેથી પોતાનું જીવન કેવળ આનંદમય બનાવી શકતી હતી. તેની હસતી પ્રકૃતિને સુશીલ સ્વભાવ જોઇ અન્ય માણસો પણ તેને અકારણ ચાહતાં હતાં.

પ્રભાવતી ૧૨ વરસની થઇ ત્યારે તેની અંધ માતા મરણ પામી. આટલી બાલ્ય અવસ્થામાં તે કેવળ નિરાધાર બની ગએલી હોવાથી તેના દુઃખનું વર્ણન કરવું તે કરતાં માત્ર કલ્પના કરવીજ બસ છે. પોતાના ગૃહમાં એકલી રહી નિર્વિઘ્ને દિવસો ગુજારી શકે એ અશક્ય હતું. તેની આવી સ્થિતિ જોઇ ઘણાક પુરૂષો તેની સાથે લગ્ન કરવા તૈયાર થયા. પણ પ્રભાવતીએ તેમની માગણી કબુલ રાખી નહિ. પ્રભાવતીની આ સ્થિતિ હમીરસિંહના જાણવામાં આવી. આ હમીરસિંહ ઉચ્ચ શ્રેણિનો સરદાર હતો. પ્રભાવતીના પિતાનો તે પરમ મિત્ર હતો. તે દયાળુ પરોપકારી ને સાધુચરિત્ હતો. પ્રભાવતીની દીન દશા જોઇ તેને દયા આવી ને તેને તે પોતાને ત્યાં લઇ ગયો. પ્રભાવતી તેને પિતા સમાન ગણતી હતી. હમીરસિંહ પણ પ્રભાવતીને પુત્રીની પેઠે લાડ લડાવતો હતો. પોતાનાં નાનાં બાળકોને નાનપણમાં પ્રભાવતી જેવી સદ્ગુણી બાળાનો સંગતિલાભ મળવાથી તેને ઘણોજ આનંદ થયો.

હમીરસિંહને અમરસિંહ નામનો એક પુત્ર હતો. તે ઘણો ખૂબસુરતને પરાક્રમી હતો. પ્રભાવતી તેના પર ઘણું હેત રાખતી. અમરસિંહ પણ પ્રભાવતીને અંતઃકરણપૂર્વક ચાહતો હતો. પ્રભાવતી જ્યારે દુઃખી કે શોકાકુલ હોય ત્યારે અમર દિલગીર થતો ને તેને પ્રસન્ન કરવા પ્રયત્ન કરતો. પ્રભાવતી આ અમરસિંહને જોઇને પોતાનાં સઘળાં દુઃખ વિસારતી હતી. તેના દુઃખી હૃદયને આખી દુનિઆમાં આનંદ આપનાર કેવળ એકજ વસ્તુ હતી, તે અમરસિંહ.

પણ ઓ પ્રભાવતી ! તારૂં આ સુખ ક્ષણિક છે, તારા મનોરથ પૂર્ણ થશે કે કેમ તે માટે શંકા છે. તને સુખ આપવાને પ્રભુની ઇચ્છાજ નથી, ભાગ્યહીન બાળા ! તું જો, કે તને નસીબ ક્યાં ખેંચી જાય છે ?

કેટલાક સમય પછી અમરસિંહનો અકાળે કાળ થયો. પુત્ર શોકથી થોડા સમયને અંતરે હમીરસિંહ પણ પરલોકવાસી થઇ ગયો. પિતાપુત્રના અવસાનથી પ્રભાવતીના હૃદયમાં કેવી મહાવ્યથા થઇ હશે તેનો વાંચનાર તું જરા વિચાર કર. જો તને એવો અનુભવ થયો હશે તો એ દુઃખી બાળાના દિલનું દર્દ સહજ તારા સમજવામાં આવશે. ઘડી ઘડી અમરને સંભાળી પ્રભાવતી અશ્રુપાત કરતી. હૃદયભાર ઓછો કરવા પુનઃ પુનઃ તે પ્રયત્ન કરતી; પરંતુ તેના દિલનો કારી ઘા રૂઝાતો ન હતો. પૂર્વનાં સ્મરણ ક્ષણે ક્ષણે તેની દૃષ્ટિને સાક્ષાત્કાર થઇ તેના દુઃખી દિલને વિશેષ દુઃખી કરતો. આમ શોકમાંને શોકમાં પોતાના દિવસ ગુજારતી હતી. જ્યાં સઘળાને સરખો શોક ત્યાં એને આશ્વાસન પણ કોણ આપે ?

અમરના અવસાન સાથેજ પોતાની સઘળી આશાઓ નષ્ટપ્રાય થઇ ગએલી હોવાથી, તેણે તે સ્થળનો ત્યાગ કરવાનો વિચાર કીધો. સ્થળાંતર કરવાથી પૂર્વ સ્મરણ ઘસાતાં જાય ને તેથી લાંબી મુદતે પણ હૃદયનું દુઃખ ઓછું થાય. આમ ધારી ભાગ્ય પરીક્ષા માટે તે અમરસિંહનું ઘર તજી ચાલી. રસ્તામાં તેણે એક એકાન્ત દેવળમાં મુકામ કીધો. મધ્યાહ્ન સમયે ત્યાં બે પરદેશી સવારો આવી ચઢયા. દુર્ભાગી પ્રભાવતીને આ સવારો તરફથી ઘણુંક સહન કરવું પડયું. તેમણે એને પુષ્કળ સતાવી, અપમાન કરી તાબે થવા ફરજ પાડી. પણ પ્રભાવતી કાંઇ તેમનાથી ડરી જઇ અનીતિમાર્ગનું અવલંબન કરે તેવી નહતી. ધૈર્યધારી હિંમતથી તે સવારોના સામી થઇ ને બહાદુરીથી તેણે પોતાનો બચાવ કરી લીધો. પ્રભાવતીના આ ક્ષણિક પરાક્રમથી તે મુસાફરો હિંમત છોડી દે તેવા ન હતા. તેઓ પ્રભાવતીના સૌન્દર્યમાં સંપૂર્ણ રીતે બદ્ધ થઇ ગયા હતા. જ્યારે તેમણે જોયું કે પ્રભાવતીએક અબળા નહિ પણ પ્રબળા છે, ત્યારે તેમણે પોતાની તરવારના બળે તેને વશ કરવા વિચાર કર્યો. ઝપાઝપીમાં પ્રભાવતીના શરીર પર એક સખત ઘાવ પડયો તેમાંથી પુષ્કળ રૂધિર નીકળવા માંડયું. ઘાની અતિશય વેદનાથી થોડીક વાર પછી તે અશકત બની જમીનપર ઢળી પડી. તેને બીલકુલ ભાન રહ્યું નહિ. એવામાં રસ્તે થઇને એક વીર યુવાન જતો જણાયો. તેને જોઇ પેલા બંને મુસાફરો પલાયન કરી ગયા. દુઃખી બાળાના આર્તસ્વરથી તે યુવકને દયા આવી ને તેણે તેની સુશ્રુષા કરી. કેટલીક વાર પછી પ્રભાવતીને સંજ્ઞા પ્રાપ્ત થઇ. તેણે પોતાનું સઘળું વૃત્તાંત પેલા યુવકને

કહી સંભળાવ્યું. તેણે તેને પાપીઓના પંજામાંથી છોડાવી. પ્રભાવતીને જો આ અણચિંતવી મદદ મળી ન હોત તો તેની સ્થિતિ કેવી હોત ? તે વીર યુવક ચંદ્રદેવ હતો.

પ્રભાવતીનું જીવન હવે આજથી બદલાવા લાગ્યું. તેના દુઃખના દિવસો આજે પૂર્ણ થઇ ગયા. વાતચીત પરથી ચંદ્રને ખાતરી થઇ કે પ્રભાવતી કોઇ ખાનદાન કુટુંબની કન્યા છે. એક નિરાધાર બાળાને જોઇતી મદદ આપવી એ પોતાની ફરજ છે, એમ સમજી તેણે પ્રભાવતીને પોતાની સાથે ચિતોડ આવવા કહ્યું. ચંદ્રના માયાળુ વર્તનથી ને તેના અભિજ્ઞાનથી પ્રભાવતી ઘણી ખુશી થઇ. તે તેની સાથે ચિતોડ ગઇ.

ચિતોડમાં પ્રભાવતીનો ઘણો સારો સત્કાર થયો. રાજમાતા કમળાવતીના મુખે ચંદ્રે પ્રભાવતીના સદ્‌ગુણોની પ્રશંસા કરી. આ વખતે પ્રભાવતીની ઉમ્મર લગભગ ૧૬ વરસની હતી. થોડાજ વખતમાં તે પોતાની સારી રીતભાત ને વિનયને લીધે પ્રકાશી નીકળી. વળી તે ઘણી ચતુર ને બુદ્ધિમતા હોવાથી, મહારાણીએ તેને પોતાની મુખ્ય દાસી ઠરાવી. સ્વપ્નમાં પણ નહિ અનુભવેલું સુખ તેણે અહીં ભોગવવા માંડ્યું. ભાગ્યલક્ષ્મીની પરિપૂર્ણ કૃપાથીજ તે આ દશાને પાત્ર થઇ હતી, તથાપિ પૂર્વનાં સ્મરણ હજી તેના મગજમાંથી ભુસાતાં ન હતાં. અમરસિંહને તે કૃતજ્ઞ બુદ્ધિથી ચહાતી હતી. મનમાં તેનીજ છબીનું ધ્યાન ધરતી હતી. દિવસ ઉપર દિવસ ચાલ્યા જતા હતા પણ પ્રભાવતીનો અમરસિંહ તરફનો પ્રેમ કિંચિત્ માત્ર પણ ન્યૂન થતો ન હતો.

પ્રભાવતીનું ભરયૌવન અહીં પ્રકાશી નીકળ્યું. નૈસર્ગિક સૌન્દર્ય અને ઉત્તમ ખાનપાનને યોગે તેનું સુકોમળ ઘાટીલું શરીર પ્રથમનાથી વધારે મનોહર દેખાવા લાગ્યું. તેના ગુણસૌન્દર્યથી લોભાઇ ઘણા માણસોએ તેની સાથે લગ્ન કરવા ઇચ્છા જણાવી પણ પ્રભાવતીએ હા પાડી નહિ. પ્રભાવતીએ અમરસિંહ સાથે માનસિક લગ્ન કરી દીધાં હતાં. મનમાં કેવળ અમરસિંહની છબીનુંજ સ્મરણ કરતી હતી. મહારાણી તેનું યૌવન જોઇ તેને લગ્ન કરવા સમજાવતાં હતાં, તથાપિ તે એકની બે થતી ન હતી. હરિકીર્તનમાં લીન બની તે પોતાની આંતરિક સ્થિતિ બદલવા પ્રયત્ન કરતી. યદ્યપિ ચિંતાને લીધે તેની કાંતિ ક્ષીણ થતી હતી, તથાપિ બહારથી તો તે પ્રફુલ્લ દેખાતી હતી. તેની પ્રતિષ્ઠા પણ હવે દિનપરદિન વધતી ચાલી.

નાની સરખી ઝુંપડીમાં ગરીબ માબાપને પેટે જન્મેલી, પ્રભાવતી, હવે ભાગ્યદેવની પરિપૂર્ણ કૃપાથી મેવાડની મહારાણીની મુખ્ય સલાહકારક દાસી થઈ પડી. એક વખત જે મલિનવેશે ફરતી હતી, જેને ખાવા પણ પુરતો ખોરાક મળતો ન હતો, જેનું નામ પણ કોઈ જાણતું ન હતું, તે પ્રભાવતી આજે આખા મેવાડમાં પ્રસિદ્ધિ પામી. તેનું હસતું મુખ કમળ સર્વને આનંદદાયી થઈ પડયું. જેને પ્રથમ ભીખ માંગવી પડતી તે હવે ભિક્ષુકોને સંતુષ્ટ કરવા લાગી. ખરેખર વિધિની ગતિ વિચિત્ર છે.

આટલી બધી મહાત્તા પ્રાપ્ત થવા છતાં તે ગર્વિષ્ટા બની ન હતી. ભાગ્યોદયની સાથે તેના સદ્ગુણોની પણ વૃદ્ધિ પામતા હતા. ગરીબ માણસોને મદદ કરવા તે હંમેશાં તત્પર રહેતી. તે એટલી બધી-અસાધારણ બુદ્ધિમતા હતી કે રાજમાતા તેને પૂછયા વિના એક ડગલું પણ ભરી શકતાં નહિ. રણમલે પ્રભાવતીના ગુણસૌંદર્યની કીર્તિ સાંભળી હતી. ચિતોડમાં આવ્યા પછી તે તેને મળવા આવ્યો. રાણીની રૂબરૂ તેમની મુલાકાત થઈ. આ વખતે રણમલ મોહિત થઇ ગયો. પ્રભાવતીના સૌંદર્ય આગળ રાધેને તે તુચ્છ ગણવા લાગ્યો. તે હવે રણમલને અપ્રિય થઈ પડી. પુનઃ પ્રભાવતી સાથે વાતચીત કરવાનો પ્રસંગ તે ખોળતો હતો. એક દિવસ રાણીની ગેરહાજરીમાં રણમલ તેના મકાનપર જઇ ચડયો. સરલ હૃદયા પ્રભાવતીએ નિષ્કપટથી રણમલ સાથે વાતચીત કીધી. રણમલના પ્રશ્નોના જવાબ તેણે સભ્યતાથી ને વિનયપુરઃસર આપ્યા. હવે રણમલને સમજાયું કે પ્રભાવતીના શરીરની સુંદરતા કરતાં તેના મનની સુંદરતા હજારગણી વધારે છે. હવે તે અધીરો થયો. તેના મનમાં તાલાવેલી લાગી. તે પ્રભાવતીને પોતાની પત્ની બનાવવા વિચાર કરવા લાગ્યો.

આવખતે પ્રભાવતીનું વય વીસેક વરસનું થયું હતું. રણમલે તેનું અથેતિ વૃત્તાંત સાંભાળ્યું હતું. તેની ધીરજ ને ધર્મનિષ્ઠાથી રણમલ પ્રસન્ન થયો. રણમલ તેના રૂપગુણનો ઉપાસક બન્યો. પુનઃ તે પ્રભાવતીને મળવાનો પ્રસંગ ખોળવા લાગ્યો.

એક વખત રણમલ પોતાના મહેલની પાછલી બારીએ બેઠો હતો. પાછળના ભાગમાં મોટો બગીચો હતો. આ બગીચામાં એક જળકુંડ તથા કેટલાંક લત્તાગૃહ પણ હતાં. આખા રાજગઢમાં આ ભાગ ઘણો સુંદર હતો. અહીં સૌન્દર્યનું ને શાન્તિનું નિવાસસ્થાન હતું. પ્રભાવતી સંબંધી વિચારોમાં મગ્નચિત્ત બની રણમલ બારીએથી

નીચે ઉતર્યો. બગીચામાં આમતેમ તે ભ્રમણ કરવા લાગ્યો. બે ત્રણ ઘડી તે આમતેમ ફર્યો. તેના મનને કાંઇક શાન્તિ મળી. હવે તે મહેલ તરફ પાછો ફર્યો. થોડેક દૂર એક જળકુંડ તેની દૃષ્ટિએ પડ્યો. તેની આજુબાજુનો પ્રદેશ રમણીય હતો. ત્યાં તરૂલત્તાઓની વિપુલતા હતી. સ્થળે સ્થળે લતાઓના મંડપો બની ગયા હતા. એ મંડપોમાં શાન્તિ દેવીનું સ્થાન રહેતું. શાન્તિને સૌન્દર્યમાં લુબ્ધ બની રણુમલની દૃષ્ટિ ચકિત થઇ. તે આમતેમ જોવા લાગ્યો. એટલામાં એ લતાગૃહમાંથી કંઇક ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. એ અવાજ પ્રતિ તેનું મન ખેંચાયું. તેણે પાછળ દૃષ્ટિ કીધી. જોતાંની સાથે તેની દૃષ્ટિ સ્તંભી ગઇ. તે જડવત્ ત્યાંજ ઉભો રહ્યો. એ અવાજ હસ્તકંકણુનો હતો. પાસેના લતાગૃહમાં પ્રભાવતી સ્નાન કરતી હતી, ત્યાંથી એ અવાજ આવતો હતો. રમણીય દૃશ્યમાં પ્રભાવતીના સૌન્દર્યયુક્ત તેજસ્વી મુખની કૌમુદી પસરી ગઇ હતી. રણુમયનું સ્વાસ્થ્ય જતું રહ્યું.

રણુમલને જોઇ પ્રભાવતી શરમાઇ ગઇ. તેના મુખ ઉપર મુગ્ધત્વનો ભાવ તરી આવ્યો. અત્યારે તેના કેશ વિખરાયલા હતા. અભ્રાચ્છાદિત રજનિકાંતની પેઠે તેનો વદન ચંદ્ર આછોઆછો પ્રકાશી રહ્યો હતો. મુખપર ઉન્મતપણાની રેખાઓ તરી આવી હતી. આંખોમાં સહજ ક્રોધનો નીશો હતો. શરીરનો ગૌરવર્ણ આકર્ષક હતો. રણુમલની દૃષ્ટિતો ત્યાંજ ઠરી ગઇ. થોડી વાર પછી પ્રભાવતી ભ્રકુટી ચડાવી બોલી: ‘ એ કોણ છે? ’

‘ એતો હું.’ રણુમલે સહજ સ્મિત કરી કહ્યું.

‘ હું તે કોણ ? ક્રુદ્ધ થઇ પ્રભાવતી બોલી.

રણુમલ જરા આગળ આવ્યો. તેને જોઇ પ્રભાવતી શરમાઇ ગઇ. લજ્જિત વદને તે કુંડ બહાર નીકળી, કપડાં બદલવા દોડી ગઇ. પણ એટલામાં રણુમલ ત્યાં જઇ પહોંચ્યો ! પ્રભાવતીના હાથમાંજ બદલવાનાં કપડાં રહ્યાં ! શરમને લીધે તે પાદાંગુષ્ઠ નિહાળી રહી.

રણુમલ તેનું અનુપમ સૌદર્ય જોઇ બોલ્યો: ‘ મેં તો જાણ્યું કોઇ દેવકન્યા હશે !

પ્રભાવતી ઉત્તર આપી શકી નહિ. તે માત્ર નીચે જોઇ રહી.

‘કેમ કંઇ બોલતાં નથી ?’ રણુમલ ધીમેથી બોલ્યો.

તેને કંઇજ ઉત્તર મળ્યો નહિ.

‘ શું આપને લગ્ન કરવાની બીલકુલ ઇચ્છાજ નથી ? ’ રણુમલે વાત છેડી.

આ અપ્રાસાંગિક પ્રશ્ન સાંભળી પ્રભાવતી ચીડાઇને બોલી:

'ઠાકોર! શા માટે આપ અહીં આવ્યા છો?'

'સહજ, આપને મળવા, આપનાં દર્શન કરવા.'

'હમ્ બહુ સારૂં! હવે ચાલ્યા જાવ' પ્રભાવતી ભ્રકુટી ચડાવી બોલી.

'શું મારા તરફથી આપને કાંઇ અડચણ છે? આપને લગ્ન કરવાની ઇચ્છાજ નથી? રણમલે તેનો તેજ વિષય ફરી ઉકેલ્યો.

'બસ! હવે બહુ થયું. સત્વર ચાલ્યા જાવ.'

'પણ કહો તો ખરાં કે આપ કોને ચાહો છો?'

હવે પ્રભાવતીનો મિજાજ હાથ ન રહ્યો. તે જુસ્સાથી બોલી:-

'હવે હું આપના શબ્દો સાંભળવા ઇચ્છતી નથી.'

'ભલે! પણ કહોતો ખરાં, કે તમે કોની સાથે લગ્ન કરવા ઇચ્છો છો?'

નફટાઇથી કહેલા આ શબ્દો સાંભળી પ્રભાવતીને બહુજ માઠું લાગ્યું. જો તેની જગ્યાએ બીજી કોઇ ગર્વિષ્ઠ છોકરી હોત તો અત્યારે તો ક્યારનું ઉધુંચતુ થઇ ગયું હોત. પણ આતો સહનશીલ પ્રકૃતિની પ્રભાવતી હતી. ભીંજાએલે કપડે પોતે ઉભી હતી તેથી તે ઘણીએ શરમાઇ; પણ નફ્ટ રણમલ ત્યાંથી જરાયે ખસ્યો નહિ એટલે તે બિચારી શું કરે?

થોડીવાર પછી રણમલ બોલ્યો:–'લો ત્યારે તમે કપડાં બદલી લો. હું પેલી બાજુ જઇને ઉભો રહું'

રણમલ ત્યાંથી દૂર ખસી ગયો. પ્રભાવતીએ કપડાં બદલી નાખ્યાં તરતજ રણમલ ત્યાં આવી ઉભો ને બોલ્યો: 'તમારૂં નામ પ્રભાવતી?'

'હા.'

'મેં સાંભળ્યું છે કે તમે તો ચંદ્રદેવ સાથે લગ્ન કરવા ઇચ્છો છો?'

પ્રભાવતી ચમકી. તે બે ડગલાં દૂર ખસી ગઇને બોલી: 'એવું આપને કોણે કહ્યું?'

'શરમાવાનું શું કારણ છે? આપનો વિચાર યોગ્ય છે. ચંદ્રદેવ સર્વ રીતે આપને અનુરૂપ છે,' રણમલે તેના મનનો ભાવ જાણવા કહ્યું. તેની પૂછવાની રીત એટલી બધી સરલ હતી કે તેથી પ્રભાવતીને જરા પણ માઠું લાગ્યું નહિ. શરમને લીધે નીચું જોઇ તે માત્ર એટલુંજ બોલી; કે 'રાઠોડ! તમારૂં ધારવું ખોટું છે. મને લગ્ન કરવાની ઇચ્છાજ નથી.

'કેમ ?' રણુમલે પ્રશ્ન કીધો.

'કારણ જાણવાની તમારે જરૂર નથી.' ટુંકો ઉત્તર મળ્યો.

નફટ બની રણમલ્લ બોલ્યો: 'જો તમારી ઇચ્છા હોય તો હું તમારી સાથે લગ્ન કરવા ખુશી છું.'

રણમલનાં ઉક્ત વચન સાંભળી પ્રભાવતી તેના મનનો ભાવ સમજી ગઇ. હવે વધારે વખત અહીં ઉભા રહેવામાં જોખમ છે એમ માની તે ત્યાંથી ચાલવા લાગી. તેને જતી જોઇ રણમલ બોલ્યો: 'ઉભાં રહો. હમણાં જાવ છો કયાં ?'

પ્રભાવતી ભયથી થરથર કંપી એટલામાં દૂરથી ચંદ્રદેવ આવતા જણાયા તે મોટેથી બૂમ પાડી બોલી: 'મહારાજ ! જુઓને આ મને સતાવે છે.'

કોણ છે એ ? ચંદ્રે ક્રોધથી પ્રશ્ન કીધો.

ચંદ્રનો અવાજ સાંભળી આડા અવળે માર્ગે થઇ રણમલ પલાયન કરી ગયો.

---

## પરિચ્છેદ ૪ થો.

---

### રાણીનો દુરાગ્રહ.

પ્રભાત હતું. કમળાવતી પોતાના ખાસ રૂમમાં બેઠી હતી. ચિંતાને લીધે અત્યારે તેનું મન વ્યગ્ર હતું. પોતાના સાહસ માટે હવે તેને પશ્ચાત્તાપ થતો હતો. સ્વાતંત્ર્યપ્રિય મેવાડની પ્રજા આજે પરતંત્ર ગુલામ જેવી બની છે. લોકોને નથી મળતો ધંધો રોજગાર કે નથી મળતો ન્યાય ! આખા મેવાડમાં મારવાડી લોકો સ્વતંત્રપણે મહાલી રહ્યા છે. તેઓ મેવાડીઓના પર થાય તેટલો જુલમ ગુજારે છે. તેમ હોય તેમાં નવાઇ પણ શી ? **यथा राजा तथा प्रजा.**

રાણીની વિમાસણ હવે વધી પડી. અત્યારે સુધી તે રંગ જોતી હતી. હવે રંગ પુરેપુરો જામ્યો. બાજી તદ્દન બદલાઇ ગએલી જણાઇ. પ્રપંચજાળ દઢને વિસ્તીર્ણ માલમ પડી. અનાચાર ને અત્યાચારનું પ્રાબલ્ય દષ્ટિગોચર થયું. ઠામ ઠામ અશાન્તિ પ્રસરેલી જણાઈ. મેવાડની પ્રજાનાં સુખસંપત્તિ, મહત્તા, ગૌરવ સર્વ અલ્પ કાળમાં અદૃષ્ટ થઇ ગએલાં જોઇ તેની આંખમાંથી અશ્રુધારા છૂટી. અત્યાર સુધી તે હિંમત રાખી બેસી રહી હતી, પણ હવે તેની ધીરજ ખુટી ગઇ,

મહારાણાના અવસાન પછી આજ સુધીના સઘળા બનાવ તેની દષ્ટિ સંમુખ તરી આવ્યા. તે સર્વ તેના હૃદયને બાળવા લાગ્યા. ભૂતકાળની પોતાની પ્રતિજ્ઞા પણ તેને સાંભરી આવી. તે ધીમેથી બોલીઃ 'ભગવાન! હવે શું થવા બેઠું છે? તેં શું ધાર્યું છે? કયાં પાપે મારા પર આવું સંકટ આવી પડયું? મેં મારા દુર્ભાગ્યથીજ પિતાશ્રીને અહીં રાખ્યા! હવે કોની સલાહ લેવી? કોને આ વેદના કહેવી? શું કરવું? કયાં જવું?' થોડીવાર સુધી આમ તે ગુંચવાઇ. તેને કાંઇ સઝ પડી નહિ. તેનું હૃદય દગ્ધ થયું. આંખમાંથી ખળખળ આંસુ નીકળી પડયાં. તે ગાંડા જેવી બની ગઇ. છાતીપર ગરદન નાખી બેસી રહી. થોડીવાર પછી પ્રભાવતી આવીને બોલીઃ—

'દેવિ! જવાનસિંગ આપને મળવા માગે છે?'

'તેમને અંદર ખુશીથી આવવા દે.'

જવાનસીંગ અંદર આવ્યો ને બોલ્યોઃ 'બા! શા વિચારમાં લીન થઇ બેઠા છો?'

'જવાનસીંગ! વિચાર કરવાનાજ હવે બાકી છે! મને કાંઇજ સઝતું નથી. તમે સલાહ આપો કે હવે મારે શું કરવું?'

'હું શું કહું? શી સલાહ આપું? આખા મેવાડમાં અંધાધુંધી ફેલાઇ રહી છે. જબરા નબળાને સતાવે છે. મેવાડીઓ ગુલામ જેવા થઇ ગયા છે?'

'જવાનસીંગ! રાંડયા પછી ડહાપણ શા કામનું? જો તમે મને પ્રથમથીજ કાંઇ ચેતવણી આપી હોત તો, આવો પ્રસંગ આવત નહિ. હવે કહો તે શા કામનું. દાઝયા ઉપર ડામ દેવા જેવું તમે કરો છો.' રાણીએ ગળગળા થઇ કહ્યું. તેની આંખમાંથી બેચાર અશ્રુબિંદુ ટપકયાં.

'બા! તમે આમ રૂદન કરો નહિ. હું એકલો કાંઇ કહેતો નથી. આખો દેશ કહે છે. મારા પર માઠું લગાડશો નહિ. જુઓને અત્યારે મેવાડભૂમિ કેવી દીનહીન બની ગઇ છે! કયાં છે હમણાં તેના આગળના જેવા વીર પુત્રો! મેવાડનો આગલો મહિમા લુપ્ત થયો છે. આગલું સૌન્દર્ય નષ્ટ થયું છે. આગળનું સન્માન ને ગૌરવ આજે કયાં છે? દીવ્ય વાટિકા જેવી મેવાડભૂમિ આજે અધોગતિના ગર્દમાં નીચે ઉતરી પડી છે. રાઠોડોના જુલમથી, અન્યાયથી, પક્ષપાતથી મેવાડનાં ગામો શૂન્ય બની ગયાં છે. લોકો કામ ધંધા વિનાના અહીં તહીં રખડતા ફરે છે. બા! આપનીજ સ્થિતિનો વિચાર કરો ને? યવનોના અત્યાચારને રાઠોડોએ ભૂલાવી દીધો છે! મેવાડમાં

આજે પોપાંબાઈનું રાજ્ય ચાલે છે. હમણાં ક્યાં છે મેવાડમાં એક પણ મહાપુરૂષ કે જે દેશનો પુનરૂદ્ધાર કરે ? એક પણ વીર પુત્ર ક્યાં છે, કે જે પોતાની વીરતા મેવાડીઓનામાં પ્રેરે ? ભારતવર્ષના-ભૂષણરૂપ મેવાડભૂમિ આજે નિર્વીર્ય, ભીખારણ ને ડરકું બની ગઇ છે ! મહારાણી આપની કારકીર્દિ ઇતિહાસમાં કૃષ્ણાક્ષરે લખાશે, તેનો વિચાર કરો, હજી પણ ચેતો અને વીરતા, પ્રભુતા ને વાત્સલ્ય બતાવી દેશનો ઉદ્ધાર કરો. આપનું નામ અમર થશે.

જવાનસીંગના વચનોએ રાણીના હૃદયને પીગળાવી દીધું. ખિન્ન હૃદયે તે બોલી: 'ભાઈ ! હવે શું કરીશું ?'

'બા ! આપની ઇચ્છા પ્રમાણે કરો. જે કહેશો તે કરવા હું તો તૈયાર છું. પ્રથમ પૂછ્યું હોત તો હું રસ્તો બતાવત.'

'જવાનસીંગ ! મારી મૂર્ખાઇપર તમે વધારે હાસ્ય ન કરો મારા સાહસનું યથાર્થ ફળ મને મળી ચૂક્યું છે, માટે હવે કૃપા કરીને કંઇ રસ્તો બતાવો.' રાણીએ દીનતામિશ્રિત સ્વરે કહ્યું.

રાણીનું આ અંતર્દાહ જોઈ જવાનસીંગ દીલગીર થયો. હવે ગમે તે પ્રકારે રાણીને રસ્તો બતાવવોજ જોઇએ એમ ધારી તે બોલ્યો: 'બા ! હવે માત્ર એકજ રસ્તો છે.'

'શો ?' રાણીએ સાડીના પાલવવતી આંખો લૂછતાં કહ્યું.

'રાઠોડો પાસેથી સઘળી સત્તા લઇ લેવી.'

'હા, તે ખરૂં પણ હવે તેમની પાસેથી સત્તા લેવી સહેલ નથી. જ્યાં ત્યાં તેમનો પગ મજબુત થઇ ગયો છે. રાજ્યમાં બધા નોકર ચાકરો પણ તેમનાજ છે. સામંતોમાં પણ ઝાઝું હીર દેખાતું નથી, એટલે આપણો એ વિચાર પેશ નહિ જાય.'

'બા ! એ બધું ખરૂં પણ સામંતોમાં ઝાઝું હીર નથી એમ કેમ કહો છો ? જો આપનો હુકમ હોય તો મેવાડની રાજપતાકા નીચે એકજ ડંકાથી સઘળા સામંતોને પોતપોતાના સૈન્ય સાથે એકત્ર કરી દઉં.'

'ના, ના ! તેમ કરવાથી કાર્ય સરે તેવું નથી. વખતે હાર ખાઇએ તો અહીં રહેવાનું પણ ભારે થઇ પડે.'

'ત્યારે ઠીક. પણ હવે આમને આમ બેસી રહેવાથી પરિણામ સારૂં આવે એમ મને તો લાગતું નથી.'

'ઠાકોર ! આમ કેમ બોલો છો ?'

'બા ! રાઠોડનો હવે ભરોસો રાખવા લાયક નથી. પ્રથમ તો તેઓ મુકુન્દજીને ખોળામાં લઇ રાજસિંહાસન પર બેસતા. પણ હવે તો પોતે એકલા એ સિંહાસન પર બેસતાં સંકોચાતા નથી. એ ગાદી દબાવી પડવાનીજ નિશાની છે.'

રાણી હવે ગભરાઇ તેની ચિંતા વધી પડી. ભવિષ્યના ભયનો તેને સાક્ષાત્કાર થયો. તેનું હૃદય કંપવા લાગ્યું. મહાપ્રયત્ને તેણે પોતાની બીકતા છુપાવી રાખી.

'બા ! આમ ગભરાવાનું કારણ નથી. મેવાડભૂમિ હજી સુધી નિર્વીર્ય નથી બની. તેના પુત્રોમાં હજી સ્વદેશાભિમાનનો અંશ અવશેષ છે, તેમનામાં વીરતા છે, મમતા છે, પણ તેમને કોઇ લાયક નાયક મળતો નથી. જો યોગ્ય નાયક મળે તો બાજી સુધરતાં વાર ન લાગે.'

'હા, તે ખરૂં પણ હવે નાયક ક્યાંથી લાવવો ? તે કંઇ પરદેશમાં ખોળવા જવાય છે ?' રાણીએ કંઇક વિલક્ષણ ભાવથી કહ્યું.

'હા પરદેશથી લઇ આવવો પડે. પરદેશ મોકલીએ તો લેવા પણ જવું પડે.

જવાનસીંગનાં ઉક્ત વચન સાંભળી રાણીને ચમક થઇ. તેણે હોટ પીસ્યા. આંખમાં વિજળીના જેવો ચળકાટ જણાયો. મુખ પર ક્રોધમિશ્રિત સ્મિત ફરક્યું. આખા શરીરમાં જુસ્સો વ્યાપી ગયો.

જવાનસીંગ રાણીની આ સ્થિતિ જાણી ગયો. તે હિંમતથી બોલ્યો. 'બા માઠું ન લાગે તો એક વાત કહું ?'

'કહો.' રાણીએ જવાબ આપ્યો.

'ચંદ્રને બોલાવો. તે આપણને મદદ કરશે. બગડેલી બાજી સુધારશે.

'જવાનસીંગ !' સત્તાવાહી અવાજે રાણી બોલી: એ વાત બંધ કરો. જે થયું તે થયું. એ એને રસ્તે તે આપણે આપણા રસ્તે. તેના વગર ઉંધુ વળતું હોય તો ભલે વળે !'

જવાનસીંગને રાણીના આ શબ્દોથી માઠું લાગ્યું. તેણે જાણ્યું કે રાણીનો ગર્વ હજી ગળ્યો નથી. રાણીને વધારે નહિ છેડતાં તે ધીમેથી બોલ્યો: 'બા ! જેવી આપની મરજી.'

રાણી થોડીવાર સુધી મૂંગી રહી. વિચાર થઇ આવવાથી તે વળી બોલી: 'જવાનસીંગ ! કોઇ સામંત આ વખતે આપણું કાર્ય કરવા તત્પર થાય તેવો નથી ?'

'ચંદ્ર સિવાય એક પણ–'

'જવાનસીંગ ! બસ ! બંધ કરો !' ચંદ્રનું નામ સાંભળી રાણી ઝબકી હોય તેમ બોલી.

'બા ! ક્ષમા કરજો. તેઓ હિંમતવાન છે, ઝનુની છે.'

'બહુ સારૂં ! હવે તમે જાવ. હું તે સંબંધી વિચાર કરીશ. જો જો આ વાત બીજા કોઇને કાને જાય નહિ.'

'બા ! આપ તે વાતની ફિકર ન રાખો.' આમ બોલી જવાનસીંગ ચાલતો થયો. થોડા દિવસ પછી તે ચિતોડનો ત્યાગ કરીબહાર ગામ જઇ રહ્યો. કારણ કે ચિતોડમાં રહેવું તેને ભય ભરેલું લાગ્યું.

જવાનસીંગના ગયા પછી રાણી વિમાસણ કરતી ત્યાંજ બેસી રહી. તેને આખો દહાડો ચેન ન પડયું. તેને ફિકર થવા લાગી કે વખતે રણમલ ગાદી દબાવી પડશે તો શું થશે ? જવાનસીંગ સાથેની વાતચીત પરથી તેને જણાયું, કે પ્રજા પરમ પીડિત છે. રાજ્યમાં જુલમને ત્રાસ પ્રબળપણે ચાલી રહ્યાં છે. લોકો પણ રાણી પર ગુસ્સે થઇ ગયા છે. સઘળા ચંદ્રના નામનું સ્મરણ કરી રહ્યા છે. પણ હવે ચંદ્રને બોલાવવો એ તેને ઠીક ન લાગ્યું. નમતું જોખવું ને પોતાનું હીણું બતાવવું એ મનુષ્યને, તેમાં વળી સ્ત્રી જાતિને તો બીલકુલ ગમતુંજ નથી. રાણી વધારે ગુંચવાઇ. ન્યાય શક્તિનું સ્ફુરણ થયું, એટલે તે પોતેજ ગુનેગાર જણાઇ. રાણીએ પ્રભુતા, ગર્વ ને વહેમ દૂર કરી જોયું, તો તેને પોતાની મહાન ભૂલ જણાઇ. રાજ્ય હતું, પ્રતિષ્ટા હતી, ચંદ્ર અમલ ચલાવતો હતો, પ્રજા સુખી હતી, રાજ્યનું ગૌરવ પણ વધતું જતું હતું, છતાં રાઠોડનું કહેવું શા માટે સાંભળ્યું ? તેને પરદેશ જતાં કેમ ન અટકાવ્યો ? દૂર રહીને તે શું મારી આ મૂર્ખાઇ પર હાસ્ય કરતો નહિ હોય ? મને આ સ્થિતિમાં જોઇ તે શું રાજી થતો હશે ?

આમ વિચારમાંને વિચારમાં તે રૂદન કરવા વાગી. તેણે પથારીમાં આળોટવા માંડયું પણ ઊંઘ આવી નહિ. મહાપ્રયત્ને તેણે નેત્રો મીચ્યાં, ને ઉંઘવાનો ડોળ કીધો. પણ ઉંઘ ન આવી. તે અર્ધ નિદ્રિત અવસ્થામાંજ પડી રહી. તેની દૃષ્ટિ સમક્ષ એક મૂર્તિ ખડી થઇ. તે મૂર્તિ રૂપલાવણ્યમાં, પ્રભામાં, કાંતિમાં, અંગના મરોડમાં, ચંદ્રના સમાન હતી. તેની આંખોમાં રહેલું અકલ્પ્ય તેજ, તેના મુખારવિન્દ પર તરી આવેલી સરલતા, અને તેની ઉદારતા અત્યારે પોતાને

ઠપકો આપતાં હોય એમ રાણીને જણાયું. રાણી તેની સમક્ષ એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકી નહિ. તેની દૃષ્ટિ સામે પણ રાણીથી જોવાયું નહિ. તે મૂર્તિના વચનોમાં વિનય, બોધ, ઉપાલંભ, હિતને પ્રભુતા સમાએલાં હતાં. આમ હોવાથી રાણી તેના સામું શી રીતે બોલી શકે ?

થોડી વાર પછી, ' ચંદ્ર ! હવે ક્ષમા કર ! ' આ શબ્દો રાણીના મુખમાંથી નીકળી પડયા. એકદમ તે સફાળી ઉઠી ને મનમાં બોલી: ' મારી કેટલી બધી મૂર્ખાઇ ! આવા નજીવા સ્વપ્નામાં પણ હું આટલી બધી હતાશ કેમ બની ગઇ ? એ મૂર્તિ પેલા ચંદ્રની ! તે પણ વળી દ્રોહી ! દેશ બહાર જઇ રહેલો ! તેની સ્મૃતિ મને શા માટે થતી હશે ? હું તેને ક્યારે સંભારું છું ? મારા મોઢામાંથી આવા શબ્દો શા માટે નીકળ્યા. ' જેનો પોતે તિરસ્કાર કર્યો હતો તેને પોતે બોલાવવો, તેની ક્ષમા માંગવી, એ રાણીને પોતાનું ગૌરવ ગુમાવવા બરાબર લાગ્યું. તે પોતાના મનની નિર્બળતાને ધિક્કારવા લાગી. પશ્ચાતાપ કરવા લાગી. પોતાના પુત્રના હાથમાંથી સત્તા જાય એ તેને કારી ઘા જેવું લાગ્યું. ચંદ્રને બોલાવવાની ઇચ્છા થઇ પણ વળી અભિમાન સ્ફુરી આવ્યું. પાછલા પ્રસંગો યાદ આવ્યા. રાઠોડ જોધસિંહનાં વચન તેને સાંભરી આવ્યાં. માનસિક દુર્બળતા જઇ દૃઢતા આવી. તે મનમાંજ બોલી:

' બસ ! તેની મદદ શા માટે લેવી ? '

એટલામાં મુકુલ આવ્યો. રાણીના વિચાર અટક્યા.

' બા ! કેમ દીલગીર દેખાઓ છો ? ' બાળકુંવરે પ્રશ્ન કર્યો.

મુકુલજીનું પ્રસન્ન મુખ જોઇ રાણીને વહાલ આવ્યું. ઉમળકાથી તેને છાતી સાથે ચાંપી બોકી કરી–બોલી:

' બેટા ! કેમ હજી બહાર રમવા નથી ગયો કે શું ? '

' ના, બા ! કૃષ્ણા હવે બહાર મને એકલાને રમવા જવા દેતી નથી. તેની સાથેજ હું બહાર ફરવા જાઉં છું. '

' ઠીક, બેટા ! તે કહે તેમ કરજે. '

' બહુ સારૂં ' કહી કુંવર બહાર ગયો. રાણી ત્યાંજ બેસી રહી.

---

# પરિચ્છેદ ૫ મો.

## નમી ! ના, નમાવી !

ચંદ્રના કનિષ્ઠ ભ્રાતા રઘુદેવ હતા. તે કેલવાડામાં રહેતા હતા. તે ઘણા સાદા, સદાચરણી, ધાર્મિકવૃત્તિના વીરયુવક હતા. તે જેવા ગુણવાન હતા તેવાજ શરીરે સુન્દર હતા. તેમના સંબંધમાં આવતા મનુષ્યોના હૃદયપર જાણે કે અજાણે પણ તેમના સદ્‌ગુણોની છાપ પડયા વિના રહેતી નહિ. તેમના અનુપ ગુણ સૌન્દર્યથી મોહિત થઇ રાજપૂતો તેમના ઉપર અત્યંત પ્રીતિ રાખતા. રઘુદેવ વળી કાર્યદક્ષ હતા. મેવાડમાં પ્રવર્તી રહેલી અંધાધુંધીથી તેમને ઘણો ખેદ થતો હતો. રણમલ પ્રતિ તે ઘૃણાની દૃષ્ટિથી જોતા હતા. રણમલની લોભવૃત્તિ પર હવે કોઇ જાતનો અંકુશ રહ્યો ન હતો. તે હવે મેવાડનો સત્તાધીશ બનવા તૈયાર કરી રહ્યો હતો. બિચારા સરલ હૃદયના રઘુદેવ આ બીજી શી રીતે સમજે?

રઘુદેવ પોતાના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુએછે, એમ રણમલને ખબર હતી. વળી તે એમ પણ જાણતો હતો કે જ્યાં સુધી રઘુદેવ હયાત છે ત્યાં સુધી પોતાની ઇચ્છા પૂર્ણ નહિ થાય. પોતાના કુટિલ માર્ગમાંથી આ કંટક દૂર કરવા તે તત્પર થયો. તેણે તેમનો ઘાત કરવાની યુક્તિ યોજી. રણમલે એક કીમતી પોશાક રાજચિહ્ન તરીકે રઘુદેવને એનાયત કીધો. આવા પોશાક અધીશ્વરની તરફથી તાબાના માણસોને આપવામાં આવે છે. રાજપૂતોમાં એવા પોશાકની ઉત્તમ ગણના થાય છે. જે માણસ એ પોશાક મેળવવા ભાગ્યશાળી નીવડે છે તેના તરફ સઘળા માનની દૃષ્ટિથી જુએ છે. રાજચિહ્ન લઇ આવનાર માણસોનો રઘુદેવે સારો સત્કાર કીધો. પછી ઘણા હર્ષથી પોતે તે પોશાક પહેરવા લાગ્યા. રઘુદેવ પોશાક પહેરતા હતા ત્યારે, એ પોશાક લઇ આવનાર રણમલના માણસે, તેમની છાતીમાં એકદમ છૂરી ભોંકી તેમના પ્રાણ લીધા ! ઉક્ત અનુચરે એ રાક્ષસી કૃત્ય એટલી બધી ત્વરાથી કીધું કે તે લખતાં અમને જેટલો સમય લાગે છે તેટલો સમય તેને ભાગ્યેજ લાગ્યો હશે ! એ છૂરી તે અનુચરને રણમલે આપેલી હતી. તેના પર એક પ્રકારનું વિષ લેપન કરવામાં આવ્યું હતું, જે શોણિતના સંસર્ગમાં આવતાં તરતાંજ પ્રાણ હાનિ થાય. પાષણ હૃદયનો તે અનુચર ત્યાંથી નીકળી એકદમ ચિતોડ તરફ ચાલ્યો ગયો.

રઘુદેવના મરણથી આખા મેવાડમાં શોકનું વાદળ છવાઇ ગયું. ઘેરઘેર રડારોળ થઇ રહ્યો. અમે ઉપર જણાવી ગયા છીએ તેમ રઘુદેવ અત્યુત્તમ સાધુ પુરુષ હતા, તેથી તેમના મૃત્યુ પશ્ચાત્ મેવાડના માણસોએ તેમને દેવસંમાન આપ્યું. પ્રત્યેક મનુષ્ય દરરોજ તેમની મૂર્તિની ઘણા ઠાઠથી પૂજા કરવા લાગ્યા. આવી દરરોજની પૂજા સિવાય વરસમાં બે વખત દશેરાને દિવસે અને ચૈત્રશુક્લ દશમને દિવસે આખા મેવાડમાં મહોત્સવ થાય છે. તે વખતે મેવાડના પ્રત્યેક ગૃહમાં રઘુદેવની મૂર્તિ સ્થાપિત થાય છે. અદ્યપર્યંત ક્ષેત્રપાળને રઘુદેવની પૂજાથતી જોવામાં આવે છે.

રઘુદેવના મરણના સમાચાર જ્યારે રાણીને અવગત થયા ત્યારે તેના શોકની સીમા રહી નહિ. રણમલના મલીન હૃદયનો હવે તેને સાક્ષાત્કાર થયો. પોતાનો પુત્ર પણ રણમલની દુરાકાંક્ષાને ભોગ થઇ પડે નહિ તે બાબત તે કાળજી રાખવા લાગી. આ દુઃખમાંથી મુક્ત થવા તે યુક્તિઓ શોધવા લાગી. આજુબાજુ દૃષ્ટિ કરી તો સઘળે શત્રુઓ પ્રતિષ્ઠિત દેખાયા. આખરે રાણીની દૃષ્ટિ ચંદ્ર તરફ ગઇ. ચિતોડ છોડતી વખતે ચંદ્રે કહેલાં સઘળાં વચન સાંભરી આવ્યાં. જેમ જેમ વખત વીતવા લાગ્યો તેમતેમ તેની માનસિક વ્યાધિ વધવા લાગી.

ઉપર્યુક્ત સ્થિતિમાં રાણી બેઠી હતી તેવામાં રાજકુળની મુખ્ય ધાત્રી ( ધાવ ) ત્યાં આવી પહોંચી. આ ધાત્રી વયોવૃદ્ધને સ્વામિભક્ત હતી. બાળ રાણાના રક્ષણનો સર્વ ભાર તેને શીર હતો. વર્તમાન રાજ્ય ખટપટથી તે હંમેશાં ધાસ્તીમાં રહેતી હતી. બાળરાણાને તે ક્ષણ પણ સૂનો મૂકતી ન હતી. મેવાડનું ભાવિભવિષ્ય વિધિએ કેવા પ્રકારનું આ લખ્યું હશે તેના ચિંતનમાંજ તે વખત વ્યતીત કરતી હતી. આજે તેનું મુખ નિસ્તેજ હતું. તેનો ઉદાસીભર્યો ચહેરો જોઇ રાણી બોલી:—

'કૃષ્ણા ! તું આટલા બધી દીલગીર કેમ દેખાય છે ?'

'બા ! રાત્રે મને એક વિચિત્ર સ્વપ્નું આવ્યું હતું, તેનું અત્યારે પુનઃ સ્મરણ થવાથી મારો જીવ બળે છે.' કૃષ્ણાએ ધીમેથી કહ્યું.

'કૃષ્ણા ! એવું શું સ્વપ્નું હતું ? તું તે મને નહિ જણાવે ?

કૃષ્ણા સહજ વિચાર કરી બોલી:—'દેવી ! તમને તે સ્વપ્ન કહેવાય તેમ નથી.'

'શા માટે ?' રાણીએ પ્રશ્ન કીધો.

'તે સાંભળવાથી તમને દુઃખ થાય તેથી.' કૃષ્ણાએ ઉત્તર દીધો.

'કૃષ્ણા ! પણ જો તે મારે જાણવા જેવું હોય તો તારે અવશ્ય કહેવુંજ જોઇએ.'

કૃષ્ણા ક્ષણવાર મૂક રહી. થોડીવાર પછી નિશ્ચયપર આવી હોય તેમ વિચારમુક્ત થઇ બોલી:—'પણ દેવી ! તેથી તમે મારાપર ગુસ્સે તો નહિ થાવ ને ?'

'હું જરૂર ગુસ્સે થઇશ નહિ. જે હોય તે કહે.'

ઠીક ત્યારે સાંભળો. 'કાલે રાત્રે હું સૂતી હતી. બહુ મોડી રાત સુધી મને ઉંઘ આવી નહિ. લગભગ મધ્ય રાત્રિને સુમારે હું નિદ્રાધીન બની ગઈ. તત્પશ્ચાત્ ક્ષણવારમાં એક વિચિત્ર દશ્ય મારી દષ્ટિએ પડયું.' આટલું બોલી કૃષ્ણા અટકી ગઇ.

'તે દશ્ય કેવું હતું તે ઝટ કહી દે.' રાણીએ જિજ્ઞાસાથી પૂછયું.

'બા ! તે હકીકત આપ ન જાણો તો નહિ ચાલે ?'

'ના, મારૂં મન અધીરૂં બની ગયું, છે માટે જે હોય તે ઝટ કહી નાખ.'

કૃષ્ણા બોલી: હું બાળરાણાને લઇ વાટિકામાં ફરતી હતી. રમતાં રમતાં કુમાર મારો હાથ છોડી થોડે દૂર ગયા. હું પણ તેમની પાછળજ ચાલતી હતી. તેઓ મારી દષ્ટિ મર્યાદા બહારતો ગયા ન હતા પણ એટલામાં—' કૃષ્ણાનો કંઠ રૂંધાઇ ગયો. તે ચૂપ રહી.

રાણી આ સાંભળી ગભરાઇ ગઇ. તે બોલી, મારો જીવ બળ્યાં કરે છે. માટે તું સત્વર કહી દે.

ઠીક ત્યારે સાંભળો: 'સામેથી એક વિકરાળ, કાઠેકદાવર, પ્રચંડ પુરુષ ધીમે ધીમે મારા તરફ આવતો જણાયો. તેનું ભયંકર સ્વરૂપ જોઇ કુમાર બીધા, ને મોટી ચીસ પાડી પાછા ફરી દોડયા.' કૃષ્ણાની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. તેનો અવાજ ક્ષીણ થઇ ગયો. રાણી ભયથી થર થર ધ્રૂજી. તેના મનમાં અમંગળ શંકાઓ મૂર્તિમન્ત દેખાઇ. તે મોટેથી બોલી: 'બોલ, બોલ, કૃષ્ણા ! પછી શું થયું !'

'તે પુરુષ અમારા તરફ દોડયો.'

'શું મહારાજ તેના સપાટામાં આવી ગયા ?' રાણીએ અધીરાઇથી વચમાંજ પ્રશ્ન કીધો.

'ના, કુમારને દોડતા જોઇ હું પણ તેમની સામે દોડી. તેઓ એકદમ મને વળગી પડયા. તેમને ઝટ ઉંચકી બને તેટલી ઝડપથી હું દોડી. પણ ગમે તેટલી તોયે આપણે સ્ત્રી જાતિને ? પુરૂષના

આગળ આપણું શું ગજું ? થોડીજ વારમાં હું થાકી ગઇ. મને શ્વાસ ચડી આવ્યો ને—'

શું તું કાળના પંજામાં સપડાઇ જવા માટે વચમાંજ ઉભી રહી ? રાણીએ તીક્ષ્ણ તિરસ્કારથી દૃષ્ટિ ફેંકતાં કહ્યું.

' ના ! આપ ધારો છો તેવી હું નિમકહરામ નથી. કુમારના રક્ષણ માટે હું મારા પ્રાણનો પણ ભોગ આપવાને પાછી પાનું કરૂં તેવી નથી. વિપત્તિના સમયમાં કુમારનું જે તે પ્રકારે રક્ષણ કરવું એ મારો ધર્મ છે. આમ વિચાર કરી પાછા ફરી મેં જોયું તો તેને મારી પાછળ આવતો જોયો. હું ઘણીજ ઝડપથી આગળ દોડી, ને એક લતાગૃહમાં છુપાઇ ગઈ.'

'તે વિકરાળ મનુષ્યની દૃષ્ટિએ તું ચડી ન હતી ને?' રાણીએ પૂછ્યું.

' ના ? તેમ બનવું અશક્ય હતું. તે દુષ્ટે એકદમ મને ખોળી કાઢી. તેને જોઈ હું થરથર ધ્રૂજવા લાગી. મારૂં હૃદય ફાટી જવા લાગ્યું. ભયમાં ને ભયમાં મે ત્રાહિ ! ત્રાહિ ! એમ બૂમ પાડી.'

' તારી તે બૂમ કોઇએ સાંભળી કે નહિં ?' રાણીએ અધીરાઇથી પૂછ્યું.

' ના, કોઇએ સાંભળી નહિ. આજુબાજુ ઘણાં માણસો હતાં. હું તે સર્વને દૂરથી જોતી હતી, પણ તે સર્વ જાણે મને જોતાં ન હોય, અથવા જોવા છતાં તેઓ મારી ઉપેક્ષા કરતાં હોય, વા મારો આર્તનાદ તેઓના સાંભળવામાં ન આવ્યો હોય કે તેઓ સર્વ ભીરૂ હોય તેમ કોઇ પણ માણસ મારી મદદમાં આવ્યું નહિ. હું કેવળ નિઃસહાય બનેલી હોવાથી થરથર કાંપતી હતી. હૃદયને દૃઢ કરવાનો પ્રયત્ન કરતી, હું ત્યાંજ ઉભી રહી. એટલામાં તે દુષ્ટ છેક મારી નજીક આવી પહોંચ્યો. તેનો ચહેરો જોતાં તે ઝનુની હોય એમ લાગ્યું. તેની આંખોમાં ક્રુરતા હતી. તે દૃઢ નિશ્ચયી જણાતો હતો. અવાજ કઠોર ને તીવ્ર હતો. તેના હાથમાં નગ્ન તરવાર હતી. તે મને ઉદ્દેશીને બોલ્યો:—

' દાસી ! તું એકદમ કુમારને મારા સ્વાધીન કરી દે.'

' તેના એ કઠોર શબ્દો સાંભળી ભયથી કંપતાં મેં તેની સામે જોયું. દર્શન માત્રથી હું વિચારમાં પડી ગઇ.'

'કેમ ?' રાણીએ પૂછ્યું.

'તે માણુસ મને પરિચિત જણાયો.' સ્મરણશક્તિને જાગૃત કરી મેં ભૂતકાળમાં દૃષ્ટિ દોડાવી. મહામહેનતે કેટલીકવારે મને તેનો અસ્પષ્ટ જેવો તેવો–આભાસ થયો.'

'તે આકૃતિ કોના જેવી હતી ?' રાણીએ ઉતાવળ કરી પૂછ્યું.

'બા ! તે હું નહિ કહું.'

'કેમ ?' રાણીએ કપાળે કરચલી ચડાવી કહ્યું.

'તમે ગુસ્સે થાઓ તેથી'

'હું ગુસ્સો નહિ કરૂં, જે હોય તે બરાબર કહે.'

'તે વ્યક્તિ—' કૃષ્ણા વચમાંજ અટકી બોલી: 'જો જો બા ! વચનનો ભંગ કરતાં નહિ હો !'

'કૃષ્ણા ! તે બાબત તું નિર્ભય રહે. હું કદી વચનભ્રષ્ટ નહિ થાઉં'

'ઠીક ત્યારે હું આપનાપર સંપૂર્ણ વિશ્વાસ રાખી કહું છું.'

'તે આકૃતિ આપના પિતાના જેવીજ હતી !'

રાણીએ દીર્ઘ નિશ્વાસ મૂકયો. તે કાંઇ પણ બોલી નહિ. થોડીવાર પછી મહા પ્રયત્ને તે બોલી: 'પછી તેં શો ઉત્તર દીધો ?'

મેં કહ્યું:–'મહારાજ કુમારનું શું કામ છે ?'

'તારે તે જાણવાની જરૂર નથી.' તેણે ક્રુદ્ધ થઇ કહ્યું.

'ત્યારે તે હું આપને આપવાની પણ નથી.' મેં દૃઢતાથી કહ્યું.

સિંહની પઠીમ છલંગ ભરી તે એકદમ મારી પાસે આવ્યો. તેણે જોરથી કુમારનો હાથ પકડી ખેંચ્યો. મેં અત્યંત બળથી કુમારને ખેંચી રાખ્યા, પણ તેણે એકજ આંચકો મારી કુમારને પડાવી લઇ ક્રુરતાથી દોડવા માંડયું. અતિ આક્રન્દ કરતી હું પણ તેની પાછળ દોડી. કુમારને હરકત નહિ કરવા મેં તેને વિનવ્યું, કરગરી, રડી કકળી, લાચારી બતાવી પણ તે પાષાણ હૃદયીને મારી દયા આવી નહિ. હું દૃઢ નિશ્ચયથી તેની પૂઠેજ દોડવા લાગી. તે જોઇ તે દુષ્ટ આંખો કહાડી બોલ્યો:–'દાસી ! હું કોઇ પણ પ્રકારે કુમારને છોડવાનો નથી, માટે તું પાછી વળ.' મેં તેના તે વચનની અવગણના કરી તેની પાછળજ દોડવા માંડયું. હું કોઇ પણ પ્રકારે પાછી વળવાની નથી એમ જ્યારે તેને ખાતરી થઇ, ત્યારે તેણે મને ધુરકીને કહ્યું: 'જો તું પાછી નહિ વળે તો હું કુમારના બે ભાગ કરી નાખીશ !' પાપીનાં એ કઠોર વચન સૂણી મારી હિંમત જતી રહી.

ભગવાન એકલિંગની સ્તુતિ કરતી, તેને વિનવતી, મનમાં હિંમત ધરતી, હું આગળ વધી. તે દુષ્ટ મને પાછળ આવતી જોઇ ઉભો રહ્યો, ને કઠોર સ્મિત કરી કુમારના મુખ સામે જોઇ જરા હસ્યો. પછી તે મને ઉદ્દેશીને બોલ્યોઃ–' કૃષ્ણા ! ચાલ આપણે આ કુમારને વહેંચી લઇએ !' આમ બોલી તેણે હાથમાંની નગ્ન તરવાર ઉગામી કુમારના ઉપર ઘા કીધો—'

'હાય ! હાય ! દૈવનો આ મોટો વજ્રપાત શો ? અરર ! તેણે શું કુમારનો ઘાત કીધો !' આમ બોલી રાણીએ હૈયાફાટ રૂદન કરવા માંડયું. તેને અટકાવી કૃષ્ણા આગળ બોલીઃ 'બા ! આમ ઉતાવળ ન કરો. પુરૂં સાંભળ્યા વિના આમ રૂદન કરવું શું યોગ્ય છે?'

'ત્યારે કુમારનું અમંગળ તો નથી થયું ને ?'

'ના, જેવો તે દુષ્ટે તરવારનો વાર કીધો, કે તરતજ કુમાર પર મેં મારા બંને હાથ છાઇ દીધા.'

'શાબાશ ! કૃષ્ણા ! ધન્ય છે તને ! તારા જેવી સ્વામિભક્ત ધાવો મળવી દુર્લભ છે.' રાણીએ આનંદધ્વનિ કીધો.

'તે પાપીની તરવાર મારા હાથપર વાગી કે તરતજ તેના કોણ જાણે શાથી—

'તારા પુણ્ય પ્રતાપથી' રાણીએ હર્ષિત વદને ઉદ્ગાર કાઢયો.

બે ટુકડા થઇ ગયા. તેમાંનો એક ટુકડો ઉડયો ને તે પાપાત્માની છાતીમાં પેસી ગયો.'

'સત્યમેવ જયતે. કરે તેવું પામે. પાપીને તેના દુષ્ટ કૃત્યોનો બદલો યથાર્થ મળ્યો.' રાણીએ કહ્યું.

'પછી તે નરપિશાચ જમીનપર ઢળી પડયો ને તેનું શરીર પંચત્વને પામ્યું.'

'પાપીને એજ પ્રાયશ્ચિત યોગ્ય છે.' રાણીએ મોટેથી કહ્યું.

'બા ! આ સ્વપ્ન ખરેખર ચમત્કારિક છે. માટે હજી પણ ચેતો, વિચાર કરો અને કુમારના રક્ષણ માટે, સૂર્યવંશનો ઉચ્છેદ થતો અટકાવવા માટે, મેવાડમાં સીસોદિઆની સત્તા કાયમ રાખવા માટે પ્રયત્ન કરો. રાઠોડના હાથમાંથી સર્વ સત્તા તમે હાથમાં લઇ લો નહિ તો—'

'હા હું સર્વ જાણું છું. પણ હવે શું કરવું ?' રાણીએ પ્રશ્ન કીધો ને બોલી, વીરવર બાપ્પાના વંશવૃક્ષનું રક્ષણ કરે એવો કોણ છે?'

'ચંદ્ર સિવાય બીજો કોઇ પણ પુરૂષ તે કાર્ય કરી શકે તેમ નથી. તમે તેમનું અપમાન કીધું છે, છતાં જો તેમને વિનવશો તો તે જરૂર અહીં આવશે. જતી વખતે તેમણે પોતાની માતૃભુમિનું હિત કરવાની પ્રતિજ્ઞા કરી છે તે યાદ કરો.'

રાણીએ લાંબી વાર સુધી વિચાર કીધો. કૃષ્ણાના સ્વપ્નનું રહસ્ય તે સમજી. હવે તેનો ગર્વ ગળી ગયો. જવાનસીંગ સાથે વાત કરતાં છેવટ સુધી ચંદ્રની મદદ નહિ લેવા સંબંધે કહેલાં વચન તેને યાદ આવ્યાં. કૃષ્ણાની મારફત ચંદ્રને પોતાની સ્થિતિ જણાવવા તેણે પ્રબંધ કીધો. ને પોતાના હાથે પત્ર પણ ચંદ્ર ઉપર લખી આપ્યો. કાગળ લખતાં લખતાં તેનાં ચક્ષુમાંથી અશ્રુબિન્દુ સરી પડયાં. તે પુષ્કળ રડી ને આખરે નમી ! ના, નમાવી !

---

## પરિચ્છેદ ૬ ઠો.

---

### કિલ્લેદારનું કિસ્મત.

લગભગ દોઢ પહોર રાત વીતી ગઇ હતી. કૃષ્ણપક્ષ વર્તમાન હોવાથી સર્વત્ર અંધકાર પથરાઇ ગયો હતો. ચિતોડ નગરના રસ્તાપર આ વખતે ઝાંખા ઝાંખા દીપકો બળતા હતા. ચિતોડના કિલ્લાપર આ વખતે બરાબર જાપતો રહેતો હતો. કિલ્લેદારની જગ્યા જોધસિંહે એક ભટ્ટી સરદાર કે જે ખાસ પોતાનો મિત્ર હતો, તેને આપી હતી. આ ભટ્ટી સરદાર બહુ બહાદુર ને ચતુર હતો. ચિતોડની આંતરસ્થિતિપર વિચાર કરતો તે પહેરાપર બેઠો હતો. તેવામાં એક અપરિચિત મનુષ્યે આવી તેના હાથમાં ધીમેથી એક ચિઠ્ઠી મૂકી. આશ્ચર્ય પામી ભટ્ટી સરદારે તે કાગળ ઉકેલી વાંચવા માંડયો. કાગળના અક્ષરો ઓળખી તેને આનંદ થયો. સ્વપ્ને પણ ધારી ન શકાય તેવી બાબતનો ક્ષણ પછી સાક્ષાત્કાર થશે, એ વિચારોમાં તે મુગ્ધ બની ગયો. પત્ર બંધ કરી તેણે ગજવામાં મૂકયો. થોડીવાર પછી વળી પુનઃ વાંચવા માંડયો. 'સમય થવા આવ્યો છે, હવે યોગ્ય પ્રબંધ કરવો જોઇએ.' આમ ગણુ ગણી તે ઉઠયો ને દરવાજાપર પહેરો ભરતા બે સિપાઇઓને તેણે કહ્યું, દેવિસિંહ ! આજે આખી રાત હું અહીંજ રહેવાનો છું, માટે તમારે કામ હોય તો સુખેથી ઘેર જાઓ. પ્રભાતમાં

પાછા આવજો. ભાવતું હતું ને વૈદે કહ્યું એમ માની તે બંને જણ નગરમાં ચાલ્યા ગયા.

કિલ્લેદાર ત્યાંથી ઉઠી આમ તેમ જોવા લાગ્યો. થોડીજ વારમાં એક કૃષ્ણ વસ્ત્રધારી પુરૂષ આવ્યો ને તેણે ધીમેથી કહ્યું:—' ઠાકોર ! કાગળમાં લખ્યા પ્રમાણે સઘળો બંદોબસ્ત કીધો છે ?'

' હા, કોઈ જાતની હરકત નથી. ખુશીથી આવવાનું કહો. ' કિલ્લેદારે કહ્યું.

થોડીજ વારમાં એક બંધ મ્યાનો આવ્યો. કોઈ ઉંચા રાજપુત કુટુંબનો તે મ્યાનો હોય એમ લાગતું હતું. કિલ્લાથી થોડે દૂર બાજુ પર તે મ્યાનો નીચે મૂકયો. તેમાંથી એક નવયૌવના સુસ્વરૂપા બાળા બહાર નીકળી ને કિલ્લેદારના ઓરડી તરફ ચાલી. કિલ્લેદાર તો તેની રાહ જોતોજ બેસી રહ્યો હતો. ઇષ્ટ વ્યકિતનું આગમન જાણી આનંદ પામી આગન્તુકાનો સત્કાર કરવા તે બારણા સુધી ધસી આવ્યો.

' અત્યારે અહીં એકાન્ત છે ને ?' આવનાર બાળાએ પૂછ્યું.

' હા. આપની સૂચનાનુસાર અહીં સર્વ વ્યવસ્થા કરી દીધી છે. '

કિલ્લેદારનો ઉત્તર સાંભળી આનંદ પામી હોય તેમ તેણે મેઘાચ્છાદિત અંધકાર પીછોડો દૂર કીધો, એટલે આકાશમાં ચમકતી દામિની પેઠે તેનું સ્વરૂપ પ્રકાશી રહ્યું. તેના શરીર પર સાધારણ અલંકારો હોવા છતાં તેનું નૈસર્ગિક સૌન્દર્ય ખરેખર આકર્ષક હતું. તેણીએ એક ઘેરો આસમાની સાળુ પહેર્યો હતો. હાથમાં સુવર્ણનાં કંકણુ હતાં, ને કાનમાં કર્ણફુલ હતાં. તેના અસાધારણ સૌન્દર્યમાં કિલ્લેદાર મુગ્ધ બની ગયો.

' અત્યારે આપનું આગમન એકદમ કેમ થયું ?' કિલ્લેદારે વાત છેડી.

' કારણુ કંઇજ નહિ. સહેજ આપને મળવા. ' બાળાએ સહજ સ્મિત કરી કહ્યું.

' ભલે !' કિલ્લેદારે આનંદ પામી કહ્યું: ' મેં તો જાણ્યું કે હમણાં રાજ્યમાં અવ્યવસ્થા ચાલે છે, તેથી કોઇ રાજદરબારી કામે આવ્યાં હશો.'

'ના, ના હું આપને તસ્દી આપવા આવી નથી.' બાળાએ કહ્યું.

'એમાં તરદી શાની ? આપનાં જેવાનું કામ કરવું તે તો અમારૂં અહોભાગ્ય.'

'આપ આવાં વચન બોલી મારી મશ્કરી ન કરો.'

'લો, વળી આમાં મશ્કરી શાની ?'

'મશ્કરી નહિ તો બીજું શું ?' બાળાએ હાથનો લટકો કરતાં કહ્યું.

તેના મધુર હાસ્યમાં કિલ્લેદાર તરબોળ થઇ ગયો. હી–હી–હી કરી હસી પડયો ને બોલ્યો: 'લો, ત્યારે હવે ?'

'હવે બીજું શું ? રજા લઇશું.' બાળાએ કહ્યું.

આ સાંભળી કિલ્લેદારનો આનંદ લુપ્ત થયો. નિરાશ બની તે બોલ્યો: 'થાય છે, શી ઉતાવળ છે ? તમારા જેવાનાં ફરી ફરીને પગલાં અહીં કયાંથી !'

બાળાએ મધુર હાસ્ય કરી કહ્યું. 'જો આપ ઓળખાણ રાખશો તો વળી ઘણીએ વાર આવીશું. પણ આજે મારે ઘણું જરૂરનું કામ છે તેથી અત્યારે તો રજા લઇશ.' આમ બોલી તે ઉઠી ઉભી થઇ.

'ના, ના. આમ તે કાંઇ થાય ?' આમ બોલી કિલ્લેદારે તેનો હાથ પકડયો.

કરસ્પર્શથી તેના શરીરમાં વિજળીની પેઠે ઝબકારો થયો. રાત્રિનો ગાઢ અંધકાર, એકાન્ત સ્થળ, ને રૂપમાં રતિને લજ્જિત કરે તેવી બાળાનો મેળાપ. તેની વૃત્તિઓ કબજે ન રહી. તે એકદમ બોલ્યો.

'શું આપ મારો તિરસ્કાર કરશો ?'

'તિરસ્કાર ! આપનો તિરસ્કાર તે વળી થાય ? આપના જેવાની અમારે કૃપા ઇચ્છવી જોઇએ.' આટલું બોલી તે બાળાએ બે ડગલાં આગળ ભર્યાં.

કિલ્લેદાર છેક નિરાશ થઇ ગયો. તે રૂદ્ધ કંઠે બોલ્યો: 'શું આપ મને નિરાશ કરી જશો ?'

બાળા બારણા પાસે ઉભી રહી. સહજ વિચાર કરી પાછી આવી ને કિલ્લેદારના ખભાપર હાથ મૂકી બોલી, 'ઠાકોર ! એટલામાં છેક નિરાશ શા માટે થઇ જાવ છો ? કાંઈ એક ઉંધે વહાણું વાયું ? હજી ઘણાએ પ્રસંગ આવશે.'

બાળાના આશાભર્યા વાક્યો સાંભળી કિલ્લેદારને ધીરજ વળી. તે બોલ્યો:

'એક વાત કહું !'

'શી ?' બાળાએ હસતાં હસતાં પૂછ્યું.

'આપ મારી ઇચ્છા પૂર્ણ કરો.' આર્જવતા દર્શાવતાં કિલ્લેદાર બોલ્યો.

'છટ્ ! એ શું ? ઠાકોર ! તમે આ શું બોલો છો ? વિચાર નથી કરતા ? આવી અસદ્ વાસનાને શા માટે પોષો છો ?' બાળાએ તિરસ્કારપુર્વક કહ્યું.

કિલ્લેદાર ભગ્ન કંઠે બોલ્યો: 'સારાનરસાનો વિચાર કરવાની મારામાં શક્તિ નથી. આપ મને ઘેલો કહો કે ગાંડો કહો. પણ મને નિરાશ ન કરો. જ્યારથી આપને મે જોયાં છે ત્યારથી મારૂં ચિત્ત આપનામાં ભરાઇ રહ્યું છે. આપનું રૂપ જોઇ હું આંધળો બની ગયો છું, હવે–'

'બસ ! હવે બંધ કરો. મને ન રોકો. બહાર કોઇ ઉભું હશે તો ફજેતી થશે.'

'સુન્દરી ! આપ ફીકર ન રાખો. પ્રભાત થતાં સુધી અહીં કોઇ પણ આવનાર નથી. તે બાબતનો મેં પ્રથમથીજ પુરો બંદોબસ્ત કીધો છે. માટે કૃપા કરી હવે આપ જવાનું નામ મકી દો.'

'ઠાકોર !તમે આ શું બોલો છો ! તમે એક કિલ્લેદાર ને હું દેવીની...'

'હા આપનું કહેવું ખરૂં. તમારી પાસે મારી કીંમત નથી. પણ આપના પર મારો સંપૂર્ણ પ્રેમ છે. હું આપને જિગરથી ચાહું છું.' આમ બોલી તે આગળ ધસ્યો.

સુંદરી પાછી ખસી ગઇ. તે ઉપાલંભ આપતાં બોલી: ઠાકોર ! આવું તમને શોભે ! આપ રૂપવાન છો, ગુણવાન છો કુલીન છો, રાઠોડના મિત્ર છો, આપ શુદ્ધ ક્ષત્રિય છો, માટે જરા વિચાર કરો.

કિલ્લેદારની આંખમાંથી અશ્રુ સરી પડયાં. તે ખોખરે અવાજે બોલ્યો:

'બાળા ! મારી ઇચ્છા તૃપ્ત કરો. હું તમને ન્યાલ કરીશ. ઉચ્ચ પદે સ્થાપીશ.'

'ઠાકોર ! મને કશાની ઇચ્છા નથી. દેવીની કૃપાથી મારે કોઇ પણ વાતની ન્યૂનતા નથી.'

' શું આપનું હૃદય આવું પાષાણુ જેવું છે ? હું નહોતો ધારતો કે તે આવું શુષ્ક હોય. કહે છે ને સ્ત્રીઓનાં હૃદય કોમળ હોય છે ?'

' હા તે સર્વ ખરૂં પણ અત્યારે નહિ.'

' સુંદરી ! એવું ન બોલો. મારી ઇચ્છા તૃપ્ત કરો, કે આ તરવારથી મારો શિરચ્છેદ કરો '

કિલ્લેદાર પુરેપુરો સપડાયો છે. હવે કાર્ય સાધવાનો વખત છે આમ વિચારી તે સ્ત્રી બોલી: ' તમે અટલા બધા ઘેલા કેમ બની ગયા છો ? '

' હું ઘેલો નથી બન્યો, મને આપના રૂપ–સૌન્દર્યે ઘેલો બનાવ્યો છે.'

' ઠીક, ધીરજ રાખો. હું આપને છેક નિરાશ તો નહિજ કરૂં.'

' આપની મોટી કૃપા.' આનંદિત ચહેરે તે બોલ્યો.

' પણ હું એક વાત કહું ?'

' કહો, આપની વાતને હું આજ્ઞારૂપ માની તેનું સર્વાંશે પાલન કરીશ.

સાંભળો ત્યારે. સુંદરીએ કહ્યું: ' પ્રથમતો આપનો આ ટુંકો મેલો ઘેલો પોશાકજ મને ગમતો નથી.

કિલ્લેદાર સહેજ શરમાયો. પોતાના પોશાક ભણી જોઇને ઝંખવાણો પડી ગયો ને બોલ્યો, ' હું કાલે કીમતી પોશાક પહેરીશ આજે તો–'

' ઠાકોર ! આમ દીલગીર ન થાવ. હું તમને એક કીમતી પોશાક ભેટ આપવા લાવી છું. ઇચ્છા હોય તો તે હું આપને બતાવું. જો તે પસંદ પડે તો પછી પહેરજો.'

' જેવી આપની ઇચ્છા.' ઉપકારવશ થતાં તે બોલ્યો.

' રહો, ત્યારે હું તે લઇ આવું.' આમ બોલી તે બહાર આવી. સામી ભીંત પર આંગળી કરી તે બોલી ' ઠાકોર ! આ શું છે ?'

' દરવાજાના તાળાની કુંચીઓ.' તેને જવાબ મળ્યો.

' ઠીક,' તે બેચાર ડગલાં આગળ વધીને પુનઃ વિચાર કરી બોલી: ' લાવો જોઇએ તમારી તરવાર. વખતે બહાર તેની જરૂર પડે તો.'

'હા, ઘણી ખુશીથી તે લઇ જાઓ. કહો તો હું પણ આપની સાથે આવું.' કિલ્લેદાર ઉભો થઇ બોલ્યો.

'ના,! આપને તસ્દી આપવાની જરૂર નથી. હું હમણાજ મ્યાનામાંથી પોટલી લઇ સત્વર આવું છું.'

'બહુ સારૂં, ત્યારે લો લેતાં જાવ.' તેણે કમરેથી તરવાર છોડી આપી. તરવાર લઇ તે બાળા બહાર ચાલી ગઈ ને મ્યાનામાંથી એક નાની પોટલી લઇ અંદર આવી. પોટલી છોડી અંદરનો પોશાક કિલ્લેદારના હાથમાં આપી તે બોલી: 'લો, જુઓ, આ આપને ગમે છે ?'

'અહો ! આવો કીમતી પોશાક ! લાવો હું તે ઘણી ખુશીથી પહેરીશ.'

કિલ્લેદારે તે પોશાક ધારણ કીધો. બાજુ પર એક નાનો અરીસો પડયો હતો. તેમાં મુખ જોઇ આનંદ પામ્યો ને બોલ્યો: 'હવે આપનું મન માને છે ?'

'હા, પણ જોઇએ તેવું નહિ.'

'કેમ ?'

'આ ફેંટો હજી સફાઇબંધ આવ્યો નથી. બરાબર મેવાડી ઘાટનો બાંધો.'

ઠીક ફરીથી બાંધું. આમ બોલી તેણે બે ત્રણ વખત ફેંટો છોડયો ને બાંધ્યો. એટલામાં લગભગ અર્ધો કલાક વીતી ગયો. પોશાકમાં એક પ્રકારનો વિષયોગ કરેલો હોવાથી ધીમે ધીમે તેના શરીરમાં વિષનો પ્રસાર થવા લાગ્યો. થોડી વારમાં તે બેભાન થઇ ગયો ને નીચે પડી ગમે તેમ બકવા લાગ્યો. બાળાએ તેનો મૂળનો પોશાક લઇ લીધો, ને તેના ગળામાં એક કીંમતી મોતીની માળા હતી તે પણ ઉતારી લીધી. પછી તે બોલી: 'નીચ! પાપાત્મા ! તારા જેવા વિષયાંધ ને તો આજ શિક્ષા !, પછી તે દરવાજાની કુંચી લઈ બહાર આવી, ને મ્યાનામાંથી બીજી એક સ્ત્રીવ્યકિતને બોલાવી દરવાજો ઉઘાડી બન્ને બહાર ચાલ્યાં ગયાં. અંદર બેઠેલી સ્ત્રી વયમાં મોટી હતી. મ્યાનાવાળા ભોઇઓ પણ હવે છાનામાના શહેરમાં મ્યાનો લઇ ચાલતા થયા.

# પરિચ્છેદ ૭ મો.

## ગુપ્ત સંકેત.

બંને સ્ત્રીઓએ બહાર નીકળી બહુજ ધીમેથી વાત કરી. મોટી સ્ત્રીએ સીસોટી વગાડી. એટલે એક વિચિત્ર પ્રકારનો અવાજ થયો. અવાજની દિશાએ તે બંને જણુ ચાલ્યાં. થોડે દુર એક માણુસ બે અશ્વો લઇ ઉભો હતો. ત્યાં જઇ તે સ્ત્રીએ પૂછ્યું: 'તેજસીંગ! અશ્વો તૈયાર છે કે?'

'જી, હા. આપ સવાર થાવ તેટલીજ વાર છે.'

બંને જણા અશ્વારૂઢ થઈ ગયાં. નાની જણાતી સ્ત્રીએ કહ્યું: 'તેજસિંગ! લે આ કુંચીને કપડાં. તને પ્રથમથી કહ્યું છે, તે મુજબ સર્વ ગોઠવણી કીધી છે. તેને જો વધારે વિષ ચડે તો આ પડીકી પાણીમાં ઓગાળી પાઈ દેજે. એમ કરવાથી તેના પ્રાણુ જતા અટકશે. પોશાક તો હું અહીં આવીશ ત્યારે ઉતારી લઇશ. કુંચી સંભાળજે ને બહુ સાવધાન રહેજે. સમય બારીક છે. રણુમલના જાસુસ ફરે છે. તેમના પંજામાં જોજે સપડાતો. આ પોશાક પહેરવાથી તું ઓળખાઇશ નહિ. તું ચતુર છે એટલે વધારે કહેવાની જરૂર તો નથી.'

'તમે તે બાબત ફીકર ન કરશો. હું મારૂ કામ બરાબર બજાવીશ'

'લે તેનું આ ઇનામ!' આમ બોલી તેણે તેજસીંગના ગળામાં એક મોતીની માળા પહેરાવી. આ માળા કિલ્લેદારના ગળામાં હતી તેજ હતી. તેજસિંગ પછીથી કિલ્લા તરફ ચાલ્યો ગયો ને બંને સ્ત્રીઓએ આગળ ચાલવા માંડયું. ચિતોડગઢથી પાંચેક મૈલને છેટે એક શિવાલય હતું તે તરફ તેઓ ચાલ્યાં. ત્યાં તે પહોંચ્યાં એટલે શિવાલયમાંથી એક માણુસ બહાર આવ્યો ને બોલ્યો:

'અહો! કૃષ્ણુસિંહ! પ્રભાતસિંહ! આપે તો હદ કરી. આટલા બધી હિંમત ધરી અહીં આવ્યા છો એ કાંઇ જેવું તેવું સાહસ ન કહેવાય.

'જવાનસીંગજી! આપ કુશળતો છો ને?'

'ભગવાન એકલિંગની કૃપાથી સૌ કુશળ છીએ.'

જવાનસીંગે નીચે સાદડી પાથરી. તે પર ત્રણે જણુ બેઠાં. થોડી વાર પછી જવાનસીંગ બોલ્યો: 'મને એટલીજ ખબર મળી હતી

કે, રાત્રિના બીજા પ્રહરમાં આ દેવળમાં તમને કોઈક મળવા આવનાર છે. માટે તે વખતે ત્યાં અચૂક હાજર રહેજો, ' પણ આપજ આવનાર છો એમ ખબર ન હતી નહિ તો હું સામો આવત. '

કૃષ્ણસિંહ ધીમેથી બોલ્યો: ' પહેલેથી તે વાત પ્રકટ કરવાનું મને ઠીક ન લાગ્યું. આજકાલ રાઠોડના ગુપ્ત દૂતો બધે ફરતા ફરે છે. છાની બાતમી મેળવવા તેઓ અનેક પ્રપંચ રચે છે. તેમાં આપણા પર તો ખાસ જાપતા રાખે છે. તેથી નામ ઠામ દીધા વિના ખબર મોકલી હતી. સારૂં થયું કે આપ અહીં હાજર છો, નહિ તો અમને નકામો ફેરો પડત. આપને શા માટે અહીં બોલાવ્યા છે તે કાંઇ જાણો છો ?,

' ના, તે હું કાંઇજ જાણતો નથી. ' જવાનસીંગ બોલ્યો.

' ઠાકોર ! આમ ઉંઘમાં શું ઉઘો છો ? તમારા બાપદાદાની આબરૂ પર પાણી ફરી વળવા બેઠું છે ! માટે હજી કાંઇ ચેતો ! આમ કાયર બની શું બેસી રહ્યા છો ? ' કૃષ્ણસિંહે જાણ્યું કે જવાનસીંગની લાગણી ઉશ્કેરાયા વિના કાંઈ બને તેવું નથી.

જવાનસિંગ જુસ્સાથી બોલ્યો: ' કૃષ્ણસિંહ ! શું કહો છો ! કોની માએ સવાશેર સુંઠ ખાધી છે કે મારી આબરૂ પર–'

જવાનસીંગને આગળ બોલતો અટકાવી કૃષ્ણસિંહ બોલ્યો ' હવે ફાંફા મૂકો. કેટલા દિવસથી મેવાડમાં અંધેર ચાલી રહ્યું છે રઘુદેવના મરણની વાત શું આપને અવગત નથી ? '

' હા, તે હું જાણું છું. ઉતાવળ કરવાથી કાંઈ વળે તેવું નથી. સમય આવે સૌ થશે. '

' શું થશે કપાળ ! આજે રઘુદેવને માર્યો તેમ કાલે ઉઠીને મુકુલને પણ મારશે. પછી સિસોદીઆઓનાં હાથમાંથી રાઠોડોને હાથ સત્તા જશે. તેઓ તમારા પર સત્તા ભોગવશે, તમારે તેમની આજ્ઞામાં રહેવું પડશે. '

' હેં ! ટટાર થતાં બરાડીને જવાનસીંગ બોલ્યો: ' શું કહે છે કૃષ્ણા ! આ તારાં વચન શું સત્ય છે ? '

' ઠાકોર ! જરા ધીમેથી બોલો. વખત ઘણો બારીક છે. તમે તો હોંકારા કરતા રહેશો ને રાઠોડો તમારા પર રાજ્ય કરશે. '

' શું રાઠોડ મેવાડ પર રાજ્ય કરશે ? તેમની તાકાત છે કે

તેઓ અહીં અમલ ચલાવી શકે ! મેવાડીઓના હાથમાં હજી બળ છે. બાપ્પાનો વંશ હજી નિર્મૂળ નથી થયો.'

'નથી થયો તો ચાર દિવસ પછી થશે. તમે તમારી મેળે બૈરાં છોકરાંને સાચવીને બેસી રહોને ! ઘરમાં બેઠાં સૌ થશે.'

જવાનસીંગનો જુસ્સો ઉછળી આવ્યો તે દાંત પીસી બોલ્યો:

'કૃષ્ણા ! શું કરૂં ? રાજ્યમાં મારો કાંઇ અધિકાર ચાલતો નથી. નહિતો ઘડીના છઠ્ઠા ભાગમાં રાઠોડોને મેવાડમાંથી હાંકી મૂકું.'

'હવે એવી બેડસી મારવી મૂકી દોને. તમારી પાસે અધિકાર નથી એટલે શું થયું ? તમે કાંઇ કરતા નથી ? દેવી તમને કયારે ના કહે છે.'

'બધું વાંકુજ ત્યાંજ છે ને ? ખાટલામાં મોટી ખામી એજ કે ચોથો પાયો નહિ. દેવીનું કાંઈ ચાલતું નથી, ને બીજો કરે તે તેમને ગમતું નથી. બધીએ બાજુનું વાંકુ ત્યાં શું કરવું ને શું કહેવું ?'

'એવું વળી શાને કહો છો ? તમે શું કર્યું ને દેવીએ તમને ના કહ્યું તે તો જરા કહો ?'

'મે ચંદ્રને બોલાવવાનું કહ્યુ તે તેમણે ના કહ્યું. ચંદ્ર વગર શાંતિ થાય તેમ નથી ને ચંદ્ર તેમને દીઠા ગમતા નથી. હું એકલો શું કરૂં ?'

કૃષ્ણસિંહ ભડકયો હોય તેવો ડોળ કરી ડોળા કાઢી બોલ્યો: 'ઠાકોર ! તમને વળી આવું કોણે કહ્યું ? હું ધારૂં છું કે માત્ર આ તમારી બારી છે.'

'બારી નહિ કૃષ્ણા ! હુ ખરૂં કહું છું. રાણીને મેં ઘણુંએ સમજાવ્યું પણ તે એકનાં બે ન થયાં. મારૂં તેમની પાસે કાંઈ ચાલતું નથી તેથીજ હું ચિતોડ છોડી અહીં આવી રહ્યો છું. રાણીએ ચંદ્રદેવની ઉજ્જવળ કીર્તિને કલંકિત કીધી, તેમને દેશવટો દીધોને હજી પણ તે તેમના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. કૃષ્ણા, એ તો મેવાડની ગાદીનો પુણ્યપ્રતાપ ને તેમની સ્વદેશપ્રિયતા. નહિતો બીજો હોય તો કમારનુંએ આજતો ઉંધુંચતુ થઇ ગયું હોય. મુકુલ ગાદીએ બેસે શું ને રાણી રાજમાતા પણ શું થાય ?'

'હા તે ખરૂં, પણ હવે ગઇ ગુજરી જવા દો. ગતં ન શોચનીયમ્, બનવાની વસ્તુ બન્યાં જાય છે. માટે હવે શોક કરવો મૂકી દો.

હવે તો તેનો પ્રતિકાર કરવાનોજ વિચાર કરો. તમે કાર્યમાં તૈયાર નહિ થાઓ ? '

' ના ! ' જ્વાનસીંગ ધીમેથી બોલ્યો.

' કારણ ? '

' દેવીને મારી યોજના ઠીક લાગતી નથી. '

' કૃષ્ણા સહજ હસીને બોલી: ' ત્યારે એમજ કહોને કે રાઠોડની સત્તા તમારે માન્ય રાખવી છે ! ' તેણે જાણ્યું કે જ્વાનસિંગના માથા પર હથોડાના ઘા કીધા વિના કાર્ય સિદ્ધ થાય તેમ નથી.

' છટ્ ! કૃષ્ણા ! તું આવું બોલ નહિ. શું હું રાજદ્રોહી છું ? દેશદ્રોહી બની હું રાઠોડનું અધિપત્ય સ્વીકારીશ ? અફસોસ ! અત્યારે શું કરૂં ? દેવી મારા પક્ષમાં નથી નહિતો–'

' શી ધાડ મારો ? ' કૃષ્ણાએ ટકોર મારી.

' કૃષ્ણા ! મારવાડીઓનાં ધાડાંને ક્ષણવારમાં આ તરવારથી કતલ કરી દઉં ને વીરજનની મેવાડભૂમિને પાપીઓના પાશમાંથી મુક્ત કરી સીસોદીઆની શાખ દિગન્ત સુધી પ્રસારૂં. '

'જ્વાનસીંગ ! ધારો કે દેવી તમને હવે તે કાર્ય સોંપેતો ?'

' પણ સોંપે ત્યારેને ? નહિ તેની શી વાત ? '

' પણ ધારો કે તે કાર્ય તમને સોંપ્યું છે, હવે તમે શું કરશો ?'

હું ચંદ્રદેવની શોધ કરૂં. તેમને મેવાડની સ્થિતિ ને રાણીની વિષમ સ્થિતિ નિવેદન કરૂં ને પછી તેમની મદદથી મેવાડનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરૂં સમજ્યાં ? જ્વાનસીંગે પોતાનો મનસુબો જણાવ્યો.

'શું તમે આ સત્ય કહો છો ? ' કૃષ્ણાએ પાણી ચડાવવા કર્યું.

' હા, સત્ય કહું છું. '

' આપો ત્યારે વચન. ' કૃષ્ણાએ વચન માગ્યું.

' લો ત્યારે વચન. હવે કાંઈ, બસ છેને ? '

કૃષ્ણાએ તરતજ એક કાગળ જ્વાનસીંગના હાથમાં મૂક્યો. તે કાગળમાં રાણીના હસ્તાક્ષર હતા. આથી પ્રસન્ન થઇ જ્વાનસીંગે વાંચીને તે ગજવામાં મૂક્યો ને બોલ્યો:—' કૃષ્ણા ! તું ખરેખર દેશભક્ત છે. તારી સ્વામિભક્તિની તો જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. '

'ઠાકોર ! હું એટલી બધી પ્રશંસાને પાત્ર નથી. જો આટલું કાર્ય પાર પડે તો આપનો મોટો ઉપકાર થશે.'

'કૃષ્ણા ! હવે ફીકર નહિ. સવારમાંજ હું તે કામ માટે નીકળીશ ને ચંદ્રસિહને ખોળી કાઢી તેમને સઘળી વાત નિવેદન કરીશ.'

વાચનારને વિદિત હશે, કે કૃષ્ણાનું સ્વમવૃત્તાંત સાંભળી રાણીએ સઘળું અભિમાન તજી દઇ ચંદ્રદેવને મદદમાં બોલાવવા એક કાગળ કૃષ્ણાને લખી આપ્યો હતો. એ કાગળ કોની મારફત ચંદ્રને પહોંચાડવો તે બાબત કૃષ્ણાએ થોડી વાર વિચાર કીધો. પછી તેણે જવાનસીંગ મારફત ઉક્ત કાર્ય સાધવા નિશ્ચય કીધો. પછી એક ખાસ વિશ્વાસ પાત્ર માણસ સાથે ખબર મોકલી તેને શિવાલયમાં રાત્રે બોલાવ્યો. કૃષ્ણા સારી પેઠે સમજતી હતી કે આખા મેવાડમાં આજે જવાનસીંગ જેવો શૂરો ને સ્વદેશભક્ત પુરુષ બીજો નથી. યદિ તેના હૃદય પર વજ્રપ્રહાર થાય તો તેની દેશભક્તિ સતેજ થાય ને તે કાર્ય ઉપાડી લે. તે ચંદ્રનો વિશ્વાસુ માણસ છે. ચંદ્રની તેના પર પ્રીતિ છે, ને હંમેશાં તેને સ્વામિભક્ત સરદાર તરીકે માન આપે છે. એટલે તે તેનું કહ્યું માનશે. આમ નિશ્ચય કીધો. રાત્રે જવાનસીંગને મળવા ચાર પાંચ મૈલ દૂર જવું ને પ્રભાત પહેલાં પાછું આવવું તેને મુશીબત ભર્યું લાગ્યું. વળી રાત્રે કિલ્લો પણ બંધ હશે એમ સૂઝયું. તેણે તપાસ કરી તો તેને ખબર પડી કે ભટ્ટી કિલ્લેદાર પહેરા પર છે. આ કિલ્લેદાર ખાસ રણમલનો મિત્ર હતો. પ્રભાવતી એ સઘળું જાણતી હતી. તે સ્ત્રી હતી પણ બહાદુર હતી. પ્રભાવતી પોતાના કાર્યમાં મદદગાર થઇ પડશે એમ વિચારી રાતે કૃષ્ણા તેની પાસે ગઇ ને તેને સઘળી હકીકત કહી. પ્રભાવતી રાજભક્ત હતી તેથી તે કૃષ્ણાને મદદ કરવા તૈયાર થઇ. તરત તેણે એક બંધ મ્યાનો મંગાવ્યો ને એક માણસ ને ચિઠ્ઠી લખી આપી કિલ્લેદાર તરફ મોકલ્યો. પછી તે બંને જણુ મ્યાનામાં બેસી કિલ્લા તરફ ગયાં, ને ત્યાં જઇ કરેલું કામ વાંચકને વિદત છે. જવાનસીંગ સાથે વાત કરી કૃષ્ણા ને પ્રભાવતી પાછાં ચિતોડમાં આવ્યાં. પછી કિલ્લેદારના શરીર પરથી ઝેરી પોશાક ઉતારી લીધોને કિલ્લાની કુંચી પણ હતી તેમ ભરવી દીધી. પ્રભાત પૂર્વે થોડીજ વારે બિચારો કિલ્લેદાર શુદ્ધિમાં આવ્યો.

# પરિચ્છેદ ૮ મો.

## સમાગમ.

પાછળ જણાવ્યા પ્રમાણે ચંદ્ર માંડુ રાજ્યમાં પોતાના દિવસ ગુજારતો હતો. અહીંઆં પણ તે પોતાની જન્મભૂમિના હિતનુંજ ચિત્વન કરતો હતો. પોતાના માણસો મારફત તે મેવાડની સ્થિતિની ખબર મેળવતો. મેવાડની દુખદ સ્થિતિથી તેનું હૃદય દલિત થવા લાગ્યું. રાઠાડો પરનો ક્રોધ વિશેષ પ્રદીપ્ત થયો. કેવી રીતે દેશને મુક્ત કરવો એ વિચારોમાંજ તે પ્રવૃત્ત રહેતો હતો. રઘુદેવના મરણના સમાચાર જ્યારે તેના કાન પર આવ્યા ત્યારે તો તેની ક્રોધની શીખાઓ બહાર ભભુકી નીકળી. ભાઇનું વૈરવાળવાને તે તત્પર થયો. પરંતુ એકદમ આક્રમણ કરવું તેને અનુચિત લાગ્યું. વખત આવતાં જોધસિંહને તેનાં કૃત્યનો બદલો આપવા તેણે નિશ્ચય કીધો.

'બાપુ ! દરવાજા બહાર જવાનસીંગ આવી ઉભા છે.' બહાર બેઠેલા નોકરે અંદર આવી ચંદ્રદેવને ખબર આપી.

'હેં ! શું કહે છે ! ચંદ્રે આશ્ચર્ય પામતાં કહ્યું.'

'રાણીએ મોકલ્યા હશે ! પાસે બેઠેલા મંત્રીજીએ પૂર્તિ કરતાં કહ્યું.

ચંદ્રે ઇષત્ સ્મિત કરી કહ્યું: 'ભલે તેમને અંદર મોકલ. જવાનસીંગ અંદર આવ્યો. તેનો પહેરવેશ તદ્દન સાદો ને મેલો હતો. લાંબી મુસાફરીના પરિશ્રમથી તે શ્રમીત થયો હોય એમ લાગતું હતું. તેની આંખોમાં હજી પૂર્વના જેટલુંજ તેજ દીસી આવતું હતું. ચંદ્ર ઉપરનો ભાવ જેવોને તેવો હતો. જવાનસીંગને આવતો જોઈ ચંદ્રે ઉભા થઇ તેને માન આપ્યું. તેને દેખી ચંદ્રને પાછલા બનાવ સાંભરી આવ્યા. તેના પર ઉમળકા આવ્યા, ને તેની સ્વામિભક્તિની સંપૂર્ણ કસોટી થઇ. હર્ષથી તેનો હાથ ઝાલી ચંદ્રે તેને પોતાની ગાદી પર બેસાડયો, ને પછી બોલ્યો:—

'ઠાકોર ! આટલી બધી તસ્દી આપે કાં લીધી ?'

'બાપુ ! આપને ખબર તો હશેજ કે હું શા કારણથી અહીં આવ્યો છું.'

ચંદ્ર કાંઇ પણ બોલે તે પહેલાં બાજુપરથી મંત્રીજી બોલ્યો: 'રાજમાતાના કહેવાથી આવ્યા હશે.'

જવાનસીંગ ધીમેથી બોલ્યો: 'હું રાણીના કહેવાથી નથી આવ્યો, આપની સાથે કપટ રમવા નથી આવ્યો, આપને નુકશાન કરવાના હેતુથી નથી આવ્યો, આપની પ્રતિજ્ઞા તોડવા નથી આવ્યો, પણ રાઠોડના જુલમથી કંટાળી અહીં આવ્યો છું. મારે આપને કેટલીક વાત કહેવી છે તે સાંભળશો તોજ મેવાડનો મહિમા અખંડિત રહેશે.' ગમગીન બની ખોખરા અવાજે જવાનસીંગ બોલ્યો.

'જો આપને હરકત ન હોય તો સુખેથી કહો. હું તમારી સઘળી બાબત સાંભળીશ.'

ગદ્ગદ કંઠે દયામણે ચહેરે જવાનસીંગે સઘળી હકીકત કહી સંભળાવી. કહેતાં કહેતાં તેની આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં, કંઠ રૂંધાઇ ગયો.

જવાનસીંગની વાત સાંભળી દિલગીરીભર્યું હાસ્ય ચંદ્રના મુખપર તરી આવ્યું ને ધીમેથી કહ્યું:—'હા ઠાકોર! હું તે સઘળું જાણું છું પણ—'

'શું તે આપને પસંદ છે?'

'શાન્તમ્ પાપમ્! ઠાકોર! આપ એ શું બોલ્યા! જ્યારે મે સાંભળ્યું કે મેવાડમાં સઘળે રાઠોડોનો પક્ષ જોરાવર બન્યો છે, આખું મેવાડ તેમની સત્તા તળે આવી ગયું છે, સર્વત્ર અન્યાય ને અધર્મ પ્રવર્તી રહ્યો છે અને રાઠોડ રણમલ વીરવર બાપ્પાના પ્રતિષ્ઠિત પદપર આરૂઢ થવા લાગ્યો છે, ત્યારે મારી માનસિક આધિ વધી ગઇ, મારી ચિંતાનો પાર ન રહ્યો.'

'ત્યારે આપ આમ કેમ બેસી રહ્યા છો? કાંઇ પ્રયત્ન કેમ કરતા નથી?'

'શો પ્રયત્ન કરૂં? પ્રયત્ન કરવા જતાં પ્રતિજ્ઞાભંગ કર્યાનો આરોપ આવે ને તેથી પિતૃદ્રોહી ઠરૂં.'

'મહારાજ! ભલેને લોકો ફાવે તેમ બોલે. હું તો એમ કહું છું કે આપ આમ શાંત થઇ બેસી રહેશો, તો આપ દેશદ્રોહી ઠરશો. આટલાં વર્ષ આપે કારભાર ચલાવી મેવાડનો મહિમા વધાર્યો તે પર આજે પાણી ફરી વળવા બેઠું છે. આપનાં શૌર્ય, પરાક્રમ, ઔદાર્ય એ સર્વ મારી દૃષ્ટિને મૂર્તિમન્ત દેખાય છે. મારૂં મન પ્રસન્ન થાય છે. આજે હું આપને પ્રાર્થના કરવા આવ્યો છું, કે મેવાડનો ઉદ્ધાર કરવા આપ હવે આલસ્ય કરશો, જનપ્રવાદથી ડરશો તો મેવાડનું

ગૌરવ નષ્ટ થયા વિના નહિ રહે. કમળબાનો ગર્વ હવે ઉતરી ગયો છે. તે પસ્તાય છે. હવે તમારી વિરૂદ્ધ નહિ બોલે.'

'ઠાકોર ! આપ આ શું બોલો છો ! કમળબાનો ગર્વ એટલી વારમાં ઉતરી ગયો ?'

'હા, હા, મહારાજ ! મારા વચન પર વિશ્વાસ રાખો. પ્રજાના દુઃખે, ભવિષ્યના ભયે, રાણીના હૃદયને પીગાળ્યું. ગર્વી આખરે નમી ! ના નમાવી ! તેઓ હવે ખરેખરી બીના સમજ્યાં છે. અને રાઠોડો પાસેથી શી રીતે સત્તા લેવી તે બાબત વિચાર કરે છે. વળી રઘુદેવના મરણની વાત સાંભળી ત્યારે તો તે ઘણાં ક્રુદ્ધ થયાં. રણમલને જોધસિંહનો ખુલ્લી રીતે તિરસ્કાર કીધો ને રઘુદેવ પરની અથાગ મમતા માટે પોતે પોક મૂકીને રોવા લાગ્યાં. પછી તેમણે કૃષ્ણાની મારફત મને તમારી શોધ કરવા કહેવરાવ્યું. પ્રથમ તો મારી મરજી ન હતી પણ પાછળથી દેશદાઝે મને પ્રેર્યો. હું આપની પાસે આવવા તત્પર થયો. હવે અહીં આવ્યો છું તે રાણીને ખાતર નહિ, મારા ખાતર નહિ પણ મેવાડને ખાતર. હવે જે વખત જાય છે તે નિરર્થક ગુમાવશો તો પરિણામ સારૂં નહિ આવે.'

'એમ કેમ ? આજ સુધી કાંઇ ન બોલ્યા ને હવે ઉતાવળા થયા છો ?'

'મહારાજ ! આજ સુધી હું બેસી રહ્યો. મેં કાંઇ ન કીધું પણ તેમ કરવામાં મારો શુભ હેતુ હતો.'

'શો ?'

'કામ કરવાનો વખત તે વખતે ન હતો, હમણાં છે.'

'એમ કેમ ?'

'અત્યાર સુધી મેવાડની પ્રજાને સુખની, સ્વાતંત્ર્યની, ગૌરવની કિંમત ન હતી. આપની મહત્તાની કિંમત તે પુરેપુરી આંકી શકવાને અસમર્થ હતી. કારણ કે તેને દુઃખનું ભાન હતું નહિ. હવે વખત બદલાયો છે, પરિસ્થિતિ પલટાઇ છે, પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે, એટલે તેને સુખની, સ્વતંત્રતાની, આપની મહત્તાની કિંમત પુરેપુરી સમજાઇ છે. સઘળા રાઠોડોની પાસેથી સત્તા લઇ લેવા તૈયાર થઇ રહ્યા છે, અને મેવાડ ક્યારે પૂર્વની જાહોજલાલી પ્રાપ્ત કરે તેની માર્ગ પ્રતીક્ષા કરી રહ્યા છે. સર્વના હૃદયમાં એવીજ પ્રેરણા થઇ રહી છે. અત્યારે બધા લોકો કટિબદ્ધ થઇ રહ્યા છે. માટેજ આ પળની

હિંમત છે. આ વખતેજ પ્રજા આપનું સ્મરણ કરે છે. આપની મુક્ત કંઠે પ્રશંસા કરે છે. આજે બધી પ્રજામાં જુસ્સો પ્રકટી નીકળ્યો છે, અને આજે સઘળા, કમળબા સુદ્ધાં આપનો બોલ ઉઠાવવાને તૈયાર છે.'

'સત્ય છે ! સત્ય છે !' મુંજાજીએ કહ્યું.

જ્વાનસીંગ પ્રભાવશાળી અવાજે બોલવા લાગ્યો:–'આ વખત હવે બેસી રહેવાનો નથી. જે પળ જાય છે તે સુવર્ણ સમાન છે. જો હવે આમને આમ બેસી રહેશો તો લોકો નિરૂત્સાહી બનતા જશે, સ્વાતંત્ર્ય સુખ વિસરી જશે, પરાધીન બની જશે, ને રાઠોડો ગાદીના ધણી થઇ પડશે. આવું અનિષ્ટ પરિણામ ન આવે માટે આપ સત્વર તૈયાર થાઓ. વખતનો ઉપયોગ કરી લો ને આપની કીર્તિ સ્વર્ગ સુધી પ્રસારો.' ઠાકોરના અવાજમાં તેજ આવ્યું. તેની મુખ-પ્રભા વિશેષ પ્રદીપ્ત દેખાવા લાગી.

'હા, તે ખરૂં પણ કમળબાને મારૂં કાર્ય ન ગમે ને તે ઉલટો આરોપ મૂકે તો પછી મારે શું કરવું ?'

'બાપુ ! તેમ કદી બને નહિ. પૂર્વનાં કમળબા ને હમણાંનાં કમળબામાં ઘણો ફેર છે. પ્રતીતિ માટે લો તેમના હાથનો આ પત્ર.'

પત્ર લઇ ચંદ્રે પરિપૂર્ણ વાંચી જોયો. તેનું હૃદય પીગળી ગયું. રાણીના શબ્દોમાં આટલે વરસે પૂર્વનો સ્નેહ પુનઃ દેખાઇ આવ્યો; ગઇ ગુજરી વિસારી મૂકી તે મદદ કરવા તૈયાર થયો, ને બોલ્યો:– 'કહો, કયે રસ્તે કામ લઇશું ?'

'બાપુ ! જો આપ રજા આપો તો હમણાંજ હું ચિતોડપર ચડાઈ કરી દુષ્ટ જોધસિંહને પરાજિત કરૂં ને ચતુર્ભુજ બનાવી આપનાં ચરણમાં ધૂળ ચાટતો ઉપસ્થિત કરી દઉં.' પાસે બેઠેલા ચંદ્રના પુત્ર મુંજાજીએ કહ્યું.

'ભાઇ ! રાઠોડ જોધસિંહ ને રણમલ કાંઇ એમ સહજમાં હાથ થાય તેવા નથી.

પણ હું તેય જાણું તો ખરો ને. આપણું પાણી આમ બેસી રહેવાથી શી રીતે જણાવાનું હતું ?'

'વખત આવશે ત્યારે સર્વ જણાશે.'

'મુંજાજી શાન્ત રહો. પછી કે હમણાં મારી પાસે માણસ નથી. ત્યાં રાઠોડની સત્તા સારી રીતે જામેલી છે. તેથી હવે શું કરવું ?'

'મહારાજ! આપની પાસે સેના ઘણી છે. મેવાડના સોળે પટાવતો આપના તાબામાં છે. સઘળા મેવાડીઓ આપની વીરહાક સાંભળી લડાઇમાં ઉપસ્થિત થશે.'

'આપનું કહેવું સત્ય છે. પણ તેથી મોટો અનર્થ થવાનો સંભવ છે. વિગ્રહ થાય તો આપણા દેશનેજ નુકસાન થાય, અને ન કરે નારાયણ ને જો તેમની જિત થાય તો પછી રાઠોડ બળવત્તર થઇ પડે. માટે પૂર્ણ વિચાર કરવો આવશ્યક છે.'

કાંઇક વિચાર કીધા પછી જવાનસીંગ બોલ્યો: 'યુક્તિથી કામ લઇએ તો આપણું કામ પાર પડે ને દેશને નુકસાન ન થાય.'

મુંજ વચમાંજ બોલી ઉઠયો: 'ઠાકોર! સત્યને અસત્ય મિશ્રિત કાર્ય તેનું નામ યુક્તિ. ક્ષત્રીઓ પણ હવે યુક્તિઓ રચતાં શીખશે કે? નહિ નહિ બાપુ! આપણે તેવી યુક્તિ વિના શુદ્ધ ક્ષાત્રત્વ બતાવી આપીશું.'

વીર પુત્રનાં વીરતાયુક્ત વચન સાંભળી ચંદ્રનું હૃદય પ્રફુલ્લ થયું. તે બોલ્યો:–'ધન્ય છે! બેટા તારી નીતિને!'

મુંજને શાંત પાડવા માટે જવાનસીંગ બોલ્યો:–'ભાઇ! હજી તમો બાળક છો. રાજની ખટપટો તમને અવગત નથી. યુક્તિ એતો રાજ્યનું એક અગત્યનું અંગ છે. માટેજ તેનો આશ્રય લેતાં ક્ષત્રિધર્મને જરા પણ હાનિ થવાનો સંભવ નથી.

'બાપુ! ઠાકોરનું કહેવું શું ખરૂં છે?'

થોડીવાર વિચાર કર્યા પછી ચંદ્ર બોલ્યો: 'યુક્તિ ગમે તેવી લાભકારક હોય તથાપિ તે દોષયુક્ત તો ખરીજ. તાત્કાલિક લાભને ખાતર આપણે તેને રાજનીતિનું અંગ ગણીએ અને કર્તવ્યને ખાતર ના ઇલાજે તેનો આશ્રય પણ લઇએ, તો તેને વળગેલાં પાપ પણ આપણે ભોગવવાંજ પડે.' ચંદ્રે પુત્રની ન્યાયદષ્ટિને પુષ્ટિ આપવા કહ્યું.

'મહારાજ! અત્યારે યુક્તિનો આશ્રય લીધા વિના આપનું કાર્ય સિદ્ધ થાય તેમ મને તો લાગતું નથી. પછી આપને યોગ્ય લાગે તેમ કરો.

જવાનસીંગનું કહેવું સાંભળી ચંદ્ર બોલ્યો: 'હા છે તો તેમજ. થોડીવાર સુધી વિચાર કરી બંને જણે મંત્ર કીધો. ને તદનુસાર રાણી ઉપર એક પત્ર લખી આપ્યો. ત્યારબાદ જવાનસીંગને કેટલીક સૂચના આપી વિદાય કીધો.

જવાનસીંગ ત્યાંથી નીકળી દ્રુત ગતિએ મુસાફરી કરી ચિતોડ ગઢમાં આવી પહોંચ્યો, ને સઘળી હકીકત રાણીને જણાવી ચંદ્રે લખી આપેલો પત્ર તેને આપ્યો.

## પરિચ્છેદ ૯ મો.

### મહારાણીની ચિંતા.

આશ્વિન કૃષ્ણ પક્ષના દિવસ હતા. દિપોત્સવીના તહેવારો નજીકમાંજ આવતા હોવાથી લોકો આનંદિત દેખાતા હતા. ચિતોડથી માળવા જવાના માર્ગ પર આવેલા ગોમુંડા નગરમાં હમણાં દરરોજ ઉત્સવ થતા હતા. કુદરતના સૌન્દર્યવિભૂષિત પ્રદેશમાં આવેલું આ નગર અતિશય રમણીય હોવા છતાં તેને વધારે દેદિપ્યમાન કરવા મનુષ્યોએ કૃત્રિમ સુન્દરતા મેળવી હતી. આખું નગર, ધ્વજા, વાવટા, તોરણોથી સુશોભિત કર્યું હતું. રસ્તા પર ઠેકાણે ઠેકાણે સુંદર મંડપો ઉભા કર્યા હતા. આખા નગરમાં રોશનીની પણ યોગ્ય ગોઠવણ કીધી હતી. નાગરિકોએ પોતાની શકિત પ્રમાણે પોતાના ગૃહો શણગાર્યાં હતાં. મેવાડનાં રાજમાતા કમળાવતી આજે પોતાનાં ખાસ માણુસો સાથે અહીં આવતાં હતાં. તેમના આગમનની વાત જાણી પ્રજાને ઘણો આનંદ થયો. તેમની સવારી ધીમે ધીમે નગર પાસે આવવા લાગી. લોકોનું મોટું ટોળું તેમનું સન્માન કરવા બહાર ચાલ્યું. હાથીપર બેઠેલા બાળરાણાને લોકોએ ફુલથી, મોતીથી, વધાવી લીધા, ને હર્ષથી મહારાણીની જય પોકારી. સ્ત્રીઓએ મંગળગીત ગાવા માંડયાં ને વાજિત્રોના સુમધુર સ્વર સંભળાવા લાગ્યા.

નગર જનોને આજથી ઉત્તમ ભોજન આપવા માંડયું. આખા નગરના લોકોનો આનંદ આજે અનવધિ હતો. સઘળા લોકો આજે નિવૃત્ત બની ગયા હતા ને રમત ગમત કરી વખત ગુજારતા હતા.

ધીમે ધીમે રાત્રિ થવા લાગી. કૃષ્ણ પક્ષની ચતુર્દશીની રાત્રિ એટલે તેની કૃષ્ણતા વિષે તો કહેવુંજ શું ? નગરમાં પ્રત્યેક ગૃહમાં, રસ્તા પર ને દેવમંદિરોમાં રોશની થઇ ગઇ. દારૂખાનાના ફડફડ અવાજ સંભળાવવા લાગ્યા. દેવમંદિરમાં સંખ્યાબંધ લોકો જમા થયા હતા, તે હવે ધીમે ધીમે વિખરાવા લાગ્યા. દિવસનો સઘળો ઘોંઘાટ ઓછો થવા લાગ્યો. એક પ્રહર રાત્રિ વીતી ગઇ.

નગર બહાર એક સુંદર જગ્યામાં રાણીએ છાવણી નાખી હતી. છાવણીનો દેખાવ અપૂર્વ હતો. મધ્યમાં બાળ રાણાનો ને તેની પાસે કમળાવતીનો તંબુ હતો. અત્યારે રાણી પોતાના તંબુના મધ્ય ભાગમાં એક પાટ પર બેઠી હતી. તેની મુખમુદ્રા ચિંતાને લીધે નિસ્તેજ દેખાતી હતી. તેની પાસે કૃષ્ણા, રાજ પુરોહિત ને જવાનસીંગ પણ તેવિજ સ્થિતિમાં હતા.

' જવાનસીંગ ! લગભગ મધ્યરાત્રિ થવા આવી છતાં હજી કોઈ કેમ દેખાયું નહિ ? ' રાણીએ ધીમેથી પૂછ્યું.

' કોણ જાણે બા ! કંઈ કામસર વાર થઈ હશે. હવે જે વખત જાય છે તેમાં તે આવવા જોઈએ. ' જવાનસીંગે રાણીને ધીરજ આપવા કહ્યું.

એટલામાં કંઈક અવાજ થયો. રાણી ઉઠીને બહાર ગઈ. દૂર સુધી નીહાળી જોયું. નિરાશ થઈ તે પાછી ફરીને તંબુમાં આવી બેઠી. ઉભા થઈ તેણે એક કાગળ પેટીમાંથી કાઢી વાંચી જોયો. વળી બહાર નીકળી જોવા લાગી. પણ કોઈ આવતું જણાયું નહિ.

' બા ! કેમ આટલાં બધાં અધીરાં બની ગયાં છો ? ' કૃષ્ણાએ ધીમેથી કહ્યું.

' કૃષ્ણા, કોણ જાણે મને જંપ વળતો નથી. સહજ અવાજ થાય છે તો પણ ભાઈનાજ ભણકાર લાગે છે, ને જીવ બળે છે. કંઈ વિપરીત તો નહિ થાયને ? '

' ના બા ! તેમ બનેજ નહિ. બે ઘડી વહેલું મોડું થાય તે હા, પણ આવશે તો ચોકસ. '

' પણ ધાર કે કદાચ અત્યારે તે ન આવી પહોંચે ને આ વાત બાપુના જાણવામાં આવી જાય તો પછી આપણને ચિતોડમાં પેસવું પણ ભારે થઈ પડે હો ! આપણે અને ચિતોડને તો સોગાઉનાં છેટાંજ સમજવાં.'

' બા ! એવી અમંગળ શંકાઓ ન કરો. ભગવાન સર્વ સારાં વાનાં કરશે. પાસે બેઠેલા પુરોહિતે કહ્યું. '

એટલામાં બહાર કાંઈક અવાજ થયો. રાણી ઉઠી બહાર ગઈ ને આંખ ફાડી જોવા લાગી. દૂરથી એક સવાર આવતો જણાયો. તે પાસે આવે તે પહેલાં રાણીએ પૂછ્યું, ' કોણ '

'હું રામસિંહ.' આવનાર સવારે જવાબ દીધો.

તેને લઇ રાણી તંબુમાં દાખલ થઇને કાંઇક વાતચીત કરી તેને પાછો વિદાય કરી દીધો. તેના ગયા પછી રાણીને કાંઇક વિચાર થઇ આવ્યો એટલે તે ઉઠી. તે જોઇ જવાનસીંગ બોલ્યો:—'કેમ કાંઇ સમાચાર આવ્યા છે કે ?'

સમાચાર માત્ર ચિતોડના આવ્યા છે. ત્યાં સર્વત્ર શાન્તિ છે. આપણે અહીં આવ્યાં છીએ તે વાતનો કોઇને કાંઇ શક નથી ગયો પણ—'

'કંઇ નવીન ભૂત તો ઉભું થયું નથી ને ?'

'ના, પણ પૂર્વના ઠરાવ પ્રમાણે પ્રભાવતી રામસિંહને મળી નથી. ઘણીવાર સુધી તેણે કિલ્લા બહાર તેની રાહ જોઇ, પણ તે આવી નહિ. પછી અવળે માર્ગે થઇ તે નગરમાં પેઠો ને સમાચાર લઇ આવતો રહ્યો. પ્રભાવતીને માટે મને બહુજ ચિંતા થાય છે.'

'તે બિચારી વખતે રાઠોડની કપટ જાળમાં ફસાઇ પડી હશે તો ?' પુરોહિતે શંકા બતાવી.

'ગમે તેમ થશે તોયે તે આપણો ભેદ ખુલ્લો તો નહિજ કરે.' કૃષ્ણાએ કહ્યું.

હા, તે માટે મને સંપૂર્ણ વિશ્વાસ છે. પણ વખતે તે પકડાઇ ગઇ હોય, તો ત્યાં તેનું બેલી કોણ ?'

એટલામાં રામસિંહ ત્યાં આવ્યો ને રાણીને નમન કરી ઉભો.

'કેમ કાંઇ પત્તો મળ્યો ?' રાણીએ તેને પૂછ્યું.

'બા ! પાંચ સાત મૈલ સુધીતો કાંઇ પગરવ સંભળાતો નથી.'

'રાણી હવે તદન હતાશ બની ગઇ. તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો ને બોલી. 'જવાનસિંગ ! હજી કેમ કોઇ આવ્યું નહિ ?'

શું જવાબ આપવો તે સુઝ નહિ પડવાથી તે બિચારો મૂંગો રહ્યો. તેને અવાક્ બનેલો જોઇ રાણી બોલી: 'ઠાકોર ! હવે છેક છેલ્લી ઘડીએ આમ વિચાર શું કરો છો ? આમાં કાંઇ ભેદ તો નથી ને ?' રાણી તિરસ્કારની દૃષ્ટિએ તેના સામું જોઇ રહી.

જવાનસીંગ સમજ્યો કે હવે રાણીની અધીરાઇ વધી ગઇ છે. તેથીજ તે આમ બોલે છે. રાણીને શાંત કરવા તે બોલ્યો, 'બા ! ભેદ તો કાંઇજ નથી. આપ મારા તરફ કે મહારાજના તરફ શંકાની

દૃષ્ટિથી ન જુઓ. હજી થોડીવાર સુધી વાટ જુઓ. આમ અધીરાં ન બનો.'

જવાનસીંગનું કહેવું રાણીને ગમ્યું નહિ. તેણે જાણ્યું કે વખતે ચંદ્ર ન આવે ને હું અહીંજ પડી રહું તો કોઇને શંકા થાય. જો તે વખતે ભેદ રાઠોડના જાણવામાં આવે તો પછી પુરી કમબખ્તી ! રાજપાટની આશા નહિ ! હું અહીં ને તે ત્યાં. મુકુલનું રાજને પાટ સર્વ રાઠોડને હાથ ! આમ ખેદથી તેનું મુખ વ્યાકુળ બની ગયું. અશાન્તિ દૂર કરવા તેણે લમણા પર હાથ મૂકી પુષ્કળ પ્રયત્ન કીધો પણ સઘળું વ્યર્થ. તેને ઉત્સાહ ન આવ્યો. તેના મગજમાં આકસ્મિક વિચાર તરી આવ્યો. નિમકહલાલ ધાવ તેની આ સ્થિતિ જોઇ બોલી:

'બા ! હું આપની આગળ છેક હલકી છું. મારી મતિ અલ્પ છે' છતાં મારી એક સલાહ માનશો ?'

'હા, જે કહેવું હોય તે સુખેથી કહે. તું કાંઇ સાધારણ બુદ્ધિની નથી.'

ધાવ ગંભીરતાથી બોલી: 'બા ! જુઓ મધ્યરાત્રિ થવા આવી છે. પાંચસાત મૈલ સુધી હજી કોઇ જણાતું નથી. ચિતોડથી રામસિંહ આવ્યો તે પણ તેવીજ ખબર લાવ્યો છે. પ્રભાવતીનું ત્યાં ઠેકાણું નથી એટલે એનો પણ ઉચાટ કરવા જેવું. ચિતોડ છોડે પાંચ સાત દિવસ થઇ ગયા. માટે હવે અહીં ઝાઝા દિવસ રહેવું ઠીક નહિ. વખતે કોઇને વહેમ આવે ને ચિતોડના દરવાજા બંધ થઇ જાય તો આપણા તો બારજ વાગી જાય ! માટે હવે આપણે અત્યારેજ પાછા ફરવાનો વિચાર કરો.'

રાણીના મનમાં પણ એજ ફીકર હતી. એટલે તેને પણ કૃષ્ણાની વાત રૂચી, અને પુરોહિતે તેમાં ટેકો આપ્યો. જવાનસીંગનો અભિપ્રાય લેવાની જરૂર જણાઇ નહિ. તેણે બહાર નીકળી રામસિંહને બોલાવ્યો ને પાછા ફરવાની સૂચના કરી. છાવણીમાં કૂચ કરવાની તુરાઇ વગડાવી. એક પાલખીમાં રાણી પોતે ને બીજી પાલખીમાં બાળરાણાને બેસાડયો. સઘળાં માણસો સાથે રાણી ચિતોડદુર્ગ તરફ પાછી ફરી.

ચિતોડગઢની નજીક આવતાં રાણીને કાંઇક અવાજ સંભળાયો. તે ઝબકી ઉઠીને પોતાની પાલખી ઉભી રખાવી. કુંવરની પાલખી પાછળ સર્વ વીંટળાઇ વળ્યા. દૂરથી કોઇ આવતું હોય એમ લાગતું

હતું. પણ અંધારામાં કોઇ જણાતું હતું નહિ. સઘળાંને પાકો વહેમ પડયો.

રાણી એકદમ બહાર નીકળી બોલી: ' રામસિંહ ! જો આ અવાજ શેનો સંભળાય છે ! '

' હું જરા દૂર જઇ આવું. ' કહી રામસિંહે ઘોડો પાછો ફેરવ્યો. થોડે દૂર જઇ આવી બોલ્યો:—બા ! દૂરથી ૨૫-૩૦ સવારોનું જુથ આવતું હોય એમ જણાય છે. તેમની પાસે નથી મસાલો કે નથી બત્તી. ફક્ત ઘોડાના દાબડા સંભળાય છે. '

રાણીને ઘણો ગભરાટ થયો. ચંદ્રનાં માણુસો હશે કે રાઠોડનાં તે નક્કી થવું મુશ્કેલ હતું. આવનાર સવારો વધારે ને વધારે પાસે આવવા લાગ્યા. પણ કોઈ કંઇ બોલતું ન હતું. રાણી મ્યાનામાં બેઠી.

જવાનસીંગ અંદર આવ્યો ને તેણે રાણીને કહ્યું: ' બા ! ચંદ્રદેવ આવે છે.

' ઠીક, ' કહી તે બહાર નીકળી. મુકુલ પણ તેની સાથેજ બહાર ઉભો. તેના હૃદયમાં આશાનો સંચય થયો. રાણીની દ્રષ્ટિ આગન્તુક સવારો તરફ હતી.

જોત જોતામાં ચાળીસ અશ્વારોહી સિપાઇઓ રાણીની સન્મુખ આવી પહોંચ્યા ને ત્યાંથી આગળ ચાલવા લાગ્યા. સૌથી આગળ ચાલતો સવાર સુત્રાન હતો. વિચિત્ર પોશાકમાં આટલી લાંબી મુદતે, મસાલના મંદ પ્રકાશમાં પણ રાણી તેને ઓળખી ગઇ. તેનું હૈયું હરખાયું. મુખ પરની અશાન્તિને અધીરાઇ દૂર થયાં. હૃદયમાં પરમ શાંતિ વળી. અંતઃકરણમાં પ્રેમની ઉર્મિઓ ઉદ્‌ભવી. આગળ ચાલતો વીર સવાર મુકુલની સન્મુખ આવી, મહારાણાને ઘટે તેવું માન આપી જવાનસીંગ તરફ પ્રસારત કરી, વિદ્યુદ્‌વેગે આગળ વધ્યો. તેની પાછળ તેના સવાર ચાલવા લાગ્યા.

રાણીને મુકુલની પાલખીઓને મજબુત પહેરો રાખ્યો. આગળ જવાનસીંગ ને પાછળ રામસીંગ ચાલતા હતા. ચંદ્રના દર્શનથી સર્વના શરીરમાં નવીન ચેતન ને નવીન ઉત્સાહ આવ્યાં. તે સર્વ ચંદ્રના માણુસો પાછળ ચિતોડગઢ તરફ ચાલવા લાગ્યાં.



# પરિચ્છેદ ૧૦ મો.

## ચંદ્રનો પુરપ્રવેશ.

લગભગ મધ્યરાત વીતી ગયા પછી ચંદ્રદેવ પોતાના ચાળીસ સવારો સાથે ચિતોડગઢના સિંહદ્વાર પાસે આવી પહોંચ્યો. અહીં કિલ્લેદારની જગ્યા પર આપણો પૂર્વ પરિચિત ભટ્ટી સરદાર હતો. જ્યારે ચંદ્રદેવ તોરણ નામના સિંહદ્વાર પાસે આવી પહોંચ્યો ત્યારે દરવાજો બંધ હતો. ત્યાં રાઠોડ સિપાઇઓનો પહેરો હતો. ચંદ્રનો પહેરવેશ અત્યારે એવો વિચિત્ર હતો કે તેને કોઇ ઓળખી શકે તેમ ન હતું. દરવાજા પાસે આવી એક સવારે બુમ પાડી. ‘ પહેરગીર ! દરવાજો ઉઘાડ જોઇએ. ’

‘ કોણ ? ’ અંદરથી પહેરો ભરનારે જવાબ આપ્યો.

‘ એ તો હું કેશરીસીંગ ’ એક સવારે આગળ આવી સત્તા પુર્ણ અવાજે કહ્યું. આ સવાર રાણી સાથેનો હતો.

‘ કેમ અત્યારે આવ્યા છો ? રાણાની આજ્ઞા વિના દરવાજો નહિ ઉઘડે. ’

‘ જોતો નથી, રાણો હમણાં અંદર કયાં છે ? ’

‘ નથી તેથી શું થયું ? તમે આમ છૂપી રીતે નગરમાં પેસવા કેમ મથો છો ? ’

‘ કમળાવતી બા સાથે અમે સઘળા ગોમુંડા ગયા હતા. ત્યાંથી સઘળા અત્યારે પાછા આવીએ છીએ. માટે તમે એકદમ દરવાજો ઉઘાડો, નહિતો બા તમારા પર નાહક ગુસ્સે થશે. ’

‘ કયાં છે કમળાવતી બા ? ’ અંદરના પહેરગીરે પૂછયું.

‘ પહેરગીર ! એકદમ દરવાજો ઉઘાડો. ’ બહારના સવારે મોટા સખ્ત અવાજે કહ્યું. તેણે એકદમ તરવાર ખેંચી. અંદરના સવારે ડોકા બારી ઉઘાડી જોયું તો તેને બહારના સવારની આંખ ચળકતી લાગી.

આથી પહેરગીર જરા પણ ગભરાયા વિના તે દ્દઢતાથી બોલ્યો:‘ ગમે તેમ કરો પણ પ્રભાત થયા વિના દરવાજો નહિ ઉઘડે. ’

‘ કોણ બોલે છે એ ? ’ બહારથી મંજુલ પણ દ્દઢતાપૂર્વક શબ્દ થયો.

પહેરગીરે સાદ ઓળખ્યો ને સહજ ગભરાઈ ને બોલ્યો:—

'કોણ ? બા ! ક્ષમા કરો મેં આપને ઓળખ્યાં નહિ.' કમળાવતીને જોઇ પહેરગીર કળી ગયો. તે એકદમ કુંચીઓ લેવા કિલ્લેદાર પાસે દોડી ગયો, ને ત્યાંથી કુંચીઓ લાવી દરવાજો ઉઘાડયો. અને કાંઇ પણ તપાસ કીધા વિના તેણે સવારોને અંદર દાખલ કીધા. રાણી ગુપ્ત રીતે પાછળ રહી.

તોરણદ્વારમાં પ્રવેશ કીધા પછી ચંદ્ર પોતાની સાથેના માણસો સાથે રામપોલ દરવાજે આવી પહોંચ્યો. અહીંના દ્વારપાળો ચંદ્રના અણધાર્યા આગમનથી નવાઇ પામ્યા ને સામા આવી બોલ્યા:

'આપ કોણ છો ?'

ચંદ્ર આજે નવીન પોશાકમાં હોવાથી ઓળખાય તેમ ન હતું. સહેજ પણ ગભરાયા વિના દ્રઢતાપૂર્વક તે બોલ્યો: 'ચિતોડની આજુબાજુના ગામોમાં રહેનારા અમે સઘળા રાજપૂત સરદારો છીએ. અમે બધા બાળરાણાની સાથે ગોમુંડા ગયા હતા. અત્યારે ત્યાંથી રાણાને નગરમાં પહોંચાડવા આવ્યા છીએ.' ચંદ્રનો આ સરલ ઉત્તર સાંભળ્યાપછી દ્વારપાળોએ વધારે તજવીજ ન કરતાં તે સર્વને માગ આપ્યો. ચંદ્ર ત્યાંથી ઝપાટાબંધ આગળ વધ્યો.

તોરણદ્વારમાં થઇ નગરમાં પ્રવેશ કીધા પછી થોડી વારે પાછળ રહેલાં માણસ આવી પહોંચ્યાં. આ માણસોને જોઇ પહેરગીરો ભડકયા. તેઓ સમજ્યા કે જરૂર કાંઇ કપટ થયું છે. હવે કાંઇ પણ ઉપાય હાથ નહિ રહેવાથી તેમણે મારો ! પકડો ! ! ના પોકાર કરવા માંડયા. દુર્ગના સર્વ રક્ષકો આ ઘટના સમજી ગયા ને યુદ્ધ માટે સજ્જ થઈ સામા આવી ઉભા. એક બીજાને જોતાં બંને પક્ષનાં માણસો લડવા લાગ્યાં. ક્ષણવારમાં ભયંકર યુદ્ધ જામ્યું. હરહર મહાદેવના ગગનભેદક ધ્વનિ સાથે બંને પક્ષનાં માણસો ભાન ભૂલી લડવા લાગ્યાં. લોહીની નદી ચાલી. સેંકડો શબ નીચે પડયાં. તરવારને ભાલાના ખડખડાટથી તેમજ ઘવાએલાના આર્તનાદથી ભૂમિ ભયંકર બની ગઇ. પહેરગીરો એક પછી એક ભૂશરણ થવા લાગ્યા. બાકી રહેલા પહેરગીરો પરાજિત થવાથી મુઠીઓ વાળી નાઠા. ચંદ્રનાં માણસો તેમની પૂઠ પકડી ગઢમાં પેઠાં ને સપાટા બંધ ચંદ્રને આવી મળ્યાં.

દુર્ગરક્ષકોના ધ્વનિ સાંભળી ભદ્દી કિલ્લેદાર ચમકી ઉઠયો. તે સમજ્યો કે જો આ વખત યોગ્ય પ્રબંધ કરવામાં નહિ આવે તો

શીઘ્ર આપણું સત્યાનાશ વળી જશે. પોતાની સાથે થોડાક સિપાઇઓ. લઈ વેતકુંગે તે ચંદની ગતી રોકવા આવી ઉભો. તેને અહીં ઉભેલો જોઇ ચંદ્રનાં માણુસો ખુલ્લી તરવારે તેના પર તુટી પડ્યાં. બન્ને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું. ચંદ્રનો ગંભીર સિંહનાદ સુણી ભિલ સૈનિકો જોરપર આવ્યા,ને રાઠોડ સેના પર પ્રહાર કરવા લાગ્યા. થોડી વારમાં ચંદ્રનું આક્રમણુ આખા શહેરમાં વિદિત થયું. તેની રણુહાક સાંભળી સઘળા શહેરના રાજપુતો તેના પક્ષમાં સામેલ થયા. ચિતોડ નગરે સમરક્ષેત્રનું રૂપ ધારણુ કીધું. હવે હર હર મહાદેવ ! મારો ! કાપો ! પકડો ! ના ભીષણુ દ્વનિ સિવાય બીજું કાંઇ સંભાળાતું ન હતું.

નગરમાંથી મદદ મળવાથી ચંદ્રનો ઉત્સાહ વધ્યો. તે વીરહાકથી પૃથ્વીને કંપાવતો ભટ્ટી કિલ્લેદારને પકડવા ધસ્યો. તેની પાછળ તેના સાથીઓ પણુ મરણીઆ બની ધસ્યા. રાઠેડ સેનામાં હવે ભંગાણુ પડ્યું. આ જોઇ કિલ્લેદાર કુપિત થયો. પોતાનાં માણુસોને શૌર્યપાન કરાવતો સેનાના અગ્ર ભાગમાં આવી ઉભો. અહીં ચંદ્ર તેની રાહ જોઇ ઉભો હતો. બંને જણુ વચ્ચે ખરેખરૂં યુદ્ધ થયું. કિલ્લેદારે દૂરથી પોતાની તરવાર ચંદ્ર પર છુટી ફેંકી. ચંદ્રે તે આવતી તરવારના પોતાની સમશેર વડે બે ટુકડા કરી નાંખ્યા. તેમાંનો એક ટુકડો ચંદ્રને વાગ્યો. તેથી પુષ્કળ રૂધિર વહેવા લાગ્યું, પણુ તેથી ચંદ્ર જરા પણુ પાછો હડયો નહિ. તે ગુસ્સે થઇ કિલ્લેદાર પર કુદી પડયો, ને તેને પકડી કેદ કીધો.

ચંદ્રનાં માણુસોએ હવે વધારે જોર પર આવી મારો ચલાવવા માંડયો. તેથી થોડાજ સમયમાં સઘળા પહેરગીરોને રાઠોડ સિપાઇઓ નિઃશેષ બની ગયા. ચંદ્રનાં માણુસોનો કોપાગ્નિ કાંઇ આટલાથી વિરમે તેવો ન હતો. તેઓ આગળ વધ્યા ને ઇતસ્તતં ભ્રમણુ કરી ગુપ્ત સ્થળોએથી પણુ રાઠોડોને પકડી બહાર આણ્યા, ને ઘાસની પેઠે કાપી નાંખ્યા. રાત્રિના અંધકારમાં ત્યાં એકઠા થએલા રાઠોડોમાંથી ફક્ત બે ચાર જણુ નાસી છુટયા. ચંદ્ર ત્યાંથી આગળ વધી રાજગઢ તરફ ચાલ્યો. જે મહેલમાં રણુમલ ને જોધાસિંહ રહેતા હતા તે મહેલ પર આક્રમણુ કીધું. બહાર જ્યારે મારો ! કાપો ! પકડો ! ના ભીષણુ ધ્વનિ તથા તરવારો ને ભાલાના ખડખડાટ થઇ રહ્યા હતા, ત્યારે રણુમલના આવાસમાં અત્યારે કેવળ આમોદ પ્રમોદ થઇ રહેલો હતો. તે નિર્ભય બની રાગરંગ ઉડાવતો હતો.

# પરિચ્છેદ ૧૧ મો.

## સતીનો શાપ

પ્રિય પાઠક ! જો આ રાઠોડ રણમલનું પૂર્વોક્ત રતિમંદિર ! આ મંદિરમાં પૂર્વે એક વાર આપણે પ્રવેશ કરી ચૂક્યા છીએ. તેથી તેનો તને સારો પરિચય છે. આ રતિમંદિરમાં આજે રાત્રિના પ્રથમ પહોરમાં એક પુરુષવેશધારિણી બાળાને પકડી આણી હતી. તે બાળા અન્ય કોઇ નહિ પણ પ્રભાવતીજ હતી. ભટ્ટી સરદારે આજે તેને કિલ્લા તરફથી પકડી, તેને માથે રાજ્ય ખટપટનો આરોપ મૂકી અહીં મોકલી હતી. જ્યારે રાણી કમળાવતી ચિતોડ છોડી ચંદ્રની યોજના મુજબ ગોમુંડા ગઇ ત્યારે તેણે ચિતોડમાં બનતી ઉપયુક્ત હકીકત મેળવવા પ્રભાવતીને ચિતોડમાં રાખી હતી. પ્રભાવતી સિવાય બીજા કોઇ માણસને આવું જોખમ ભરેલું કાર્ય સોંપાય તેવું ન હતું. વળી શહેરમાં ઠામ ઠામ ગુપ્તચરો ફરતા હોવાથી તે કાર્ય કોઇ બાહોશ અને ચતુર માણસને સોંપવા જેવું હતું. આમ હોવાથી કમળાવતીએ પ્રભાવતીની ગોઠવણ કરી હતી. આ પ્રભાવતી ઘણી ચતુર ને ખટપટમાં પ્રવીણ હોવાથી ચિતોડના મોટામોટા અમલદારો મારફત સઘળી રાજકીય માહીતી મેળવતી. તે રાતે રામસિંહ દ્વારા કમળાવતીને જાણવા જોગ ખબર મોકલતી. આજની હકીકત વિશેષ અગત્યની હતી, કારણ કે રાણી નગર છોડીને બહાર આટલી બધી લાંબી મુદ્દત રહી તેથી જોધસિંહને કાંઇક વહેમ પડયો હતો. પુરૂષનો વેશ ધારણ કરી પહોર રાતે તે કિલ્લાના એકાન્તિક ભાગમાં રામસિંહની રાહ જોતી આમ તેમ ફરતી હતી એટલામાં રાઠોડના ગુપ્તચરને તેની ખબર પડવાથી તે પકડાઇ ગઇ. ભટ્ટી કિલ્લેદાર તો તેનો શત્રુ બનેલો હતો. તેણે તેને એકદમ પોતાના મિત્ર રાઠોડ રણમલને સ્વાધીન કરી દીધી. ભૂખ્યા વરૂની પેઠે રણમલ તો શિકારની રાહ જોઇ બેસી રહ્યો હતો, તેવામાં તેને આ શિકાર પ્રાપ્ત થયો. આવનાર સ્ત્રી જ્યારે પ્રભાવતી છે એમ તેને ખબર થઇ ત્યારે તો તેના આનંદની સીમા ન રહી. પ્રભાવતીના નૈસર્ગિક સૌન્દર્યથી તેની કામવૃત્તિ જાગૃત થઇ. અધુરામાં પુરૂં આજે વળી તેણે માદક પદાર્થોનું સેવન કરેલું હતું તેથી તેને તેના શરીરનું પણ પુરતું ભાન ન હતું, તો પછી બહાર બનતા બનાવો તે કયાંથી જાણી શકે ? પોતાનો કાળ બહાર આવી ઉભો છે એમ તેને ખબર ન હતી. તે તો પ્રભાવતીને

તાબે કરવાના પ્રયત્ન કર્યા કરતો હતો. પ્રથમની પેઠે આજે તે અસાવધ રહે તેમ લાગતું ન હતું. પાપીના પંજામાંથી બચવાનો એક પણ ઉપાય અવશેષ નહિ રહેવાથી પ્રભાવતીની ધીરજ જતી રહી. હવે પોતાના શીયળનું શી રીતે રક્ષણ કરવું એ બાબતનો તેને મોટો વિચાર થઈ પડ્યો. તેણે રણમલને મીઠાં મીઠાં વચનોથી પટાવી, ફસાવી, ભોળવી, છટકી જવા પ્રયત્ન કીધો પણ તે પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો. હવે પ્રભાવતીને પોતાની પૂર્વ પ્રતિજ્ઞા સાંભરી આવી. જે તે પ્રકારે તે દુષ્ટનો ઘાત કીધા વિના અહીંથી ખસવું નહિ એમ તેણે નિશ્ચય કીધો. વિષયોન્મત્ત બનેલા વૃદ્ધ પાપાત્માએ તે અબળાના શીલભંગ માટે હુમલો કીધો. પ્રભાવતીએ તેજ પળે પોતાનો પ્રાણ કાઢી નાખી પાતિવ્રત્યનું રક્ષણ કરવા વિચાર કીધો પણ એટલામાં તેને પોતાની પ્રતિજ્ઞા સાંભરી આવી. વળી તેણે એમ પણ વિચાર કીધો કે આ વ્યભિચારી મનુષ્યનો જો ઘાત થાય તો જ સેંકડો સ્ત્રીઓનાં શીયળ સચવાય. વળી તેનું મૃત્યુ થાય તો જોધસિંહની એક જબરી મદદ જાય ને તેની દુરાકાંક્ષા નરમ પડે. આમ બધી તરફનો વિચાર કરી તેણે આપઘાત કરવાનો વિચાર માંડી વાળ્યો. અથાગ પ્રયત્ન કરવા છતાં તે પોતાના શીયલનું રક્ષણ કરી શકી નહિ. તેણે પોતાના પવિત્ર શરીરને કલંકિત થવા દીધું ! પ્રભાવતીનું પવિત્ર ચારિત્ર્ય દૂષિત થયું ! તેનું અમૂલ્ય રત્ન લૂંટાઈ ગયું ! પ્રભાવતી ! પ્રભાવતી ! તારા આ કૃત્યની હું પ્રશંસા કરૂં કે નિંદા કરૂં ?

પ્રભાવતીનો કોપાગ્નિ હવે વધી ગયો. અપવિત્ર બનેલી ક્ષત્રિય બાળા તે પાપાત્મા પર અભદ્ર વચનોનો વરસાદ વરસાવી રહી હતી. આજે તે નરપિશાચ પ્રભાવતીના કોપાગ્નિમાં બળીને ભસ્મીભૂત થઈ જનાર હતો. આજે તેને આ લોકનો ત્યાગ કરી પરલોકની નરકયાતના ભોગવવા જવાનું હતું. સેંકડો સ્ત્રીઓના શાપ આજે ફલિત થવાના હતા. તેથી તે વૃદ્ધ, પ્રભાવતીના સ્કંધ પર હાથ નાંખી શય્યામાં અચેતનવત્ પડી રહ્યો હતો. હવે તેને ભાન પણ રહ્યું ન હતું, કારણ કે નિશાનું જોર વધી પડ્યું હતું. તેની આવી સ્થિતિ જોઈ પ્રભાવતી શય્યામાંથી ઉઠીને આત્મગત બોલી:—

‘ દુષ્ટ ! તને તારા પાપાનું પ્રાયશ્ચિત મળવુંજ જોઇએ. પાપાત્મા એક પવિત્ર સતીનું સતીત્વ ભંગ કરતાં તને શરમ ન આવી ? પ્રભો ! આવા વિષયપિપાસુ પાપીઓનો તું નાશ કેમ નથી કરતો ? ઓ ધરતી માતા ! શા માટે આવા પાપીઓનો ભાર વહન કરે છે ? ઓ વિષયાંધ કુતરા ! એક રાજપૂત બાળાનું સતીત્વ ભંગ કરતું એ

કેટલું બધું જોખમ ભરેલું છે એમ તને એક વખત સમજાવ્યું હતું. આજે હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા તને કેવી કઠોર શિક્ષા કરૂં છું તે જો.' આમ બોલી તે શય્યામાંથી બહાર નીકળી ગઇ, ને પોતાની પાસેનું ખંજર બહાર કાઢી રણુમલની છાતી પર ચઢી બેઠી. ને તેનો વધ કરવા તૈયાર થઇ, પણ બેભાનમાં પડેલાને હણુવો એ તેને ઠીક ન લાગ્યું. તેણે તેને જગાડવા બહુ પ્રયત્ન કીધો પણુ કેમે કરી તે જાગૃત થયો નહિ. હવે શું કરવું? આમ તે વિચારતી હતી એટલામાં બહાર થતો સિપાઇઓનો અવાજ તેના સાંભરવામાં આવ્યો. પ્રભાવતીને ખાતરી થઇ કે જરૂર અહીં ચંદ્રદેવ આવેલા હોવા જોઇએ. જો તેઓ અંદર આવશે તો આ બનાવ જોઇ જશે. આમ વિચારી તે રણુમલની છાતી પરથી ઉઠી ગઇ ને ચંદ્ર જેવા પુણ્યાત્માને પોતાનું મુખ નહિ બતાવવા નિશ્ચય કરી તે ત્યાંથી પાછલે દ્વારે ચાલી. પણુ થોડેક ગયા પછી કંઇક વિચાર કરી તે પાછી ફરીને રણુમલની શય્યા પાસે આવી. શય્યા પાસેજ રણુમલની પાઘડી પડી હતી. મારવાડી પાઘડી એટલે તેની લંબાઈ વિષે તો પૂછવુંજ શું? પ્રાયઃ તે ૬૦–૭૦ હાથ લાંબી હતી. પ્રભાવતીએ તે પાઘડી ઉકેલી પલંગ સાથે રણુમલને બાંધી લીધો. તેણે એટલા બંધ બાંધ્યા કે કોઇપણુ પ્રકારે તે છૂટે નહિ. હવે પ્રભાવતીનું દીલ પ્રસન્ન થયું. પોતાની પ્રતિજ્ઞામાં તે કેટલેક અંશે સફળ નીવડી છે એમ તેને લાગ્યું. પુનઃ રૂદ્ર સ્વરૂપ ધારણુ કરી તે બોલીઃ—' રે રજપૂત કુળકલંક! તેં આજે રાજપૂતોના પવિત્ર આચારને તિલાંજલી આપી છે, અને રાજપૂત બાળાનો તેં જે ઘોર ગુનો કીધો છે તેથી અવશ્ય તારો કાળ થશે.' આટલું બોલતામાં તેનું હૃદય થરથર કંપવા લાગ્યું. મુખ રાતું ચોળ થઇ ગયું. એટલામાં, હરહર મહાદેવનો ધ્વનિ તેના કાન પર આવ્યો. ચંદ્રદેવે મહેલમાં પ્રવેશ કીધો છે એમ તેને ખાતારી થઇ. હવે રણુમલને ઉદ્દેશી પ્રભાવતી મોટેથી બોલી, ' ઓ કુલાંગાર! વિષય લંપટ! કુતરા! તુ આંખ ઉઘાડી જરા જોતો ખરો, કે તને તારા પાપનું જોઇએ તેવુ પ્રાયશ્ચિત મળ્યું છે કે નહિ!' પ્રભાવતીનો આ ભીષણુ ધ્વાન રણુમલ તો સાંભરી શકયો નહિ, પણુ અંદર આવતા ચંદ્રદેવના કાન પર આ શબ્દો અથડાયા. જતાં જતાં ઉગ્રસ્વરૂપા પ્રભાવતી ચંદ્રની દૃષ્ટિએ પણુ પડી. હવે તે ઝડપથી પોતાનું મુખ છુપાવી, પોતાના ભાગ્યને નિંદતી બહાર નીકળી ગઇ. તત્પશ્ચાત્ થોડી વારે ચંદ્ર ત્યાં આવી પહોંચ્યો.

# પરિચ્છેદ ૧૨ મો.

## પાપનું પ્રાયશ્ચિત.

રણમલની દયાજનક સ્થિતિ જોઇ ચંદ્રને ક્ષણુવાર હાસ્ય ઉપજ્યું. થોડી વારમાં ચંદ્રના સૈનિકોથી આખો મહેલ ચિકાર ભરાઇ ગયો. છતાં પણ પ્રતિક્ષણે તેમાં વૃદ્ધિ થયા જતી હતી. દરમાં કીડીઓ ઉભરાય તેમ મહાલય સૈનિકોથી ઉભરાતો હતો. કૃતનિશ્ચય કૃપાણુધારી યમદુત જેવા ચંદ્રના પ્રચંણ્ડ સૈનિકોની ગર્જનાઓથી પણ રણમલની નિદ્રા દૂર થઇ નહિ ! નિશામાં ચકચુર બની તે પર્યંકમાંજ ઉંઘતો હતો, અથવા એમ કહો કે એ પાપીને તેનું ભાગ્યજ અત્યારે ઉંઘાડતું હતું.

પ્રતાપી ચંદ્ર રણુમલની સન્મુખ આવ્યો. રણુમલ પર તેને અતિશય ક્રોધ હતો. તેને ગતઃપ્રાણુ કરવા અત્યારે તે તૈયાર થઇ ગયો હતો તથાપિ તે આવી સ્થિતિમાં રણુમલપર ઘા કરી શક્યો નહિ. નિઃશસ્ત્ર નિદ્રિત મનુષ્ય ઉપર એકદમ પ્રહાર ન કરવો એ ક્ષત્રિય [1]કુલક્રમાગત પ્રધાન ધર્મનું તેને તરતજ સ્મરણુ થઇ આવ્યું. તેણે પોતાનો ક્રોધ દાબી દીધો ને રણુમલ પર કોઇપણુ પ્રકારનો પ્રહાર નહિ કરવા પોતાના માણુસોને ફરમાવ્યું. સૈનિકોએ રણુમલને જાગૃત કરવા પ્રચણ્ડ ગર્જનાઓ કરી, તેથી રણુમલની આંખ એકદમ ઉઘડી ગઇ. તેણે આજુબાજુ દૃષ્ટિ કરી તો આખો મહેલ હથિઆરબંધ માણુસોથી ભરાઇ ગયો હતો. પોતાની આસપાસ પણુ તેણે ઘણાં હથિઆરબંધ માણુસો ખુલ્લી તરવારે ઉભેલાં જોયાં. પૃથ્વીને નક્ષત્રિય કરવા તત્પર થએલા ભગવાન પરશુરામ જેવો પરાક્રમી ચંદ્રદેવ ખુલ્લી તરવારે પોતાનો ઘાત કરવા ઉભો હોય એમ તેને જણાયું. તેણે પર્યંકમાંથી ઉઠવાને માટે ઘણો પ્રયત્ન કીધો, પરંતુ તેની મનમોહીનીના કઠોર બંધનમાંથી તે મુક્ત થઇ શક્યો નહિ. પુનઃપુનઃ તેણે ઉઠવાનો પ્રયત્ન કીધો, પણુ તેમાં તે સફળ નજ થયો. હવે તેને પોતાની ખરેખરી સ્થિતિનું ભાન થયું. ચંદ્ર આટલાં બધાં માણુસો સાથે અહીં સુધી આવી પહોંચ્યો, ત્યાં સુધી પોતાને કાંઇ ખબર ન પડી અને પોતે આવી શોચનીય સ્થિતિમાં આવી પડેલો

---

૧ કુળમાં ચાલતા આવેલા.

છે એ બાબત તેને ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો. પોતાના ઇષ્ટ મિત્રો, બંધુ, પ્રભુતિનો વિનાશ કરીનેજ આ માણસો અહીં આવ્યા હશે એમ તેને ભાસ્યું. જે કાર્ય સાધવા તેણે અનેક પ્રયત્નો કીધા હતા, અસાધારણ સંકટ સહન કીધાં હતાં, અનેક પ્રપંચનાટક ભજવ્યાં હતાં, સેંકડો નિરપરાધી મનુષ્યોને અપરાધી બનાવી દીધાં હતાં, ચંદ્રદેવની ધવલ કીર્તિને કલંકિત બનાવી તેને દેશવટો દેવરાવ્યો હતો, તે કાર્ય તો પૂર્ણ થયું નહિ. દીનભાવે આત્મગત બોલ્યો:—

'પ્રભો, આ દુઃખમાંથી તું મને મુક્ત કર. મારા સર્વ ગુના માફ કર. જગન્નિયંતા પ્રભો! મને મારાં દુષ્ટ કૃત્યોનો જોઇએ તેવો બદલો મળ્યો છે. સતીઓનાં શીયળ ભંગ કરવાથી, નિરપરાધીને અપરાધી બનાવવાથી, અને ગરીબ માણસોને પીડિત કરવાથી કેવા પરિણામ ભોગવવાં પડે છે તે હવે મને પ્રત્યક્ષ જણાયું છે. હે પ્રભો! તું ન્યાયી છે છતાં મારા આ સર્વ ગુના માફ કર. દયાનીધે! તારી કૃપા વિના હું કેવી રીતે આ સ્થિતિમાંથી મુક્ત થાઉં' આમ બોલતાં તેનું હૈયું ભરાઇ આવ્યું.

રણુમલની આવી સ્થિતિ જોઇ ચંદ્ર સિંહગર્જના કરી બોલી ઉઠયો:–' દુષ્ટ! તારા પાપકર્મનું પ્રાયશ્ચિત ભોગવવાને તૈયાર થઇ જા.'

ચંદ્રનાં આ વચન સાભળી રણુમલનું લોહી તપી આવ્યું. ગમે તેટલું તોયે તે રાઠોડ રજપૂત હતો. વળી તે તેજસ્વીને પ્રરાક્રમી હતો. ચંદ્રનાં ઉક્ત વચન સાંભળી તેને ક્રોધ ઉપજ્યો. આંખો લાલચોળ થઇ ગઇ. ને તેમાંથી અગ્નિશિખાઓ બહાર ભભુકી નીકળતી દેખાઇ. તેનાં પ્રત્યંગ શાર્યથી કંપિત થયાં. હસ્ત હથિયાર પકડવાને ચેષ્ટા કરવા લાગ્યા. ગુસ્સાથી દાંત પીસી તે બોલ્યો. 'ઓ કાયર! તું અત્યારે કોની સમક્ષ આવી ચેષ્ટા કરી રહ્યો છે, તેનો જરા વિચાર કર. રાઠોડ રણુમલ તારો આવો મહાન અપરાધ શી રીતે સાંખી રહેશે? માટે હજી પણ માફી માગી ચાલ્યો જા.'

ચંદ્ર હસતાં હસતાં બોલ્યો:—'રાઠોડ! મેવાડની ગાદી દબાવી પાડવાનો યત્ન કરનાર રાઠોડ! અત્યારે હું મરૂભૂમિના વિષયલંપટ પ્રપંચી રાજાની સન્મુખ ઉભો છું. હવે તમે અહીંથી જીવતા જાઓ તેવી આશા રાખશો નહિ. પણ કહો જોઇએ, કે કોની રજા લઇ તમે અહીં આવ્યા છો?'

"નાદાન છોકરા! મારે અહીં આવતાં કોની રજા લેવાની જરૂર હતી!"

" મેવાડના મહારાણાની ' ચંદ્રે દૃઢતાથી કહ્યું.

' મેવાડનો મહારાણો વળી કોણ ?' રણમલે પ્રશ્ન કીધો.

' તમેજ વિચારી જુઓને ? રાઠોડ હવે ઉંઘમાંથી જાગૃત થાઓ અને જવાબ આપો કે સલાહ સંપથી મેવાડ છોડી ચાલ્યા જવું છે કે નહિ ? '

' ચંદ્ર ! આવી બાલિશતા છોડી દઇને તું અહીંથી ચાલ્યો જા, નહિ તો '—

' શું કરશો રાઠોડ ? હું ચાલ્યો જવા નથી આવ્યો, પણ તમારો પ્રાણ લેવા આવ્યો છું. માટે ઉઠો સત્વર તૈયાર થઇ જાઓ ને હથીઆર પકડો. '

' ઉભો રહે હરામખોર ! આટલું બોલી તેણે પલંગમાંથી ઉઠવા પ્રયત્ન કીધો, પણ પ્રભાવતીના કઠોર બંધન–પાશમાંથી તે છૂટી શક્યો નહિ. '

" ક્ષત્રિય કુલાંગાર ! એક પવિત્ર બાલિકાના શીયલને અપવિત્ર કરવાથી કેવી સ્થિતિ થાય તે જો. ધિક્કાર ! રજપૂત કુળકલંક તને હજારવાર ધિક્કાર ! શુદ્ધ રજપૂત શોણિત તારી શિરાઓમાં વહેતું હોવા છતાં, તારી આવી સ્થિતિને ધિક્કાર ! પાપાત્મા ! નંદનવન સમાન મેવાડ ભૂમિને પ્રપંચથી તાબે લેવાના તારા પ્રયત્નને ધિક્કાર ! દુષ્ટ ! તને ખબર નથી કે 'સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિ ' નું રક્ષણ કરવાને સીસોદિઆઓ હજી તૈયાર છે ? મેવાડનો દરેક સશક્ત પુરૂષ —અરે સ્ત્રીઓ પણ—દેશની સ્વતંત્રતા જાળવવા માટે પોતાના તન, મન, ધનનો ભોગ આપશે તે હા, પણ તેઓ પોતાની ભૂમિ પર પરદેશીઓના પગ ટકવા દેશે નહિ. રાઠોડ ! જો હજી પણ ક્ષાત્રલોહીનો એક અંશ પણ તમારા શરીરમાં અવશિષ્ટ રહ્યો હોય તો ઉઠો, તૈયાર થાઓ ને હથીઆર પકડો. મેવાડની અધમ સ્થિતિ તમે કરી મૂકી છે તેનો દંડ આપવા હું ઉભો છું. '

ચંદ્રનાં ઉક્ત વચનો સાંભળી રણમલ ક્રુદ્ધ થયો. ગુસ્સાથી તે એકદમ ઉભો થઇ ગયો ! આ સ્થિતિમાં પલંગ તો તેના પૃષ્ઠ ભાગ પરજ હતો. ખરેખર કાચબાના જેવીજ અત્યારે તેની સ્થિતિ હતી. તેણે આજુબાજુ ફાંફાં માર્યા પણ એકે હથીઆર તેની દૃષ્ટિએ પડ્યું નહિ. પ્રભાવતીએ જતી વખતે એકે હથીઆર ત્યાં રહેવા દીધું નહતું. રણમલને ઉભો થએલો જોઇ ચંદ્રનાં માણસો કીકીઆરી કરી તેના

પર ધસી ગયાં. કાંઇ પણ શસ્ત્ર નહિ જડવાથી રણમલે એક મદ્ય પીવાનો પીતળનો પ્યાલો પકડ્યો, તે જોરથી દુશ્મનોપર ફેંક્યો. તે પ્યાલો તેણે એટલા બધા બળપૂર્વક ફેંક્યો હતો, કે તેના આઘાતથી કેટલાક માણસો જખમી થયા. રણમલે પ્રથમ પ્રહાર કીધા પછી ચંદ્રે તેના પર પ્રહાર કરવાની રજા આપી. એક ક્ષણવારમાં તેના પર સેંકડો પ્રહાર થઇ ગયા. છંછેડાયલા વનપતિની પેઠે રણમલ સર્વની સામે ઘૂમવા લાગ્યો. પણ તે નિરશસ્ત્ર કેદી જેવો હોવાથી શું કરે ? ચંદ્રે બંદુકની એક ગોળીનો તેનાપર પ્રહાર કીધો. તે ગોળી રણમલના લલાટમાં વાગી ને તે તત્કાળ મરણ પામ્યો.

રણમલના મરણ પછી ચંદ્ર પોતાનાં માણસોને લઇને મહેલ બહાર નીકળ્યો. તે જાણતો હતો કે હવે આપણો માર્ગ નિષ્કંટક બની ગયો છે. પણ જ્યારે તે બહાર આવ્યો ત્યારે રાઠોડની એક ટુકડી સામે ઉભેલી જણાઇ. આ ટુકડીનો નાયક જોધસિંહ પોતેજ હતો. ચંદ્રે જ્યારે રાજમહેલ પર હુમલો કીધો, ત્યારે જોધસિંહ ચિતોડના દક્ષિણ ભાગમાં હતો. તે પિતાનું રક્ષણ કરવા એકદમ ધસી આવ્યો. તેની પાસે માત્ર ગણ્યા ગાંઠ્યા સૈનિકો હતા. તે ધારતો હતો કે આટલાં માણસોથી ચંદ્રનો પરાભવ થઇ શકશે, પણ જ્યારે તે ચંદ્રની સન્મુખ આવ્યો ત્યારે તેની ધારણા ખોટી પડી. આમ હોવા છતાં જોધસિંહ હિંમત હાર્યો નહિ. તે બહાદુરીથી લડવા લાગ્યો. લગભગ કલાક સુધી યુદ્ધ ચાલ્યું. સેંકડો માણસો કતલ થઇ ગયાં. એકે એકે ચંદ્રના પક્ષમાં બીજાં માણસો આવવા લાગ્યાં. થોડીજ વારમાં યુદ્ધનો અંત આવ્યો. સેંકડો મેવાડીઓ આગળ મુઠ્ઠીભર મારવાડીઓનો શો હિસાબ ? પોતાનો પરાભવ થએલો જોઇ જોધસિંહ ગભરાયો. પોતાના દેહનું રક્ષણ કરવા તે શીઘ્ર એક અશ્વ ઉપર આરૂઢ થઇ ચિતોડ છોડી પલાયન કરી ગયો. ચંદ્રે પોતાનાં માણસો ને તેની પૂઠેજ દોડાવ્યાં.

---

## પરિચ્છેદ ૧૩ મો.

### આત્મઘાત.

પ્રભાત થયું. આજે આખા મેવાડમાં આનંદ પ્રસરી રહ્યો હતો. સઘળાં માણસો ચંદ્રદેવનાં વખાણ કરતાં હતાં. આ વખતે ચિ-

તોડના કિલ્લાથી થોડે દૂર બનાસ નદીના તટપરના એક દેવળમાં પ્રભાવતી નીચું માથું નમાવીને બેસી રહી હતી. તે ઉંડા શોકમાં ડુબી ગઈ હતી. તેને તેના શરીરનું બિલકુલ ભાન હતું નહિ. તે બહુ રૂપાળી હતી પણ અત્યારે દુ:ખથી તેનું રૂપ બદલાઇ ગયું હતું. તેનું મુખ કાંઇક સ્યામ થયું હતું; રૂદન કરી આંખો ફુલી ગઇ હતી. મુખ બિહામણું બની ગયું હતું. શરીર પણ અશક્ત થઇ ગએલું હતું. લોહી ઉડી જવાથી તે શબવત્ પડી રહી હતી. તેની આંખોમાં એક પ્રકારની ખૂનશ ભરાઇ ગઇ હતી. વખતો વખત તે આમતેમ દૃષ્ટિ ફેંકી જોતી હતી. ઉપર ઉપરથી જોતાં તો એ ગાંડી થએલી હોય એમ લાગતું હતું. તેનું બોલવું પણ ગાંડા માણસના જેવું હતું. કાંઇ પણ સંબંધ વગર ગમે તેવી તે લવારી કરતી હતી. કેટલીક વખત તે મોટા મોટા બરાડા પાડતી હતી. કેટલીકવાર મૂગી રહેતી હતી. તે કેટલીકવાર કોઇ સાથે વાતો કરતી હોય તેમ બોલતી હતી. વળી તે ઘડીમાં રોતી ને ઘડીકમાં ખડખડ હસતી હતી. વખતે ઉભી થઇને લુગડાં ફાડતી કે માથાના વાળ તોડતી હતી. કેટલીક વખત તે ઉભી થઇ માથું ને છાતી કુટતી તો કેટલીક વખત દોડાદોડ કરી દેવળની દિવાલોપર માથું અફાળતી. પોતાના હોઠ તે જોરથી કરડતી ને દાંત પીસતી. અતિશય દુ:ખથી તેનું શરીર થરથર ધ્રુજતું હતું. તેનું મન પણ તેના શરીરની પેઠે ભ્રમિત હતું. જો કે હજી સુધી તે જીવતી હતી પણ તેથી કાંઇ તેના જીવનનો હેતુ સમજાતો ન હતો.

એટલામાં કોઇ માણસનો પગરવ તેને સંભળાયો. તે બહાર નીકળી આમતેમ જોવા લાગી, પણ કાંઈ સુઝયું નહિ. બહારની તાજી હવાને લીધે તેને કાંઇક જાગૃતિ આવી એટલે તે પુન: દેવળમાં આવી બેઠી. થોડીવાર પછી તે બોલી:—મનુષ્યના જીવનમાં સુખદુ:ખના પ્રસંગો ક્ષણે ક્ષણે બદલાય છે. કોઇ પણ પ્રાણી હંમેશાં એકજ સ્થિતિમાં રહી શકતું નથી. મારી બાલ્યાવસ્થા તો તદ્દન દુ:ખમાંજ ગઇ છે, તરૂણાવસ્થા સુખની આશામાં ને આશામાં ગુજરી, ને આ યૌવન પણ દુ:ખમાંજ પરિસમાપ્ત થવા બેઠું છે. અરર ! આ જગતમાં જન્મ લઇ મેં શું સુખ ભોગવ્યું છે ? ખરેખર મારા જેવી દુ:ખી સ્ત્રીઓ તો જગતમાં ભાગ્યેજ હશે. પ્રભો ! તેં જ્યારે મારે માટે આટલું બધું દુ;ખ નિર્માણ કીધું હતું તો પછી મને આવું રૂપ શા માટે આપ્યું ?

થોડીવાર સુધી વિચાર કર્યાં પછી તે વળી બોલવા લાગી:– 'કોણ જાણે શાએ કારણથી મારા વિચારમાં વિઘ્ન આવી પડે છે. તે રૂપનિધાન કેમ મારી દૃષ્ટિ–પથમાંથી ખસતો નથી? હજી આટલી બધી મુદ્દતે પણ તેનુંજ કેમ સ્મરણ થાય છે? બચપણમાં અનેક વખત બાળચેષ્ટા કરી રમ્યાં, લડયાં, હસ્યાંકુદ્યાં તે સર્વ પ્રસંગનું અત્યારે મને કેમ સ્મરણ થાય છે? અણસમજતાં મેં તેમની સાથે એક વખત લગ્ન કીધાં હતાં, મેં તેની લાજ તાણી હતી, તેને 'પ્રાણનાથ' સંબોધન કીધું હતું, તેણે મને પ્રિયા કહી મારો હાથ પકડયો હતો, મેં તેને તરછોડી કાઢયો હતો. હું સંસારસુખથી વંચિત રહેવાની હોઇશ તેથીજ મને તેવા વિચાર સૂઝયા હશે.

'અમર! ખરેખર તું કુળદીપક હતો, વિભુએ તારો જીવન-દીપ અકાળે બુઝવી નાખ્યો છે. તારા સ્વર્ગવાસ પછી મેં સુખ ભોગવ્યું છે? મેં તને તે દિવસે પ્રાણનાથ કહી લગ્ન કરવા નિશ્ચય કીધો, ત્યાર પછી બીજાની સાથે લગ્ન કરવા વિચાર સરખો પણ મેં કીધો નથી. તમારા વિયોગ પછી મેં સુખ ભોગવ્યું નથી. તમે મારૂં સર્વસ્વ હરણ કરી ગયા છો. હું તમને આટલાબધા ચાહુ છું, તમારૂં આટલું બધું સ્મરણ કરૂં છું. પણ તમે મને ચહાતા હશો?'

થોડીવાર સુધી દીનવદને બેસી રહ્યા પછી બોલી:–પ્રાણેશ! તમે મને શા માટે ન ચહાવ? પ્રેમાકર્ષણથી અધિક બલિષ્ઠ બીજું શું હોય છે? જે અમૃત સ્વરૂપ પ્રેમનું આપણે ઘણા દિવસ પાન કીધું, જેના વડે આપણાં જીવન સુખમય થયાં હતાં, તેજ પ્રેમ આજે આ દેહને બાળે છે. પ્રેમદીપકની વિષમ જ્વાળાથી હૃદય દગ્ધ થાય છે. ઓ હૃદયચોર! તમે શા માટે મારૂં હૃદય ચોરી ગયા છો? વિધે! ખરેખર તારી કૃતિને હું જાણું છું. જે જેને ઇચ્છે તે તેને ન મળે.'

પ્રભાવતી આમ એકાન્તમાં બેઠી બેઠી તરેહવાર વિચારો કરી રહી છે. તેના મુખપર શોકની છાયા તરી આવી છે. તે વિચારવા લાગી કે હું કોણ હતી ને અત્યારે કોણ છું? તે દિવસે જો હું તે પાપીની દૃષ્ટિએ પડી હોત નહિ તો આજે મારી આવી દશા ન હોત પાપી રણમલ! હું જાણું છું કે તું વિષયાંધ છે, કપટી છે, નીચ છે. હું જાણું છું કે તુંજ મારા શીયળનું ભક્ષણ કરનાર છે. હું જાણું છું કે તુંજ મારા વિનાશનું કારણ છે. શા માટે તેં મારા તરફ કુદ્રષ્ટિ કરી? શા માટે મને ભ્રષ્ટ કીધી? અરે હાય! પાપી! તારૂં અકાળે મરણ થજો. તું રૌરો નરકમાં પડજો તને તારા પાપનું પ્રાયશ્ચિત મળજો.'

'પ્રિય અમર ! જો તમને મારૂં સર્વસ્વ અર્પણ કીધું નહોત, જો મેં તમને હૃદયવલ્લભ માન્યા ન હોત, જો તમે સ્વર્ગવાસ કીધો ન હોત, તો આજે મારી આવી સ્થિતિ ન હોત. જો આજે તમે જીવિત હોત તો હું કેટલી બધી સુખી હોત ? હું સારી પેઠે જાણું છું કે હવે હું તમને મેળવી શકવાની નથી; તથાપિ તમારા નામનું, તમારા પ્રેમનું, તમારી સુરતનું, મને વિસ્મરણ થયું હોત તો હું આજે આ સ્થિતિમાં ન હોત. પણ પ્રેમદ્રોહ કરી સંસારસુખ ભોગવવું મને અયોગ્ય લાગ્યું, તેથીજ હું હજી કુંવારી રહી છું. '

'પ્રિય ! તમારા મરણ પછી મેં શું શું દુઃખ નથી ભોગવ્યું ? સાધારણ સ્ત્રીઓ જે કષ્ટ સહન કરી શકતી નથી, તે મેં સહન કીધાં છે. કઠોર વ્રતતપ કીધાં છે, હાસ્યને દેશવટો દીધો છે, સંસારને કેવળ અસાર માન્યો છે, પ્રેમયોગિની બની મેં તમારા નામનો જાપ જપ્યાં કર્યો છે. '

'બસ ! હવે મારે શા માટે આ કલંકિત કાયા ધારણ કરી રાખવી જોઇએ ? દુષ્ટ રણમલ ! તારો હવે જરૂર નાશ થઇ ગએલોજ હશે. મારી પ્રતિજ્ઞા હવે પૂર્ણ થઇ હશે. ભગવાન્ ! હવે તમે મારા હૃદયમાં બળ આપો. આ પાપી પ્રાણને હવે નષ્ટ કર્યાથીજ શાંતિ મળે તેમ છે. આત્મહત્યા સિવાય બીજો કોઇ માર્ગ નથી. એ માર્ગમાં પણ રખે તું વિઘ્ન લાવતો !' આમ બોલી તે ત્યાંથી ચાલી. એકદમ નદીમાં કુદી પડી. જેવી તે પાણીમાં કુદી પડી કે તરતજ ત્યાં ચંદ્રદેવ ફરતો ફરતો આવી ચડયો. તેણે પણ તેની પાછળ નદીના ઉંડા જળમાં ઝોકાવ્યું. મહા પ્રયત્ને કેટલીકવારે તે પ્રભાવતીના શબને લઇને પાણી ઉપર આવી પહોંચ્યો. બહાર કાઢી તે પ્રભાવતીને પાસેના દેવળમાં લઇ ગયો ને કેટલાક ઉપચાર કરી તેના પેટમાંથી પાણી બહાર કાઢી નાંખ્યું. પછી તેના શરીરને ગરમી આપવા પોતાનાં કપડાં તેને વીંટાળી દીધાં. કેટલીકવારે તેને સહજ ભાન આવ્યું હોય તેમ તેની આંખો ઉઘડી. તે એકી નજરે ચંદ્રદેવ સામું જોઇ રહી. પછી જાણે ઓળખાણ પડયું હોય તેમ બોલીઃ—મહારાજ ! આટલું બોલતાંમો તેનો કંઠ રૂંધાઇ ગયો. આંખોમાંથી અશ્રુધારા છૂટી. હાથ વડે તેના મુખપર પવન નાખી ચંદ્રે પ્રભાવતીની ગભરામણ દૂર કરીને તે બોલ્યોઃ—પ્રભાવતી ! તને આવું ઘટે !

શીલભ્રષ્ટ થઇ જીવન ધારણ કરવું એ શું સતીનો ધર્મ છે ?

'ધન્ય છે તારા જેવી સાધુચરિત સ્ત્રીઓને ! પ્રભાવતી ! તને કાંઇ ઇચ્છા છે ? કાંઇ કહેવું હોય તો સુખેથી કહે. '

હવે પ્રભાવતીનાં ચક્ષુ ધીમેધીમે વધારે ફાટવા લાગ્યાં. તે બેભાન બનવા લાગી. મહા પ્રયત્ને ભાંગ્યા તુટયા શબ્દોમાં તે બોલીઃ– પાપી રત્નુ...' તેની જીભ બંધ થઇ ગઇ.

ચંદ્ર તેનો ભાવ સમજીને બોલ્યોઃ ભગવતિ! તે દુષ્ટને મે ક્યારનોયે ઠાર કરી દીધો છે. તેના પાપી પ્રાણ પરલોકમાં પ્રયાણ કરી ગયા છે.' આ શબ્દો સાંભળી અત્યંત શાંતિ ધારણ કરી તેણે પ્રાણ તજ્યા.

પ્રભાવતીના મૃત્યુથી કમળાવતીએ અત્યંત કલ્પાંત કીધું. કૃષ્ણાના શોકની પણ સીમા ન રહી. રાજમહેલમાં નાનાં મોટાં સર્વ તેના અવસાનથી દિલગીર થયાં. ચંદ્ર પણ તેના આદર્શ ચારિત્ર્યની પ્રશંસા કરતાં દિલગીર થયો. નગરમાંથી માણસોને બોલાવી નદી કાંઠે તેને અગ્નિસંસ્કાર કરી સઘળા માણસો ઘેર આવ્યા. જે ઠેકાણે તેને અગ્નિ દાહ દીધો તે સ્થળે કમળાવતીએ તેના સ્મારકમાં એક શિવાલય બંધાવ્યું હતું.

# પરિચ્છેદ ૧૪ મો.

## ઉપસંહાર.

રણમલ્લનો ઘાત કરી પોતાની માતૃભૂમિને રાઠોડના પાશમાંથી મુક્ત કીધા પછી ચંદ્રનો ક્રોધાગ્નિ શાંત ન થયો. તે જોધસિંહને પકડવા સ્વયં તેની પૂઠે પડ્યો. જોધસિંહે જ્યારે જાણ્યું કે ચંદ્ર પોતાની પૂઠેજ આવે છે ત્યારે તે ભયભીત બની ગયો. ચંદ્રની તેજસ્વિતાનો તેને પારપૂર્ણ પરિચય થયો હતો. તેથી તેણે પોતાના પાટનગર મંડોરના માર્ગનો ત્યાગ કરી અન્ય માર્ગે ચાલવા માંડ્યું, ને પોતાના ૧૨૦ માણસો સાથે તેણે હરવા શંકલ નામના પરાક્રમી રજપૂતનો આશ્રય ગ્રહણ કીધો.

ચંદ્રે આગળ વધીને મંડોર નગર જીતી લઇ તેના કિલ્લા પર મેવાડની યશસ્વી પતાકા ફરકાવી દીધી. ત્યાર પછી ચિતોડથી મુંજાજી ને કંટાજી નામના પોતાના બે પુત્રોને ચંદ્રે ત્યાં બોલાવ્યા. તેમને મંડોદરના સર્વ સત્તાધીશ બનાવી ચંદ્ર ચિતોડ ચાલ્યો ગયો. બાર વરસ સુધી મંડોર પર સીસોદિઆનો અધિકાર ચાલુ રહ્યો. ધીમે ધીમે તેમણે રાઠોડોનો સઘળો મુલક તાબે કરી લીધો.

આ તરફ જોધસિંહ ઘણી વિપત્તિમાં આવી પડ્યો હતો. તે રાજચિહનનો પરિત્યાગ કરી અરવલીની દુર્ગમાં ગુફાઓમાં રખડતો હતો. આ વખતે તેને જે વિપત્તિ વેઠવી પડી તે આલેખવાને અમારી લેખિની અશક્ત છે. પણ વિપત્તિ એજ સંપત્તિની માતા છે. વિપત્તિજ મનુષ્યનામાં સંપતિ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપે છે. જો કે જોધસિંહ પાસે એક તસુ પણ ધરતી નહતી, તેની પાસે જોઇતા સૈનિકો પણ નહતા, તથાપિ તે હિંમત હાર્યો નહિ. તેનું ધૈર્ય અથાગ હતું. આટલું આટલું સહન કરવા છતાં તે એક ક્ષણ પણ નિરાશ થયો નહિ. અસાધારણ સાહસ, ધીરજ, ખંત ને ઉદ્યોગ જારી રાખ્યાં ને લાંબી મુદતે પણ બેચાર રજપૂત સરદારોની સહાય મેળવી મંડોર સર કરવા ચાલ્યો. તેણે એકદમ કિલ્લા પર હલ્લો કીધો.

મંડોર પર અધિકાર ચલાવતા ચંદ્રના પુત્રોને જોધસિંહના આક્રમણની બીલકુલ ખબર પડી નહિ. યદિ સીસોદિઆ વીરો અસાવધ હતા તથાપિ તેઓ લવલેશ પણ ગભરાયા નહિ. ક્ષણ વારમાં તે યુદ્ધ માટે તૈયાર થઇ ગયા, ને અત્યુત્સાહથી જોધસિંહ સાથે લડવા લાગ્યા.

અપ્રતિમ વીરતા બતાવ્યા છતાં પણ પુરતી તૈયારી નહિ હોવાથી વીર કુંવરો જોધસિંહ સામે ટકી શક્યા નહિ. કંટાજી પોતાના માણુસો સાથે સદાને માટે રણુ ક્ષેત્રમાં શાંત થઇ ગયો. આ વિચિત્ર ઘટના જોઇ મુંજ એક શીઘ્રગામી અશ્વ પર આરૂઢ થઇ ચાલ્યો ગયો. પરંતુ જોધસિંહે તેને પણ પકડી લઇ તેનો વધ કીધો. આ રીતે રાઠોડ જોધસિંહે મંડોર દુર્ગ પર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કીધો.*

મંડોર જીત્યા પછી પણ જોધસિંહ સુખેથી અમલ કરી શક્યો નહિ. તેના મનમાં ચિંતા રહેતી કે ચંદ્ર કોઇપણુ રીતે પુત્રોનું વેર વાળ્યા સિવાય રહેનાર નથી. જોધસિંહે પોતાની ખરેખરી સ્થિતિનો વિચાર કીધો, તો તેને જણુાયું કે પોતાની પાસે બિલકુલ સેના નથી. વળી જે મિત્રોએ આજે સહાય કરી તે કોઇ વખતો વખત મદદ કરે નહિ. આમ હોવાથી જો ચંદ્ર મંડોર પર આક્રમણુ કરે તો પોતે નગરનો બચાવ કરવા અસમર્થ છે, એમ તેને ખાતરી થઇ. વળી આ વિગ્રહ ઉપસ્થિત કરવામાં પોતેજ કારણુભૂત છે માટે તે આગળ નહિ લંબાવતાં ઝટ તેનો અંત લાવવો હિતાવહ છે એમ માની તેણે એક સંધિપત્ર ચંદ્ર પર મોકલ્યું. એ પત્રમાં તેણે પોતાના ગુના માટે ચંદ્ર પાસે માફી માંગી, ને દંડ તરીકે તેણે સમસ્ત ગોદ્વાર પ્રદેશ ચંદ્રને સોંપી દીધો. મુંજ જે સ્થાને પડયો હતો તે સ્થાન આગળ મેવાડને મારવાડની સીમા નકકી કરી, ને બંને રાજ્યો વચ્ચે સલાહ થઇ. મેવાડ રાજ્યમાં એક પરગણાની વૃદ્ધિ થવાથી ચંદ્રે દુઃસહ પુત્રશોક વિસ્મૃત કીધો. એટલુંજ નહિ પણ તે પરમ પ્રસન્ન થયો. ધન્ય છે ચંદ્રની ઉદારતાને અને તેની દેશભકિતને !

મેવાડનો સૌભાગ્યસૂર્ય વીરવર ચંદ્રની સંપૂર્ણ સહાયથીજ ઉદિત થયો હતો તેથી રાણી કમળાવતીએ અને સમસ્ત પ્રજાએ

---

* જોધસિંહે મંડોર હસ્તગત કીધું તે સંબંધમાં બીજી કથા એવી છે કે જોધસિંહને અતિ વિપદવસ્થામાં જોઇ તેની બેન કમળાવતીને લાગણી થઇ ને તેથી તેણે જોધસિંહને મંડોર આપી દેવા મુકુલને સમજાવ્યું મુકુલ આ વખતે યોગ્ય વયનો હતો, ને તે મેવાડનું રાજ્ય ચલાવતો હતો. ચંદ્ર તે વખતે મંડોરમાં રહેતો હતો. મુકુલે ચંદ્ર પર એક પત્ર લખી જોધસિંહને મંડોરનો કિલ્લો સ્વાધીન કરી દેવા જણાવ્યું, ને બીજી બાજુ જોધસિંહને ખબર આપી કે તમને તમારું નગર પાછું સોંપવામાં આવે છે. આ ખબર મળ્યા પછી જોધસિંહે મંડોર નગર પર પોતાનો અધિકાર સ્થાપિત કીધો. આ બંને પ્રચલિત કથાઓમાં કઇ કથા સત્ય છે તે કહેવું ઘણું મુશ્કેલ છે.

ચંદ્રનો ઘણો આભાર માન્યો. મુકુલ યોગ્ય વયનો થયો એટલે ચંદ્રે સઘળો અધિકાર તેને સોંપી દીધો. મુકુલ ઘણો હોશિયાર હોવાથી સારી રીતે અમલ ચલાવવા લાગ્યો. ચંદ્ર મુકુલને રાજ્યકાર્યમાં મદદ કરતો હતો. કમળાવતી હવે ચંદ્રને પુત્ર જેવો ગણતી હતી ને ચંદ્ર પણ તેમને માતા સમાન માન આપતો હતો. આ ચંદ્રના વંશજો આજે ચંદાવત નામથી ઓળખાય છે. અદ્યપર્યંત મેવાડમાં ચંદાવત શાખા પ્રસિદ્ધ છે. આ ચંદાવત શાખાના આગેવાનો રાજ્યમાં આગળ પડતો ભાગ લે છે. મેવાડની મધ્ય કાળની અવનતિ પ્રસંગે ચંદાવત ને શકતાવત શાખાઓના માંહોમાંહેના કલહથી જોકે ચંદાવતો-દ્વારા મેવાડને ઘણું સોસવું પડ્યું હતું, તથાપિ ચંદાવત સામંતોએ અનેક પ્રસંગે સ્વદેશના ને રાણાના હિતને માટે જે અસીમ સાહસ, પ્રબળ પરાક્રમ ને અથાગ વીરત્વ બતાવી આત્મભોગ આપ્યો છે, તે જોતાં સાલુમ્બર સામંતોદ્વાર મેવાડને ઘણોજ ફાયદો થયો છે. તેમણે હમેશાં કાંઇ પણ ઇચ્છા વિના દેશની સેવા કરવા તત્પરતા બતાવી છે. તેથી ચંદાવત સામંતોના મુખમાંથી ' ચંદ્રના વંશજો કર્તવ્ય પાલન માટે કોઇપણ પ્રકારના પુરસ્કારની આશા રાખતા નથી. મેવાડનું હિત સાધવું એ તો વીરવર ચંદ્રના વંશજોનું પ્રધાન કર્તવ્ય છે. ' આવા શબ્દો નીકળે તે સર્વથા ઉચિતજ છે. આવા પ્રકારની સ્વદેશ સેવાને લીધે મગરૂબ હોવાથી, એક વખત કર્નલ ટૉડે ચંદાવતોના મુખી સાલુમ્બરાધિપતિને પોતાના પટ્ટા બતાવવા કહ્યું, અને જ્યારે વિશેષ આગ્રહ કીધો, ત્યારે સાલુમ્બરા સામંતે રાજપ્રાસાદ તરફ અંગુલિનિર્દેશ કરી કહ્યું, મારા પટ્ટા આ પ્રાસાદની દિવાલના પાયામાં છે. તેજસ્વી, ઉદારહૃદયી, દૃઢપ્રતિજ્ઞ ચંદ્રના ઉત્તરાધિકારીનો આ ઉત્તર સર્વથા યોગ્યજ છે, એમ કોણ નહિ સ્વીકારે ? ચંદ્રના વંશજોની રક્તવાહિનીઓમાં કેવા પ્રકારનું ઉષ્ણ રક્ત વહે છે, તેનું આ જ્વલંત દૃષ્ટાંત છે.



---

**આ લેખકનાં અન્ય પુસ્તકો.**

નાનાં બાળકોને નીતિનું શિક્ષણ આપવા માટે ખાસ તૈયાર કરેલુ, ગુજરાતના વિદ્વાનોના ઉચ્ચ અભિપ્રાય વાળું અત્યુત્તમ બાળ સાહિત્ય

## ૧. નીતિ વાચનમાળા.

પુસ્તક ૧ લું ૦—૧—૬; પુસ્તક ૨ જું ૦—૩—૦; પુસ્તક ૩ જું ૦—૫—૦
પુસ્તક ૪ થું ૦—૯—૦; પુસ્તક ૫ મું (છપાય છે).

આ પુસ્તકોમાં આ દેશનાં તેમજ પરદેશનાં, પ્રાચીન તેમજ અર્વાચીન, ધાર્મિક તેમજ ઐતિહાસિક, મહાન સ્ત્રી પુરૂષોનાં દ્રષ્ટાંતો વાર્તારૂપે આપવામાં આવ્યાં છે. ભાષા સાદી સરલ ને બાળકો રસથી વાંચે તેવી છે. પુસ્તક એક વખત વાંચ્યાથી તેના સંસ્કાર બાળકના મગજમાંથી કદી પણ ભુસાઈ જતા નથી. દરેક ઘર ને લાયબ્રેરી તેનો લાભ લે છે.

**હવે પછી પ્રસિદ્ધ થશે.**

## ૨, ગુજરાતી પ્રજાનો ઇતિહાસ.

ગુજરાતનું રાજકિય, સામાજિક ને ધાર્મિક ગૌરવ દર્શાવતો

**ડાહ્યાભાઈ વ્રજલાલ પંડિત.**
**અંધાડી-જીલ્લે ખેડા.**

# આગમાં અમૃતધારા

યાને

## ચોરને હંફાવનાર બહાદુર ચોકીદાર.

**શું મુંબાઈમાં ત્રીજોરીઓ બને છે, અરે ભુલો છો.**

**પહેલવહેલાં અમદાવાદમાં વલ્લભદાસને ત્યાંજ**

## ફાયરપ્રૂફની ત્રીજોરી બની છે.

તે જોઇ તેમના કારીગરો લઇ જઇ ફાયરપ્રુફ તીજોરી બનાવતાં મુંબાઇના જાણીતાં મેકરો શીખ્યા છે, ને મોટી મોટી જાહેર ખબરો છપાવી લોકોને ભોળવે છે, તેથી ભોળવાશો નહિં. હરીફાઇમાં ઉતારો.

**પુરાવો**—કેટલાક જાણીતા મેકરો ત્રીજોરીવાળાઓ મોટા બણુગાં ફુંકી જણાવે છે કે અમારી ત્રીજોરીમાં ભરાતા મશાલા જુદાજ હોય છે, ને રસાયણ શાસ્ત્રીઓ પાસે પાસ કરાવેલ છે, તેવું જણાવી તીજોરીમાં મસાલા તરીકે ઘણે ભાગે ફટકડીજ ભરે છે. થોડા વખતમાં તીજોરીની પ્લેટોને ફટકડી ખાઇ જઇ કાણાં પાડી નહિ નાંખે ? તેવી તીજોરી ટુંક વખતમાં લીધેલી તેને કાણાં પડી ગયાં છે, ત્યારે રસાયણશાસ્ત્રી પાસે, પાસ કરાવેલ મસાલો આવોજ કે ?

**મુંબઇવાળાને તીજોરી ઉપર કેટલાં ખરચ**—કારખાનાઓનાં ભાડાં, શોરૂમનાં ભાડાં, મેનેજરના પગાર, મેતાઓના પગાર, કામ કરનારા માણસોના ડબલ પગાર, શેઠનો નફો, શાખાઓમાં માણસોના પગાર, મકાન ભાડુ, રેલવે ભાડુ, પેકીંગ ખર્ચ, જકાત ખર્ચ વિગેરે કેટલાએક ભારે ખર્ચ પડે છે.

**કીફાયત ભાવ કેમ**—અમદાવાદમાં મકાન ભાડુ, કારખાના ભાડુ થોડુ, અને કારખાનામાં કામ કરનારા ઘણાખરા માણસો ઘરના બાકીના પગાર વ્યાજબી, અમારી પોતાની જાતમહેનત, મેહેતા પણ પોતેજ, નફો સાધારણ, અટલે કીફાયત મળવાનું કારણ.

**પુરાવો—વલભદાસની પેટંટની તીજોરીઓ**—કળો, સ્પ્રીંગો વીગેરેથી કામ મજબુત ને ટકાઉ છે, તીજોરીઓ જોઇ ખાત્રી કરો.

**ફાયરપ્રુફના અખતરા કયાં કયાં**—સરદાર બહાદુર શેઠ લાલભાઇ દલપતભાઇ, રા. રા. નગીનદાસ પરસોતમદાસ સંઘવી વીગેરે ઘણે ઠેકાણે થએલા છે ને કેટલાએક **સરટીફીકેટો ને ચાંદ મળેલા છે.**

**કયાં કયાં વપરાય છે**—મોટા નાના રાજ રજવાડાઓમાં બેંકોમાં, ઇન્જીનીઅર ઓફીસોમાં, મ્યુનીસીપાલીટીઓમાં, નાના મોટા શેઠ સાહુકારોમાં, નાની મોટી મીલોમાં તેમજ બહાર દેશાવરોમાં.

**મીસ્ત્રી, વલ્લભદાસ હીરાચંદ એન્ડ સન્સ**

**કારખાનું અને શોરૂમ, પાનકોરના નાકે—અમદાવાદ.**

# જીવનનો વીજય વાવટો.



ત્રણ દિવસમાં દૈવી ચમત્કાર અનુભવ સિદ્ધ રામબાણ
એકસોએકાવન રત્નો પ્રગટ કરવામાં આવશે.

કારણ કે:—

ઘણા લોકો કહે છે જે છાપામાં લખવા પ્રમાણે દવાઓ અસર કરતી નથી પણ મારા સમજવામાં એમ છે કે વૈદકશાસ્ત્ર જાણનારા ખરા વૈદ્યોની અનુભવસિદ્ધ કરેલી દવાઓ અસર કરે છે પણ વૈદક રહસ્યના અજ્ઞાની પૈસા કમાવવાની લાલચે સારાસારનો વિચાર સમજ્યા વિના દવાઓ બહાર પાડે છે તે કામ કરી શકતી નથી.

મારા પિતાશ્રી પચીસ વરસ થયાં અમદાવાદમાં વૈદકનો ધંધો કરે છે. તેઓએ આયુર્વેદના અમુલ્ય રત્નો અનુભવ સિદ્ધ કરી એકસોએકાવન સ્વદેશ બંધુઓને આરામ કરી હજારો આશિર્વાદ લીધા છે. તેમની પાસેથી આયુર્વેદ વૈદકનો અભ્યાસ કર્યા પછી મે ડાકટરી લાઇનમાં એલ. સી. પી. એન્ડ એસની ડીગ્રી મેળવી પ્રથમ ત્રણ અમુલ્ય રત્નો જાહેર કરૂં છું.

(૧) મદમસ્ત મકરધ્વજ વટી ( પુરૂષાતન પ્રાપ્તી માટે )

(૨) સંગ્રહણી (આંતરડાં ક્ષયના ઝાડા )

(૩) ક્ષય ( દવા ખાધાથી અને પીચકારી મુકવાથી મટે છે )

દરેક દવાની કિંમત પડતર ભાવથી સર્વને આપવામાં આવશે દરેક દવાનો નમુનો આજથી ત્રણ માસ સુધી ત્રણ દિવસ ચાલે તેટલો મફત મોકલવામાં આવશે. ટપાલ ખર્ચ માટે બે આનાની ટીકીટ બીડવી.

**ડોકટર ભાલચંદ્ર ડુંગરસી**
પોખાણી, મોરબીવાળા.
એલ. સી. પી. એન્ડ એસ.—મુંબાઇ.
ઠે. સુમા પારેખની પોળ સામે—અમદાવાદ.

આયુર્વેદિક શાસ્ત્રોક્ત દેશી દવાઓ બનાવનાર
પ્રખ્યાત કારખાનું

# ઉંઝા કેમીકલ વર્કસ.

( ગુજરાત ) ઉંઝા.

**મુખ્ય શાખાઓ.**

**હેડ ઓફીસ**—મુંબાઇ-પ્રિન્સેસ સ્ટ્રીટ નં. ૨.

**બ્રાન્ચ**—અમદાવાદ, રીચીરોડ, બાલા હનુમાન સામે.

**પાટણ**—(ગુજરાત).

**અમારી પ્રખ્યાત દવાઓ—**

સ્વાદિષ્ટ પીણું

## દ્રાક્ષાસવ.

નબળાઇને હઠાડી કકડતી ભૂખ લગાડી દસ્ત સાફ લાવી લોહી સુધારી શરીર લાલ બનાવે છે તેમજ ક્ષય, ખાંસી, દમ, મગજમારીનું કામ કરનાર માટે આશીર્વાદ રૂપ છે.

કિમ્મત બા. ૧ ના રૂ. ૨-૦-૦.

ડઝન ૧ ના રૂ. ૨૧-૦-૦.

સ્વાદિષ્ટ ચાટણ

## જીવણ.

અત્યુત્તમ ધાતુપૌષ્ટીક, આ સ્વાદિષ્ટ ચાટણ બુદ્ધિ, બલ, તથા ચાદશક્તિમાં વધારો કરી શરીરમાં અદ્ભુત શક્તિ આપે છે, તેમજ શરીર હાડપીંજર જેવાં બની ગયાં હોય તો નવું લોહી ભરી શરીર રાસક્ત બનાવે છે. સ્ત્રી, પુરૂષ, બાળક દરેકને સરખી રીતે ઉપયોગી છે.

કિમ્મત રતલ ૧ ના રૂ. ૨-૮-૦.

**દરેક કુટુંબોમાં વપરાતી અમારી શાસ્ત્રોક્ત**

## મકરધ્વજ ચાકુતી. [શક્તિની ગોળીઓ].

સોનું, ચાંદી, અભ્રક, કસ્તુરી, મોતી, પૂર્ણ ચંદ્રોદય જેવી કીમતી ચીજે નાંખી આ ચાકુતી બનાવવામાં આવે છે. શક્તિ માટે વૈદો, રાજા મહારાજાઓમાં આજ દવા આપી સારી બક્ષીસો મેળવતા હતા. શક્તિ આ તેમજ વીર્યની વૃદ્ધિ કરી, કાયમની શક્તિ ટકાવી રાખનાર આ ચાકુતી એક પણ દવા ચઢીઆતી નથી. દરેકને વાપરવા અમારી ખાસ ભલામણ

( પ્રાઈસલીસ્ટ મફત ) કિંમત ગોળી ૪૦ ના રૂ. ૧૦-૦-૦

**તદન મફત મોકલવામાં આવશે.**

**સૂચના**—એક આનાની ટીકીટ બીડી મોકલનારને અમારા તરફથી તૈયાર થયેલું સૂચીપત્ર જેની અંદર દવાઓના ગુણ, કિમ્મત, ઉપયોગ, દરદો તથા તેનાં કારણો, તેમાં વપરાતી અકસીર દવાઓ વિગેરે છે.

**ઉંઝા કેમીકલ વર્કસ,**
કારખાનું ઉંઝા (ગુજરાત).




આહું.........હાં.........હાં...........!!

ઠે૦ ખાડા હનુમાન.

ર સુધી અંધારામાંજ રહ્યા અને નકલીઓને હાથે ફસાયા.

**હવે ખરી જગા જડી.**

ડાયરીમાં નોંધવા કે, ફરી ભૂલ ન થાય.

શું સરસ કામ ! આફ્રીન !! આફ્રીન !!!